શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય ગ્રંથાવલિ

પુસ્તક નંબર ૫.

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## દ્વિતીયસ્કંધ.

ગ્રંથ કર્તા

દત્તાત્રેયબુવા

# વિષ્ણુરૂપ નવગ્રહસ્તોત્ર.

પ્રિય સજ્જનો તથા વૈષ્ણવો, આપ એ વાત જાણોજ છો કે હમેશા પ્રત્યેક મનુષ્યને ગ્રહોની અનુકૂળતા તથા પ્રતિકૂળતા હોય છે કેટલીક વખતે એકાદ અથવા વધારે ગ્રહોની પ્રતિકૂળતા હોવાથી મનુષ્યને આધિવ્યાધિની પીડા થાય છે, તેથી તે ગ્રહોની અનુકૂળતા માટે શાસ્ત્રાનુસાર જપ, દાન તથા ગ્રહસ્તોત્રના પાઠ વગેરે બ્રાહ્મણોદ્વારા કરાવવામા આવે છે પરંતુ તે કર્મ બનતા સુધી પોતેજ કરવું જોઇએ તો તેનું પુણ્ય બીજા માણસ પાસેથી કરાવવા કરતા વિશેષ છે ગ્રહાદિકોની અનુકૂળતા તથા પ્રતિકૂળતા પરમાત્માની અનુકૂળતા તથા પ્રતિકૂળતાપર આધાર રાખે છે માટે દરેક માણસ હમેશા જો આ સ્તોત્રનો પાઠ કરે તો પરમાત્માની અનુકૂળતા થઇ તે ગ્રહદ્વારા આપણા આધિવ્યાધિ દૂર થાય કારણ કે ગ્રહાદિકોનો અંતરાત્મા પરમાત્મા છે આપણે હમેશા જે જે દેવતાની ઉપાસના કરીએ છીએ તેને છોડીને સંકટ સમયે બીજા દેવતાની સ્તુતી વગેરે કરીએ છીએ તેથી ભક્તિ વ્યભિચરિત થાય છે તે ન થાય અને ગ્રહાદિકોની પણ અનુકૂળતા થાય એવી રીતે આ સ્તોત્રની રચના કરેલી છે એટલે એક શ્લોકમા ગ્રહ અને તેનો અંતરાત્મા જે વિષ્ણુ એ બંનેને લાગુ પડતો અર્થ વર્ણન કરી સ્તુતિ કરેલી છે અને કેટલાક સજ્જનોના કહેવાપરથી ટુકમા ગુજરાતી અર્થ કરી પ્રકાશિત કરવામા આવ્યું છે આ સ્તોત્ર પ્રાસાદિક છે અમારા અનુભવ પ્રમાણે આપ સજ્જનો જો આ સ્તોત્રનો પાઠ કરશો તો પરમાત્માની અનુકૂળતા થઇ ગ્રહોની પણ અનુકૂળતા થઇ નિ:સંશય આધિવ્યાધિથી દૂર થશો

કિં બે આના ટ ખર્ચ જુદો



# દત્તબોધામૃતશતપદી

આમા રાગતાલસહિત સો ઉપદેશાત્મક પદ છે કિં ચાર આના ટ ખર્ચ જુદો આ કાર્યાલયના બધા પુસ્તકો એકદમ ખરીદ કરનારને ટ ખર્ચ માફ

. મેનેજર-'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય' નાનાજીઅકલા-સુરત.

ॐ

तत्सत्परमात्मनेनम

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ

## તૃતીયસ્કંધ.

કર્તા અને પ્રકાશક

કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેયબુવા
તાંબે સાતારકર.



સુરત.

મિતિ શ્રાવણ વદ ૮ સંવત્ ૧૯૮૧ સન ૧૯૨૫



કિંમત રૂ. ૨ (બે.)

વિશેષ સુચના —

અમારા કાર્યાલયદ્વારા પ્રગટ થએલા પુસ્તકોમાંથી કેટલાક લોકો અમોને પૂછયા વગર કેટલાક ઉતારા લઈ પોતાના પુસ્તકો છાપે છે માટે આ સૂચનાથી તેઓને અને બીજાઓને પણ ખબર આપવામાં આવે છે કે અમારી રજા સિવાય કોઈએ કંઈપણ ભાગ છાપવો નહિ

તૃતીય સ્કંધ સુરત બાલાજીરોડ ઉપર આવેલા "ન્યુ સોદાગર" પ્રેસમાં શા૦ ચુનીલાલ ભાઈદાસે છાપ્યો

# પ્રસ્તાવના.

પરમગુરૂ પરમાત્મા શ્રીદત્તાત્રેયની કૃપાથી **"શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ"** એ મહાન્ ગ્રંથનો આ તૃતીય સ્કંધ બે ગુચ્છ અને સોળ પુષ્પોથી યુક્ત પ્રકાશિત કરી આપ રસિક વાચક વર્ગના હાથમાં આપીએ છીએ, જેના અવધારણથી એની કેવી ખુશબો છે તે આપને વિદિત થશે

ભાઇહો ! સકલ શુભ કાર્યમાં વિઘ્ન તો ઉપસ્થિત થાય છે પરંતુ આપણા ચિત્તમાં પરમાત્મા પ્રત્યે દૃઢ શ્રદ્ધા અને ભક્તિ હોય તો એ અતુલ દયાવાન હોવાથી તે વિઘ્નને દૂર કરી નાખે છે માટે બુદ્ધિવાન પુરૂષે હમેશાં ધૈર્યાવલંબન રાખવું જોઇએ અને પોતાના સારા ઉદ્દેશથી કોઇપણ દિવસ અનેક આપત્તિ આવી પડે છતાં પરાવૃત્ત ન થવું જોઇએ અમોએ આ કાર્યની શરૂઆત કરી પરંતુ વચમાં અનેક મંઝટો આવી પડવાથી આ સ્કંધ પ્રગટ કરવામાં વિલંબ થયો છે ગ્રાહકો તરફથી તૃતીય ચતુર્થ સ્કંધની માગણી એક વરસથી થાય છે પરંતુ એ દરમ્યાન અમારાથી કંઇજ ન બની શક્યું ! તોપણ આજે આ એક સ્કંધ પ્રગટ કરીને વાચકોનું સમાધાન કરીએ છીએ

આ ગ્રંથ દ્વાદશસ્કંધાત્મક છે, અને દરેક સ્કંધમાં બબ્બે ગુચ્છ અને સોળ સોળ પુષ્પ આવેલા છે દરેક પુષ્પનો વિષય ભિન્ન ભિન્ન શાસ્ત્રીય જ્ઞાનથી અને દૃષ્ટાંત વગેરેથી અલંકૃત કરેલ છે આ એકજ ગ્રંથ પાસે રહેશે તો ઉપદેશક, કીર્તનકાર, પુરાણિક અને બીજા પણ પ્રવચન કરનારાઓને અતીવ સહાયભૂત થઇ પડશે એટલુંજ નહિ પરંતુ બધાયને જીવનરૂપ થઇ તુષ્ટિપુષ્ટિ પણ આપશે આના અભ્યાસથી મનુષ્ય ઉત્તમવક્તા પણ થઇ શકે એમ નિઃસંશય સમજવું ગ્રંથ વિપુલ હોવાથી એકદમ છાપવામાં દ્રવ્ય પણ વધારે જોઇએ અને તેનો અભાવ પ્રકાશકની પાસે પણ ખરોજ તેમજ ગ્રાહકોને કિંમત પણ વિશેષ પડે માટે અકેક સ્કંધ છાપી આખો ગ્રંથ પ્રકાશિત કરવાનો વિચાર રાખેલો છે

આનંદની વાત એ છે કે આ ગ્રંથની આજકાલ બધાજ લોક પ્રશંસા કરે છે તેમજ બાર સ્કંધ જલદી પ્રગટ થાય એવી ઇચ્છા પણ દર્શાવે છે પરમાત્મકૃપાથી હાલ જેટલી ગ્રાહકોની સંખ્યા છે તેના કરતાં જો વધારે થાય અગર આ કાર્યને કોઇ વિશેષ મદદ આપે તો આ ગ્રંથ શીઘ્ર પ્રગટ થઇ શકે પરંતુ જેવો નાટક કાદમ્બરી વગેરે વાચવાનો લોકોને શોખ છે

તેવો આવા ભક્તિજ્ઞાનપ્રધાન ગ્રંથની બાબતમા નથી, અને તેથી કરીને આવા ગ્રંથ પ્રગટ કરવામા વધારે સમય નીકળી જાય એમા આશ્ચર્ય લાગવા જેવુ કંઇ નથી નાટક કાદંબરી વાચવાથી નૈસર્ગિક વિષયવાસના ઉત્તેજીત થાય છે એવી થોડીજ આ ગ્રંથ વાચવાથી થવાની છે? ઉલટી વિષયવાસના મંદ થશે તો પછી આવા ગ્રંથ વાચવામા લોકોની કેવી પ્રવૃત્તિ થઇ શકે? અસ્તુ!

આ સ્કંધ પ્રગટ કરવામા જેવી રીતે દૈવી આપત્તિ આવી પડવાથી વિલબ થયો તેવીજ રીતે "**હરિહરભક્તિરહસ્ય**" અને "**શ્રીનવનાથચરિત્ર**"ના બે ભાગ વચમા છપાની પ્રસિદ્ધ કર્યા એ પણ એક કારણ થયુ પરતુ હવેથી આગળપર આનાજ સ્કંધ પ્રગટ કરવાનો વિચાર રાખેલો છે આખરે એટલુજ કહી વિરમીએ છીએ કે—

**यदत्रसौष्ठव किंचित्तद्गुरोरेव मे न हि ।**
**यदत्रासौष्ठव किंचित्तन्ममैव गुरोर्न हि ॥**

આ ગ્રથમા જે કંઇ ઉત્તમતા હોય તે શ્રીગુરૂનીજ છે અમારી નથી, અને જે કંઇ બુરાઇ હોય તે અમારી છે, શ્રીગુરૂની નથી એવુ જાણી લેવુ

"**इत्यल पल्लवितेन**"

મુક્કામ—સુરત
મિતિ શ્રાવણ વદ ૮
બુધવાર શકે ૧૮૮૭
ક્રોધનનામ સવત્સરે
સવત્ ૧૯૮૧

શ્રીગુરૂદત્તાત્રેય પાદપદ્મમિલિંદ

દત્તબુવા.



कीर्तनाचार्य महाराज.



श्री दत्तात्रेयबुवा तांबे सातारकर

A 5308—Lakshmı Art, Bombay, 8

# અનુક્રમણિકા.

## તૃતીય સ્કંધ—પ્રથમ ગુચ્છ.

### વિષયો અને તેમાંના દૃષ્ટાંત.



## તૃતીય સ્કંધ—દ્વિતીય ગુચ્છ

श्री दत्तात्रेय



॥ कर्पूरकांतिदेहाय ब्रह्ममूर्तिधराय च ॥
॥ वेदशास्त्रपरिज्ञाय दत्तात्रेय नमोऽस्तु ते ॥

A 5308—Lakshmi Art, Bombay, 8

૧૨૬૫૪૮

। ॐ तत्सत्परमात्मने नम ।

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## તૃતીય સ્કંધ—પ્રથમ ગુચ્છ.

મંગલાચરણમ્

શ્રી ગણેશાય નમ શ્રી સરસ્વત્યૈ નમ

શ્રી કુલદેવતાયૈ નમ શ્રી ગુરૂભ્યો નમ

दिगंबर भस्मविलेपितांग बोधात्मकं युक्ततमं प्रसन्नम् ।
निर्वाणमश्यामतनु भजेऽहं दत्तात्रेय ब्रह्मसमाधियुक्तम् ॥

### પદ રાગ—કામોદ, તાલ ઝપા.

ગુરૂદત્ત આત્રેય ત્રૈમૂર્તિ અવતાર, અવધૂત સુખકાર ત્રૈગુણ્ય આધાર, ટેક આનંદવન[1] સ્નાન કરવીર[2] ભિક્ષાન્ન, માહૂર[3] કર-શયન, સ્થિતિ જાકિ ગિરનાર, (૧) ષડ્બાહુ ત્રયવદન ભસ્મ ચર્ચિત સુતન, યજ્ઞોપવીત ઉર, સિરપે જટાભાર, (૨) જો મન તુ સબ ભાતિ, સુખ ચાહે નિતહી, તો ધ્યાય દિન રાતિ યતિપતિ મનહાર (૩)

## પ્રથમ—પુષ્પ.

### નામમહાત્મ્ય અને કલિપ્રભાવવર્ણન.

अस्ति भाति प्रिय रूप नाम चेत्यंशपञ्चकम् ।
आद्य त्रयं ब्रह्मरूप मायारूपं ततो द्वयम् ॥ बो० सा० ॥

અખિલ જગતમા અસ્તિ-છે, ભાતિ—ભાસે છે, પ્રિય—સુખ, રૂપ—આકાર અને નામ એવા પાચ અશ સર્વત્ર વિદ્યમાન છે એમા પહેલા ત્રણ અશ બ્રહ્મના સ્વરૂપ છે, અને નામ, રૂપ એ બે માયાના અશ છે આ પ્રમાણે બહુ થઈ, શ્રુતિ સ્મૃતિવિષે વર્ણન કરાવેલ છે નામરૂપાત્મક માયાકાર્ય જે જગત્ છે, તે બ્રહ્મસ્વરૂપ ઉપર વિવર્ત એટલે ભ્રમરૂપ છે કારણકે બ્રહ્મસ્વરૂપ

૧ કાશી ૨ કોલ્હાપુર ૩ એક ક્ષેત્રનુ નામ,

જે અશત્રય એટલે અસ્તિ, ભાતિ પ્રિય અથવા સત્ ચિત્ આનંદ, તેમનો ત્યાગ કરીને નામરૂપ અનુભવમા આવતા નથી રજ્જુની ઉપર દેખાતા સર્પને રજ્જુ દૂર કરીને દેખીએ તો તે દેખાતો નથી તેજ પ્રમાણે ઉપરોક્ત ત્રણુ અશનો ત્યાગ કરીને, નામરૂપ દેખાતા નથી અર્થાત્ મિથ્યા છે.

नामरूपात्मकैर्भावैर्बध्यते निखिला जना ।

પરમાત્માની ઇચ્છાશક્તિરૂપ માયાએ આ નામરૂપાત્મક અખિલવિશ્વને પ્રકટ કયુ છે, મા જીવોને નામરૂપાત્મક વિષયોવડે બધન થાય છે, અર્થાત્ નામરૂપમા લુબ્ધ થઇને સર્વજીવ સસારમા ફ્રમે છે આ બધનમાથી છૂટવાને વાસ્તે શ્રીભગવાનના દિવ્યનામ તથા દિવ્યરૂપનુ અવલબન કરવુ જોઇએ કારણુકે મનુષ્ય જમીનપર પડેછે, ત્યારે તે તેનો આશ્રય લઇને ઉભો થાય છે, પરતુ આકાશ અગર પવનના આશ્રયથી નહિ એ પ્રમાણે વિષયોના નામ અને રૂપવડે બધન પ્રાપ્ત થયુ છે ત્યારે પરમાત્માના અલૌકિક નામ તથા રૂપનો આશ્રય કરવાથીજ જીવને મુક્તિની પ્રાપ્તિ થશે મહાત્મા સુરદાસજી કહે છે કે—

## પદ-રાગ કેદારા, તાલ ત્રિતાલા

હૈ હરિનામ કો આધાર। ઔર ઇહી કલિકાળ નાહીં રહ્યો વિધિ વ્યવહાર ॥ ધ્રુ ॥ નારદાદિ શુકાદિ મુનિ મિલી કિયો બહુત બિચાર। સકલ શ્રુતિદધિમથિત કાઢયો ઈતો ઇ ઘૃતસાર ॥ ૧ ॥ દશો દિશ તે કર્મ રોકયો મીનકો જ્યો જાર। સૂર હરિકો સુયશ ગાવત જાહિ મિટે ભવભાર ॥ ૨ ॥

આ કલિકાળમા મુક્તિને માટે નાના પ્રકારના જે સાધનવિધિ કહેલા છે, તેનુ અનુષ્ઠાન કરવુ ઘણુજ કઠણુ છે, એથીજ સર્વાંતર્યામી હરિનુ નામ મુખ્ય આધારભૂત જાણીને તેનોજ આશ્રય કરવો નારદ શુક વગેરે ભગવજ્જનોએ બહુ સૂક્ષ્મવિચાર કરીને, અખિલ શ્રુતિરૂપ દધિનુ મથન કર્યુ અને તે મથન ક્રિયામાથી માખણુતુલ્ય આ સાર કાઢયો છે કે હરિના નામનો જપ કરવો મત્સ્યને જે પ્રમાણે ચારે બાજુથી સૂત્રની જાળ નિરુદ્ધ કરે છે તે પ્રમાણે વિવિધ કર્મરૂપજાળે જીવોને નિરુદ્ધ કર્યા છે, પરતુ જો ભગવાનના નામનુ કીર્તન થાય તો આ જાળમાથી જીવ મુક્ત થાય છે, અને પુન તેને જન્મ મરણુરૂપ સસારમા આવાગમન થતુ નથી એમ જાણુવુ બીજા સાધનોનુ અવલબન કરવુ કેટલુ કઠણુ છે, તે આજકાલ લોક જાણેછેજ કલિયુગના પ્રભાવથી, મનુષ્યના અત કરણુ કેટલા કલ્મષ-પાપ યુક્ત થાય છે અને

થયેલા છે એનો પણ સર્વને અનુભવ છે સબબ પરમાત્મનામનુ આ પૂર્વક દીર્ઘકાલ અનુષ્ઠાન કરવુ તે અતીવ યુક્ત અને સુલભ છે એમ જાણું ઘણા મહાત્મા લોક ભગવાનના નામનોજ ઉપદેશ કરતા હોય છે, જેથી પરમાત્મપ્રસાદપાત્રીભૂત થઇને મુક્ત થાય છે

પ્રથમ કલિનો પ્રભાવ જુઓ કે તે કેવો અનર્થાવહ છે ચ પૂકાર લખે કે

**हर्म्यस्थानमधर्मकर्मविततेर्दुर्मानधर्मासन ।**
**शास्त्रस्तोमललाटभूलिपिलय शांति सवानामपि ।**
**सर्वाम्नायवचस्समापनदिनं संस्था सदर्चाविधे- ।**
**रर्थाशाजनिभूरभूदिह महानर्थावहोऽस्य कलि ॥**

જે પરધનહરણ, પરસ્ત્રીગમન, મદ્યપાનાદિ પાપકર્મ પરપર નિવાસસ્થાન છે તથા દુરભિમાનનુ ધર્નપીઠ છે, જેના પ્રાદુર્ભાવથી શાસ્ત્રસમૂહ કપાલસ્થાન સ્થિત અક્ષરોનો નાશ થાય છે, અને યજ્ઞ યાગાદિ કર્મો શાન્તિ, અખિલ વેદવચનોનો સમાપ્તિદિવસ, સત્પુજાદિકર્માનુષ્ઠાનની મય અને દાંભિક અસદ્વચનાદિનો ઉદ્ભવ તેમજ દ્રવ્યાભિલાષની જન્મભૂમિ પ્રમાણે મહાઅનર્થસપાદક કલિયુગ પ્રવૃત્ત થયેલ છે અને વળી કહે છે કે—

**यत्र भार्यागिरो वेदा यत्र धर्मोऽक्षसाधन ।**
**यत्र स्वप्रतिभाभान तस्मै श्रीकलये नम ॥**

જે કલિકાળમા સ્ત્રીવાણી છે તે અનુવર્તનીય વેદ છે તથા ઇંદ્રિયાં ખાનપાન કરીને સતુષ્ટ કરવી એ સાધન વૈદિક ધર્માનુષ્ઠાન છે, એમ સમજ વામા આવે છે અને જ્યા પોતાની બુદ્ધિના વિકાસનુજ ભાન થાય છે એ શ્રીમાન્ કલિદેવને નમસ્કાર છે મહાત્મા તુલસીદાસજી પણ લખે છે કે-

॥ દોહા ॥ કલિમલ ગ્રસેઉ ધર્મ સબ ગુપ્ત ભયે સદ્ગ્રથ ।
દભિન નિજમત કલ્પિકર પ્રગટ કીન્હ બહુ પથ ॥

॥ ચોપાઈ ॥

વર્ણધર્મ નહિ આશ્રમચારી, । શ્રુતિવિરોધરત સબ નરનારી
સોઈ સયાન જો પરધનહારી । જો કરૂ દભ સો બડ આચારી
નિરાચાર જો શ્રુતિપથ ત્યાગી । કલિયુગ સોઇ જ્ઞાની વૈરાગી
જાકે નખ અરૂ જટા વિશાલા । સોઈ તાપસ પ્રસિધ્ધ કલિકાલા

નિખિલ ધર્મ કલિના પાપને લીધે ગ્રસ્ત થયો હોય એમ દેખાય અને ઉત્તમજ્ઞાનપ્રદ ગ્રથ પણ ગુપ્ત થઇ ગયા. તથા દાંભિક પાખડિ પુરૂષો

સ્વસ્વમતાનુસાર કલ્પિત અનેક પથ નિર્માણ કર્યા છે બ્રાહ્મણાદિ વર્ણ અને બ્રહ્મચર્યાદિ આશ્રમના ધર્મ લુપ્ત થઈ ગયા છે, અને શ્રુતિઓની સાથે સવ સ્ત્રી પુરૂષ વિરોધ કરવા લાગ્યા છે આ કળિયુગમા બીજાના ધનને યુક્તિ પ્રયુક્તિવડે જે હરણ કરે છે, તેજ સજ્જન-ડાહ્યો-હુશિયાર સમજવામા આવે છે તથા જે ઘણો દભ કરે છે, તેજ મોટો કર્મઠ આચારશીલ કહેવાય છે, અને જે વૈદિક માર્ગનો પરિત્યાગ કરીને આચારશૂન્ય થાય છે, તેજ જ્ઞાની વૈરાગી છે એમ કળિયુગમા કહેવાય છે તથા જેના નખ મોટા મોટા લાબા થયા છે, તથા મસ્તકપર વિશાલ જટાભાર છે, તેજ કળિયુગમા મોટા તપસ્વીના નામથી પ્રસિદ્ધ થાય છે આ પાપી કળિકાળમા બ્રાહ્મણકુલોત્પન્ન ઘણા લોક ઉદર ભરણાદિ અપાર કર્મોવડે કાળક્રમણ કરતા હોય છે, અને જેમને સધ્યાસમય સ્નાન પણ કરવાને વખત મળતો નથી કેવળ ભોજન સમયેજ ન્હાય છે જ્યા સધ્યાને માટે પણ મુશ્કેલી ત્યા બીજા બ્રહ્મકર્મની તો શી વાત ! કેટલાક તો એમ પણ કહે છે કે જેનામા સદેહ (સશય) છે તેનેજ સધ્યાનો અધિકારી કહેલ છે સદેહરહિતવિષે વેદવિધિની આજ્ઞા ચાલતી નથી કેટલાક આમ બોલે છે કે,

हृदाकाशे चिदादित्ये सदा भास्वति भास्वति ।
नोदेति नास्तमभ्येति कथ सध्यामुपास्महे ॥

સધિકાળ વિષે સધ્યાદિ કર્મ થાય છે રાત્રી સમાપ્તિ અને દિનોદય એ બેની સધિમા તથા દિનના અસ્તકાળ અને રાત્રીના ઉદયકાળની સધિમા સધ્યા થાય છે પરતુ જે સૂર્યનો અસ્તોદય થાય નહિ તો સધિનો અભાવ થવાથી સધ્યા કોણ કેવી રીતે કરે ? એ પ્રમાણે હૃદયરૂપ આકાશમા તેજરૂપી ચૈતન્યાત્મા નિરતર દેદીપ્યમાન થઇને વિરાજમાન થયેલ છે, જેનો ઉદય અને અસ્ત થતો નથી તો અમે સધિના અભાવમા સધ્યાદિની કેવી રીતે ઉપાસના કરીએ ? બીજા વળી કેટલાક કહે છે કે જનનાશૌચ અને મૃતાશૌચ બન્ને પ્રાપ્ત થાય તો સધ્યા થઇ શકે નહિ એમ શાસ્ત્રમા કહેલુ છે તે પ્રમાણે અમારી મોહમયી માતા મરી જવાથી મૃતાશૌચ અને બોધરૂપી પુત્ર થયેલ છે તેથી જનનાશૌચ પ્રાપ્ત થયેલ છે આ પ્રમાણે બન્ને સૂતકકાળમા સધ્યોપાસના કેવી રીતે કરીએ ? આ વચન સત્ય છે, પણ એના અધિકારી જુદા છે આ પ્રકારની વાસ્તવસ્થિતિ પ્રાપ્ત થયેલ હોય તો એ પ્રમાણે કહેવામા હરકત નહિ પરતુ સધ્યાવદનાદિકર્મોના અનુષ્ઠાન કરવામા આલસ્ય અને અશ્રદ્ધા હોવાથીજ ઘણા લોકો આ વચનોનો આશ્રય લે છે, અને યથેચ્છ ખાનપાન કરવામાટે સદેહરહિત થઇને સર્વની સાથે સર્વપ્રકારનો વ્યવહાર કરે છે જે બ્રાહ્મણ

ત્રણ દિવસ સુધી સંધ્યા કરતો નથી, તે શૂદ્રતુલ્ય થઇ જાય છે, પછી ભલે તે ચાર વેદને ભણ્યો હોય.

**तस्मान्न लघयेत्सध्यां साय प्रात समाहित ।**
**उल्लंघयति यो मोहात्स याति नरकं ध्रुवम् ॥**

તેથી સાયકાળ અને પ્રાતકાળ વિષે સંધ્યાનું ઉલ્લંઘન કરવું નહિ. જો કોઇ મોહને વશ થઇને સંધ્યા કરતો નથી, તો તે નિશ્ચય નરકમાં જાય છે આ પ્રમાણે સ્મૃતિમાં કહેલછે જે પ્રમાણે વૃક્ષના મૂળનું સર્વપ્રકારથી રક્ષણ કરવાથી તેના શાખાપત્રાદિ વિસ્તાર પામે છે, તે પ્રમાણે બ્રાહ્મણરૂપ વૃક્ષનું મૂળ સંધ્યાને કહેલછે વેદને વૃક્ષની શાખાસ્થાનમાં અને ભિન્ન ભિન્ન ધર્મકર્માનુષ્ઠાનને પત્રના સ્થાનમાં સમજવા એ પ્રમાણે સ્વર્ગાદિલોક જેના પુષ્પસ્થાનીય છે, અને મોક્ષ ફળ છે વાસ્તે પ્રયત્નપૂર્વક સંધ્યામૂળની રક્ષા કરવી તોજ મોક્ષફળાવધિ બ્રાહ્મણવૃક્ષનો વિસ્તાર થશે મનુસ્મૃતિના ચતુર્થાધ્યાયમાં કહેલ છે કે

**ऋषयो दीर्घसध्यत्वाद्दीर्घमायुरवाप्नुयु. ।**
**प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥**

સત્યવક્તા, મંત્રદ્રષ્ટા ઋષિ દીર્ઘકાળપર્યંત સંધ્યાજપાદિ અનુષ્ઠાન કરતા હતા તેથીજ દીર્ઘ-ચિરકાળપર્યંત જીવતા રહેતા તથા જેને પ્રજ્ઞા, અધ્યયનાદિસંપન્નયશ અને અમૃતકીર્તિ તથા બ્રહ્મતેજ પ્રાપ્ત થયા હતા આ ઉપરથી જેઓ તે ચિરકાળ આયુષ્યની પ્રાપ્તિ થાય એવી ઇચ્છા કરતા હોય તેમણે સંધ્યાનુષ્ઠાન અવશ્ય કરવુ જોઇએ

**आचाराल्लभते ह्यायुराचारादीप्सिता प्रजा ।**
**आचाराद्धनमक्षय्यमाचारो हंत्यलक्षणम् ॥**

મનુષ્યને શુભાચારવડે વેદોક્ત આયુષ્યની પ્રાપ્તિ થાય છે, તથા પુત્ર-પૌત્રાદિ કન્યાદિ ઉત્તમ પ્રજા થાયછે વળી બહુ ધન મળે છે, અને અશુભ-ફળસૂચક અરિષ્ટ પણ નિષ્ફળ થઇ જાય છે ભગવાન્ વસિષ્ઠજીએ પણ કહેલ છે કે, આયુર્નિમિત્તભૂત કર્મોના દેશ કાળ ક્રિયા દ્રવ્યાદિની શુદ્ધિ અથવા અશુદ્ધિવડે ફળની અધિકતા અથવા ન્યૂનતા થાય છે વળી વિહિત કર્મનુ અનુષ્ઠાન ન કરવાથી આયુષ્યનો ક્ષય થાય છે —

**स्वकर्मधर्मे ह्रसति ह्रसत्यायुर्नृणामिह ।**
**वृद्धे वृद्धिमुपायाति सममेव भवेत्समे ॥**
**यो यथाशास्त्रमारब्धं स्वधर्ममनुतिष्ठति ।**
**भाजनं भवति श्रीमान्स यथाशास्त्रमायुष ॥**

પોતાના વર્ણાશ્રમ ધર્મનો હ્રાસ (નાશ) થવાથી મનુષ્યોનુ આયુષ્યપણ ઓછુ થાય છે, અને તેની વૃદ્ધિ થાય તો આયુષ્ય પણ વૃદ્ધિને પામે છે વળી સમાન અનુષ્ઠાન કરવાથી આયુષ્ય પણ સમ થાય છે એટલે કે તે તે યુગની નિયત સખ્યાનુરૂપ થાય છે જે પુરૂષ યથાશાસ્ત્ર સ્વધર્માનુષ્ઠાન કરે છે, તે શ્રીમાન્ શાસ્ત્રોક્ત આયુષ્યપ્રાપ્તિનો પાત્રિભૂત થાય છે સારાશ, જેમ કોઈ આધળો આધારવિના પડી જાય છે, તેમ દ્વિજ શ્રૌત સ્માત કર્મના આલમ્બન વિના પ્રામાધિકારપદ ઉપરથી નીચે પડી જાય છે માટેજ સધ્યાવદનાદિ શુભ કર્માચારને છોડી ન દેવા જોઇએ પરતુ કળિકાળને વશીભૂત થઇને દ્વિજાતિગણ દ્રવ્ય લોલુપ થયેલ છે, અને અહર્નિશ અનાચારી થયેલ હોય એમ જ્યા ત્યા પ્રતીત થાય છે, આ પ્રમાણે કષ્ટમય દશામા પડેલ હોઇને દુખાનુભવ કરી રહેલ છે, તોપણ સ્વધર્મોચારવિષે બિલકુલ પ્રવૃત્ત થતો નથી એ કેવુ આશ્ચર્ય !

કળિના પ્રભાવનુ શુ વર્ણન કરવુ ? ધર્મરાજાના સમયના એક દૃષ્ટાતને જુઓ હસ્તિનાપુર વિષે એક સાહુકારે એક બ્રાહ્મણને થોડી જમીન દાનમા દીધી હતી બ્રાહ્મણે શુભ મુહૂર્ત જોયુ અને ત્યા ઘર બાધવા માટે શરૂઆત કરી દૈવયોગથી તેને ત્યા જમીન ખોદતા ખોદતા એક દ્રવ્યથી ભરેલો ચરુ મળી આવ્યો પરતુ તેણે તેનો અભિલાષ કર્યા વગર તે સાહુકારને ત્યા લાવ્યો અને કહ્યુ કે, આ દ્રવ્ય તમે મ્હને જમીન દીધી હતી ત્યાથી મળ્યુ, તેથી તમારૂ દ્રવ્ય ગ્રહણ કરો આવુ સાભળીને સાહુકારે કહ્યુ " મહારાજ ! મારી પાસે બહુ દ્રવ્ય છે, તેથી આ મ્હારે જોઇએ નહિ કારણ કે જે જમીન મે તમને દાનમા દીધી છે, તેમાથી જે કાઈ મળી આવે, તે સર્વ તમારૂજ છે તમને દૈવયોગવડે વળી બીજુ ઘણુ ધન મળો ' મ્હને તેની ઇચ્છા નથી બ્રાહ્મણે કહ્યુ, તમે આ સ્થળનુ સકલ્પ કરીને દાન દીધુ, પરતુ તેની અદરની વસ્તુઓનુ નહિ તેથી હુ એને ગ્રહણ કરીશ નહિ દ્રવ્યને લીધે બહુ અનર્થ થાય છે, અને પરમાર્થ ડુબી જાય છે તેથીજ હુ તેની આકાક્ષા કરતો નથી આ પ્રમાણે બન્નેમાથી એકે પણ દ્રવ્ય લેવુ ઉચિત સમજ્યા નહિ જ્યારે આમ થયુ ત્યારે આખર ન્યાય (નિર્ણય) માટે અર્થાત્ આ દ્રવ્ય કોણે લેવુ તો દોષ થાય નહિ ? એ બાબતની પૃચ્છા કરવામાટે રાજા ધર્મની પાસે તે બન્ને જણ દ્રવ્યને લઇને આવ્યા, તે વખતે શ્રીકૃષ્ણ પણ ત્યા બેઠા હતા બન્નેએ પોતપોતાની હકીકત કહી સાહુકાર બોલ્યો કે ' મે આ બ્રાહ્મણને જમીન દાનમા દીધી છે, તેમાથી આ દ્રવ્ય તેને મળ્યુ, પરતુ એ લેતો નથી અને કહે છે કે પાછુ લ્યો, કારણ કે આ તમારૂ છે". બ્રાહ્મણે કહ્યુ,

"આ સાહુકારે સંકલ્પ કરીને જમીનનુજ દાન કર્યું છે, પણ વસ્તુઓનુ નહિ, તેથી એ ગ્રહણ કરવાની મારી ઇચ્છા નથી બને જણમાથી કોણ દ્રવ્ય ગહણ કરે તો દોષ થાય નહિ? એનો નિર્ણય કરવાને માટે અમે આપની પાસે આવ્યા છીએ તો યથાર્થ નિર્ણય કરો." એમના વચન સાભળીને ધર્મરાજાને ધન્યતા (નવાઇ) લાગી અને આનદપૂર્વક કૃષ્ણને કહેવા લાગ્યા કે હે કૃષ્ણ! જુઓ! મ્હારા રાજ્યમા મનુષ્યની કેટલી નિર્લોભી વૃત્તિ! બનેમાથી કોઇપણ દ્રવ્ય ગ્રહણ કરતો નથી ભગવાન્ મનમા વિચાર કરવા લાગ્યા કે હુ નિજધામમા ગયેલ નથી અને કળી પ્રબળ થયેલ નથી ત્યા સુધી આ બધુ ઠીક! પરતુ આગળ ઉપર દ્રવ્યને ખાતર કેટલો અનર્થ થશે અને લોક અધર્મરત થઇને કેટલા પાપ કરશે તે કહ્યુ જાય તવુ નથી આની થોડી પ્રતીતિ ધર્મરાજાને દેખાડુ

કૃષ્ણે કહ્યુ કે હે ધર્મ! આ વાતનો બરોબર ન્યાય, શેષ કરશે તેથી તેની પાસે આને લઇને ચાલીએ ધર્મે કહ્યુ ઠીક! ચાલો અનતર ધર્મરાજા શ્રીકૃષ્ણની સાથે આ બનેને લઇને દ્રવ્ય સહિત પાતાલમા શેષને ઘેર આવી પહોચ્યા ત્યા આગણામા દ્વારની પાસે એક કૃષ્ણવર્ણ પુરૂષને બે વૃક્ષની વચ્ચે દોરડાવડે ખૂબ મજબુત બાધેલ હતો, તેને તેમણે જોયો જેના કપાળ ઉપર સિદૂર ચોપડેલ છે અને તેથી જે ભયકર દેખાય છે, તે પુરૂષ ધર્મને કહેવા લાગ્યો કે હે માહાભાગ્યશાળી ધર્મ! મ્હારા અખીલ અગને બધનવડે અસહ્ય વેદના થાય છે અને પ્રાણપણ વ્યાકુલ થાય છે, તો મારાપર દયા કરીને એક ક્ષણભર આ બધનથી મ્હારી મુકતતા કરો

ધમરાજા સ્વાભાવિક દયાળુ! તેથીજ એની વાણી સાભળીને તથા દુખદ સ્થિતિ જોઇને દયાર્દ્ર અતઃકરણવડે એને કહેવા લાગ્યા કે હુ શેષની પાસ જઇને તને બધમુકત કરૂ છુ

અહીઆ શેષને સમાચાર મળ્યા કે ધર્મરાજ અને શ્રીકૃષ્ણ પોતાની તરફ આવે છે તેથી તે ઝટ ઉઠીને એમની સન્મુખ ગયા અને નમન કરીને અદર લઇ જઇ સિહાસનપર બેસાડીને પુજન કરવા માડયુ ધર્મરાજાએ મનમા વિચાર કર્યો કે પ્રથમ શેષ પાસેથી પેલા દુખી પુરૂષને છોડાવુ અને પછી આ બન્નેનો ન્યાય કરાવુ ધર્મ બોલ્યા હે શેષ! બહાર દ્વાર પાસે વૃક્ષની સાથે બાધેલ પુરૂષને મારે ખાતર બધનથી છોડી દો એનુ દુખ મારાથી દેખ્યુ જાતુ નથી અને હુ તને છોડવીશ એમ મે તેને વચન પણ આપ્યુ છે, તો પ્રથમ એને મુક્ત કરો શેષે ધર્મની વાણી સાભળી અને શ્રીકૃષ્ણને પૂછયુ, હે રમાવર! આ પુરૂષને ધર્મને ખાતર શુ હમણા છોડી

કરું ? જેવી આપ આજ્ઞા કરો તે પ્રમાણે કરૂ કૃષ્ણે કહ્યું, ધર્મને પૂછીને એની ઇચ્છા હોય તો છોડી દ્યો ધર્મે કહ્યુ હે શેષ ! મ્હારીખાતર છોડી દે. શેષ બોલ્યો હુ છોડુ, પણ પછી તુજ કહીશ કે આને બાંધી રાખો ધર્મે કહ્યું કે એમ કદી બને નહિ એ પછી શેષે તેને દૂતોના હાથથી બંધ મુક્ત કર્યો અને તે મૃત્યુ લોકમા ભાગી ગયો શેષે ધર્મરાજાને આગમનનુ કારણ પૂછ્યુ અને ધર્મે, આ બનેનો ન્યાય કરવામાટે તમારી પાસે આવ્યો છુ એમ કહ્યુ શેષે પૂછ્યુ કે શુ મરજીઓ છે ? તે કહો ત્યારપછી યથાર્થ ન્યાય કરૂ.

એટલામા બ્રાહ્મણ ક્રોધથી બોલવા લાગ્યો કે આ સાહુકારે કેવો ગજબ કરી દીધો છે, તે જુઓ ! જ્યારે મને એણે સ્થળદાન કર્યું ત્યારે તેની અદર જે કાંઇ હશે તે તમારૂજ છે એમ સકલ્પ કર્યો હતો અને હવે કહે છે કે મ્હે કેવળ જમીનદાનજ કર્યું છે, પણ તેની અદરના દ્રવ્યનુ દાન દીધુ નથી, એપર મ્હારો અખ્તાર છે, એમ બોલીને બળાત્કારવડે ધન છીનવી લે છે પરતુ એમ જો બનશે તો હુ પ્રાણ ત્યાગીશ અને બ્રહ્મ હત્યાનુ પાપ એને લાગશે પછી સાહુકાર બોલ્યો, આ જમીનના દાનનોજ સકલ્પ મ્હારાથી થયો હતો એ જગ્યામા મ્હારૂ બહુ ધન છે અને એ સર્વ એના હાથમા આવ્યુ છે, પરતુ એમાથી થોડુજ મ્હને બતાવે છે મ્હે સ્થળદાન કર્યું છે પણ તેની અદરની વસ્તુઓનુ દાન કર્યુ નથી એને માટે તમે કહો તે હુ સમ ખાઉ બ્રાહ્મણ બોલ્યો, હુ પણ કહો તે સમ ખાઇને કહુ છુ કે એણે સ્થળની માફક સર્વ વસ્તુઓનુ દાન દીધુ છે આ પ્રમાણનુ બંનેનુ ભાષણ સાભળીને ધર્મને ઘણો અચબો થયો અને શ્રીકૃષ્ણને કહ્યું કે, હે ભગવન્ ! આમના વચનો પહેલા તમે સાભળ્યા હતા અને હમણાના વચનો પણ સાભળો છો આમની બુદ્ધિ આમ અલ્પકાળમા કેમ બદલાઈ ગઇ ? એ સમજવામા આવતુ નથી

શ્રીકૃષ્ણજી બોલ્યા, પેલા પુરૂષને છોડી દેવાથી આમની મતિ વિપરિત થઇ ગઈ તે પુરૂષનુ સ્વરૂપ જાણ્યા વગર શેષ પાસેથી તેને છોડાવ્યો ધર્મે કહ્યુ કે તે પુરૂષ કોણ છે ? કે જેના છુટી જવાથી આમનામા આવી દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ કૃષ્ણે કહ્યુ કે હે ધર્મ ! તે કલિ હતો એના યુગકાળનો આરભ થયો એમ સમજવુ એના રાજ્યમા ધર્મ તથા ન્યાય ડૂબી જશે દ્રવ્યને ખાતર પિતાપુત્ર અને ગુરૂશિષ્ય વચ્ચે કલહ થશે પરદારા અને પ દ્રવ્યનુ હ ણ કરવામા લોકોની આસક્તતા થશે, અને પરસ્પરના પ્રાણઘાત પણ કરશે સાધુ, સત, સન્યાસી પોતાના પૂજ્યત્વનો ત્યાગ કરીને દ્રવ્યને ખાતર ધનાઢ્ય પુરૂષની સેવા પ્રાર્થના વગેરે

કરશે. હસ્તિનાપુર વિષે તમારા બંધુજન તમારો પ્રાણુઘાત કરવાના વિચારમા છે કારણ કે તે સર્વ કહે છે કે કારવાદિ શત્રુઓને મારવાવાળા અમે અને રાજ્યભોગ કરવાવાળો શુ ધર્મ ? પ્રજા પણ એમ કહે છે કે પાડવ એ કોણ ? કોના વીર્યથી ઉત્પન્ન થયા ? એ કાઈ સમજાતુ નથી, એમને કેવી રીતે રાજ્યાધિકાર ? હવે તુ હસ્તિનાપુર વિષે કેવી રીતે જશે ? આટલુ સાભળીને ધર્મરાજા ગભરાઈ ગયા અને કહેવા લાગ્યા

હે શ્રીકૃષ્ણ ! કૃપા કરો અને પ્રથમ આ કલિને સારી રીતે વિચાર કરીને બાધવાને કહો, તથા જ્યાસુધી મ્હારૂ રાજ્ય હોય ત્યાસુધી એને ન છોડવો એમ શેષને કહો કૃષ્ણે કહ્યુ, એને ખાતર તો મ્હે પ્રથમથીજ શેષને કહ્યુ હતુ કે ધર્મને પૂછીને એની ઈચ્છા હોય તો છોડી દ્યો તમે પણ અવિવેકને લીધે એને છોડાવવાને ખાતર કહ્યુ, હવે શુ છે ? ધર્મરાજા બોલ્યા કે, આ કલિ છે અને આટલો દુષ્ટ, અધર્મશીલ, દુરાચારી છે એમ હુ જાણતો નહોતો, તેથીજ બધમુક્ત કરી દેવા માટે કહ્યુ હતુ, પરતુ હવેતો એના નિખિલ ગુણ સમજ્યો વાસ્તે શેષને કહીને એને બધન કરો અનતર દેવે શેષને કહ્યુ અને શેષે પોતાના દૂતોના હાથથી તેની શોધ કરાવી પકડી મગાવ્યો, અને પહેલાના કરતા ખૂબ જકડબધ કરવાને કહ્યુ આટલા સમયની અદર બ્રાહ્મણ પહેલાની માફક સાહુકારને કહેવા લાગ્યો કે ભાઇ ! આ તમારૂ દ્રવ્ય મ્હને વિષતુલ્ય મારક થશે વાસ્તે હુ લઇશ નહિ, તમારૂ તમેજ લઇ જાઓ. સાહુકાર પણ કહેવા માડયો મહારાજ ! તમારા આશિર્વાદથી મારી પાસે બહુ દ્રવ્ય છે તમને દાન કર્યા પછી જો હું પાછુ લઉ તો પાપી થઇને અધોગતિને પામુ એનાપર તમારીજ સત્તા છે તેથી લઈ જાઓ એવો એમનો સવાદ સાભળીને ધર્મે કહ્યુ કે હે કૃષ્ણ ! કલિ આવુજ આગળ ઉપર કરશે તેમા કાઇ સદેહજ નથી કલિયુગમા રહેવાથી અનર્થ થશે આખરે એ દ્રવ્યનો એકે જણે સ્વીકાર કર્યો નહિ ત્યારે શેષે યાચકજનને વહેચી દીધુ બ્રાહ્મણ અને સાહુકાર પ્રસન્નઅતકરણપૂર્વક ધર્મરાજા અને શ્રીકૃષ્ણની સાથ સ્વનગરમા આવી પહોચ્યા સારાશ, દ્વાપરમા શ્રીકૃષ્ણે ધર્મરાજાને આ પ્રકારે કલિનો પ્રભાવ બતાવ્યો હતો, અને હાલમા તો તેનો કાલ હોવાથી તેણે અખિલ લોક ઉપર કેવો પોતાનો અમલ ચલાવ્યો છે તે દેખાઇ આવે છે એક વખત રાજાની આજ્ઞા કોઇ ઉલ્લઘન કરી શકે પણ કોની શકિત છે કે કલિની આજ્ઞા અમાન્ય કરે ? પહેલાના ત્રિકાળ જ્ઞાની પુરૂષોએ કલિના રાજ્યમા કેવી કેવી લોકોની અતકરણની સ્થિતિ થશે તેનુ વર્ણન કરી રાખ્યુ છે, અને તેનો અનુભવ પણ સર્વને આવતો જાય છે પ્રથમ ચરણમા જો આટલી સ્થિતિ દેખાઈ આવે

છે તો આગળ કેવી થશે તે આજ તો કલ્પનાતીત છે, તોપણ પુરાણાદિ ગ્રંથોપરથી સમજી શકાય છે માટે તેમાથી વાચકવર્ગને જાણવા માટે કિંચિત્ અંશ બતાવવામા આવે છે

विप्रा शूद्रसमाचारा सध्यावंदनवर्जिता ।
अयाज्ययाजका लुब्धा दुर्वृत्ता पापकारिण ॥
कन्याविक्रयिणो व्रात्यास्तपोव्रतपराङ्मुखा ।
लोकप्रतारणार्थाय जपपूजापरायणा ॥
पाखंडा पंडितंमन्या श्रद्धाभक्तिविवर्जिता ।
शूद्रान्नभोजिन क्रूरा वृषलीकामुकीरता ॥
ब्राम्हण्यचिन्हमेतावत्केवलं सूत्रधारणम् ।
नैव पानादिनियमो भक्ष्याभक्ष्यविवेचनम् ॥
धर्मशास्त्रे सदा निन्दा साधुद्रोहो निरंतरम् ।
सत्कथालापमात्रं च न तेषां मनसि क्वचित् ॥

બ્રાહ્મણાદિ સધ્યાવદનથી રહિત થઇને શૂદ્રના આચારમા તત્પર થશે તેમજ નીચજાતનીઓના યાજક, તેમ મહાલોભી, દુરાચારી, પાપકારી એવા થશે કન્યાવિક્રય કરશે, સસ્કારથી રહિત અને જપતપવ્રતાદીને વિમુખ થશે કદાચ જપ પૂજા વગેરે કરશે તો લોકોને ફસાવવાને માટેજ કરશે કે, અમે ઘણા કર્મિષ્ઠ, ધર્મિષ્ઠ છીએ તેમ પોતાને પડિત માનશે, શ્રદ્ધા અને ભક્તિથી રહિત થશે અને શૂદ્રાન્ન ભક્ષણ કરવાની અને શૂદ્રસ્ત્રીની સાથે રમમાણ થવાની ઇચ્છા ધારણ કરશે જનોઈ એજ કેવળ બ્રાહ્મણનુ ચિન્હ રહેશે, તેમને ભક્ષ્યાભક્ષ્ય તેમ ખાનપાનાદીનો કોઈ નીયમ રહેશે નહી એવા શ્રેષ્ઠ કુલમા થએલો બ્રાહ્મણગણ ધર્મશાસ્ત્રની નિદા અને સાધુ પરમહસસન્યાસિ-આદિઓની સાથે નિરતર દ્રોહ કરશે સત્કથાની કેવળ બાહ્યવાર્તાજ કરશે પરતુ તેને વિષે અતકરણમા પ્રેમનો ઉદય યા પ્રવૃત્તિ કદીપણ નહી થાય આ પ્રમાણે જે ભવિષ્ય પૂર્વે કથન કરવામા આવેલુ છે તેનો અનુભવ હાલ બધાને આવીજ જાય છે ધર્મમા અશ્રદ્ધા અને તેનો હ્રાસ કરવામા આદ્ય વર્ણની જેટલી ચતુરાઈ છે તેટલી બીજાવર્ણમા નથી એમ સૂક્ષ્મ દૃષ્ટીએ જોનાર અને વિચાર કરનારની ખ્યાલમા સહજ રીતે આવી શકશે સકલ વર્ણોના ગુરૂમાજ ઇતર વર્ણોનો અતર્ભાવ થતો હોવાથી તેમને વિષે પૃથગ્વર્ણન કોઈપણ ઠેકાણે વિશેષ મળી આવતુ નથી, સામાન્યરીતે મળે છે. અસ્તુ ?

એ પ્રમાણે અધમપ્રચુર કલિકાળમા બીજા સાધનોનુ અનુષ્ઠાન લોકોના હાથથી યથાવિધિ અને સાગ કેવી રીતે થઈ શકે ? એટલામાટેજ જેને દેશ, કાળ, દ્રવ્યાદિકની અપેક્ષા નહિ તથા ચાડાલ પર્યંત અખિલ-મનુષ્યને ગ્રહણ કરવામા બાધ નહિ, અને જેનાથી જ્ઞાનપણ થાયછે, ઇશ કૃપા મળે છે એવુ જે સુલભ નામગ્રહણસાધન તેનુ અવલબન કરવુ એમ મહાનુભાવ સત્પુરૂષોનો ઉપદેશ છે અને તે યોગ્ય છે કોઈ કવી તો કહે છે કે શીત ઋતુની પેઠે જો આ કવી દુ ખ દેતો હોય તો એક ઉપાય કરો કે જે કરવાથી સુખી થશો

**द्विजेंद्रत्रासाढ्य किल बहलदोषोपचयकृत्।**
**स्फुरज्जाड्योल्लासो गुरुसुदिनचर्याक्षयकर ।**
**कलि शीतर्तुश्च व्यथयति भृशं चेत्स्वनयने ।**
**निमील्य स्वच्छंद हृदयधृतराम ¹ स्वपिहि रे ॥**

પ્રથમત કવિએ શ્લિષ્ટ-એકાકાર-પદમા શીતઋતુ અને કલિ એમનુ સામ્ય વર્ણન કર્યુ છે તે જુઓ શીતરૂતુ, દ્વિજેદ્ર-ચદ્ર-થી થતા ત્રાસથી યુકત છે એટલે ચદ્ર અતિ શીત છે તેથીજ એનાવડે શીતરૂતુમા ત્રાસ-પીડા-થાય છે કલિયુગપણ દ્વિજેદ્રાદિ-બ્રાહ્મણાદિ-કોથી ત્રાસ પામવા વાળા ધનાઢય લોકોથી યુકત છે, એટલે કે કલિયુગમા ધનવાન્ લોકોને બ્રાહ્મણોનો ત્રાસ થાય છે, પણ તેમને દેખીને પ્રીતિ, શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી શીતરૂતુ રાત્રીની વૃદ્ધિ કરવાવાળી એટલે કે હેમતના દિવસમા રાત મોટી અને દિવસ ટુકા હોય છે એ સર્વને વિદિત છે તે પ્રમાણે કલિકાળ પણ બહુ દોષો-પાપો-ની વૃધ્ધિ કરવાવાળો છે જેના પ્રભાવથી લોકોની પાપકર્મમા કેવી આસકિત થાય છે તે આજકાલ જ્યા ત્યા દેખાય છેજ શીતરૂતુ જાડયનો વિકાસ કરે છે, એટલે કે ઠડીમા આળસ્ય થાય છે અને વખતસર કોઈ કાર્ય થતુ નથી, તથા કલિમા જાડય-મૂર્ખત્વ-નો વિકાસ થાય છે શીતરૂતુ, મોટી જે દિનચર્યા-દિવસનુ રૂપ-તેનો નાશક છે હેમતમા દિનમાન ઓછુ થાય છે તે પ્રમાણે કલિ શ્રેષ્ઠ પુણ્ય કર્મનો નાશ કરે છે આ પ્રમાણે બન્નેના સમાન ધર્મનુ વર્ણન કરીને કહે છે કે હે જીવ! શીતરૂતુ અને કલિ તને પીડા કરતા હોય તો, પોતાના નેત્ર- બધ કરીને હૃદયમા રામા-સ્ત્રી-ને ધારણ કર, એમ કરવાથી શીત નિવૃત્તિ થશે અને

---

૧ '**हृदये धृता रामा (स्त्री) येन**' અને '**हृदये धृतो रामो येन**'. એમ વિગ્રહ સમજવો આ શ્લિષ્ટ છે.

કલિપીડા નિવૃત્તિમાટે હૃદયમા રામ મૂર્તિને ધારણ કરીને વિષયનુ દર્શન ન થાય એટલા માટે નેત્રને બંધ કર અને આનંદથી, સુષુપ્તિ તુલ્ય સ્થિત થા સારાંશ, હૃદયમા ઇશધ્યાન અને મુખમા તેમનુ નામ રહે તો કલિની બાધા થાય નહિ અને મનુષ્ય ભગવત્કૃપા પાત્ર થાય

હવે એ ભગવન્નામ કેવી રીતે ગ્રહણ કરવુ જોઈએ ? કે જેથી સસાર ચક્રમા ફરવુ બંધ થઈ જાય તો કહે છે કે –

**भ्रमयति भवपित्तं चेन्नज भज नर सूतशेखरं कृष्णं ।**
**सद्गोरसेन सहसितमनुशटिक सर्वथा त्यज स्नेहं ॥**

પિત્તથી મનુષ્યને જેમ ભ્રમણ–ચક્કર–થાય છે તે પ્રમાણે સસાર પણ પિત્તની પેઠે મનુષ્યને ચોરાશી લક્ષ યોનિમા ફેરવે છે પિત્તશમન માટે વૈદ્યકમા કહેલ છે કે કૃષ્ણવર્ણાત્મક–કાળારગનુ–સૂતશેખર નામનુ રસાયણ, શર્કરા અને એલચી સહિત ગોરસ–દુધ–મા સેવન કરવુ, અને સ્નેહ-તેલ–યુક્ત પદાર્થ ખાવા નહી એ પ્રમાણે સસારપિત્ત શમનમાટે હે નર ! જેણે જરા હાસ્ય કરેલ છે અને જે અર્જુનના સારથિ શ્રેષ્ઠ છે એવા શ્રીકૃષ્ણનુ નિરતર સત્પુરૂષોની વાણી સબધી રસવડે–અર્થાત્ સત્પુરૂષના મુખથી ઉપદેશ કરાયેલ નામવડે–સેવનકર, ભજનકર, તથા સર્વ પ્રકારનો–સ્ત્રીપુત્રદ્રવ્યાદિવિષયક–સ્નેહ એટલે પ્રીતિ છોડી દે

ઔષધસેવી પુરૂષ પથ્યાશન કરે તો ગુણ આવે છે તેમ સ્નેહ (પ્રીતિ) ત્યાગ રૂપી પથ્ય કર્યા વિના કૃષ્ણનામ ઔષધ સેવન કરનારને ગુણ–આરોગ્ય કેવી રીતે થાય ? [ આ શ્લોકમા પણ શ્લિષ્ટ પ છે, વિગ્રહ કરીને દેખાડીએ તો પુસ્તક મોટુ થઇ જાય અને સામાન્ય લોકોને એનો ઉપયોગ પણ નહિ સસ્કૃતજ્ઞ, અર્થ પરથી ઉપરના શ્લોકમા શ્લિષ્ટ પદને જાણી લેશે ] ભારતમા પણ કહેલ છે કે સ્નેહ અનર્થનુ કારણ થાય છે –

**स्नेहमूलानि दुःखानि स्नेहजानि भयानि च ।**
**शोकहर्षौ तथायास स्नेहात्सर्वं प्रवर्तते ॥**
**निःस्नेहो याति निर्वाण स्नेहोऽनर्थस्य कारणम् ॥**
**निःस्नेहेन प्रदीपेन यदेतत्प्रकटीकृतम् ।**
**स्नेहपाशैर्बहुविधैराविष्टविषया जना ।**
**अकृतार्थाश्च सीदंते जलै सैकतसेतव ॥**
**स्नेहेन तिलवत्सर्वं सर्गचक्रे निपीड्यते ।**
**तिलपीडैरिवाक्रम्य क्लेशैरज्ञानसंभवै ॥**

અખિલ દુઃખનું મૂળ જોઇએ તો સ્નેહજ છે તથા ભય સ્નેહથી થાય છે, અને શોક, હર્ષ, ક્લેશ ઇત્યાદિ સર્વ વિકાર સ્નેહથીજ થાય છે અનર્થ-સંસાર-નું કારણ સ્નેહ-પ્રીતિ-છે અને નિર્વાણ-દુઃખ રહિત મોક્ષ-ને માટે સ્નેહશૂન્યતા કારણ છે એ પ્રકાર દીપકે પ્રકટ થઇને દેખાડ્યો છે જ્યાં સુધી દીપ, સ્નેહ-તેલ-ને ધારણ કરે છે, ત્યાં સુધી એને લીધે અનર્થ, પરંતુ સ્નેહ રહિત થાય છે તો નિર્વાણ-લય-ને પ્રાપ્ત થાય છે જળપ્રવાહને લીધે રેતીનો બનાવેલ સેતુ જેમ વિશીર્ણ-ભગ્ન-થાય છે તે પ્રમાણે વિષયમાં મગ્નચિત્ત પુરૂષ અનેક વિઘ્ન સ્નેહપાશને લીધે અકૃતાર્થ થઇને દુઃખી થાય છે તલમાં સ્નેહ-તૈલ-હોય છે તેથીજ તૈલિક ઘાંચી એને ઘાણીમાં નાખીને નિષ્પીડન કરે છે (પીલે છે) તે પ્રમાણે અજ્ઞાનમૂલક ક્લેશાદિને લીધે સ્નેહ-પ્રીતિ-યુક્ત પુરૂષ આ સંસારચક્રમાં નિષ્પીડિત કરાય છે અર્થાત્ દુઃખી થાય છે એ પ્રમાણે અજ્ઞાનનાશવડે ક્લેશોનો ઉચ્છેદ થાય છે અને પ્રવૃત્તિનો અભાવ હોવાથી દુઃખોનો અભાવ અને નિર્વિઘ્ન મોક્ષ થાય છે એમ કહેલ છે એટલામાટેજ સ્નેહત્યાગપૂર્વક પરમાત્મનામ સંકીર્તન કરાયું હોય તો ફળરૂપ થાય છે અન્યથા જેમ અનુપાનયુક્ત માત્રાનું સેવન પણ સ્નેહ-તૈલ-પદાર્થ વર્જન કર્યા વગર ગુણા-વહ થતું નથી, તેમ નિષ્ફળ સમજવું નામ વિના જ્ઞાન પણ થતું નથી એમ કવિ કહે છે —

**भो मानवा नाम वदध्वमुच्चैस्ततो भवेज्ज्ञानमतीवशुद्धम् ।**
**सुप्रत्ययोऽस्मादविशेषतः स्यादिति प्रतिज्ञां कुरुते ह्यनंतः ॥**

હે માનવો ? પરમાત્મ નામનો મોટેથી ઘોષ ગર્જના-કરો એનાથી અત્યંત પવિત્ર જ્ઞાનલાભ થશે, અને ઉત્તમ પ્રત્યય-સાક્ષાતકાર-થશે જ્ઞાનવડેજ આત્માનો સાક્ષાત્કાર-અનુભવ-થાય છે આમાં કેવળ બ્રાહ્મણ-નેજ અધિકાર નથી, પરંતુ જો સ્ત્રી શુદ્રાદિ પણ હશે તો તેમને પણ નામો-ચ્ચારણવડે જ્ઞાનલાભ અને આત્માનુભવ થશે એ પ્રમાણે અવિશેષતઃ (તફાવત વગર એક સરખી રીતે) એ પદવડે સૂચિત કરાયેલ છે અને એટલા માટેજ અનંત ભગવાન્ વિષ્ણુ પ્રતિજ્ઞા કરે છે કે નામ જપ કરવા વાળાને જ્ઞાન અને પ્રત્યય-અનુભવ-થશે મનુષ્યે એકાદ વાક્ય લખ્યું અથવા બોલી દેખાડ્યું, પણ એ વાક્યમાં જો નામ હોય નહિ તો શો અર્થબોધ થાય ?

સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, ઉભયાન્વયીઅવ્યય વગેરે સર્વની રચના વાક્યમાં કરી હોય, પણ જો નામ હોય નહિ તો શું જ્ઞાન અથવા

પ્રત્યય-અનુભવ થાય ? વ્યવહારમા લૌકિક નામ અને પરમાર્થમા અલૌકિક પરમાત્માનુ નામ જ્ઞાનસિદ્ધિમાટે અવશ્ય જોઇએ સુપ્-પ્રત્યય નામનેજ હોય છે, પછી ભલે તે નામ સ્ત્રીલિંગ, પુલ્લિંગ, અથવા નપુંસકલિંગનુ હોય તો કંઈજ હરકત નહિ એ પ્રમાણે અનંત-શેષ-ના અવતાર પતંજલિમુનિપણ પ્રતિજ્ઞા કરે છે. નામના પ્રાતિપદિક મંત્રને એક વચનમા સુ પ્રત્યય (વિભક્તિ પ્રત્યય) લાગે છે 'अर्थवदधातुरप्रत्ययः प्रातिपदिकं' જેનો કોઈ અર્થ થાય અને જે ધાતુ હોય નહિ તથા જેને પ્રત્યય લાગેલો ન હોય તે પ્રાતિપદિક છે એમ જાણવુ સારાંશ, જેની પાસે નામ તેને પવિત્ર જ્ઞાનપ્રાપ્તિ અને આત્માનુભવ થાય છે, તથા નામની પાસે સ્ત્રી શુદ્રચાંડાળઇત્યાદિ ભેદ પણ હોતો નથી એથીજ સુલભ અને સ્વાધીન એવુ ભગવન્નામનુ કીર્તન અવશ્ય કરવુ નામને સાધારણ સમજીને એની ઉપેક્ષા કરવી નહિ

એક સમય કેટલાક સન્યાસીઓએ તુકારામની બાબતમા દાદાજી કોડદેવ કે જે શિવાજી મહારાજના શિક્ષક તથા પુનામા અધિકારી હતા તેની પાસે ફરીયાદ કરી કે તુકારામે જ્ઞાતિથી પોતે શુદ્ર હોવાથી કર્મમાર્ગ ડુબાવી દીધો અને ભક્તિમાર્ગ વધારી દીધો છે બ્રાહ્મણ પણ એને નમન કરે છે તે અનુચિત છે તમે અધિકારી છો તેથી એને બોલાવીને શિક્ષા કરો અને એમ ન કરવાને કહો નહિ તો સર્વ કર્મમાર્ગ નષ્ટ થઇને આવા શુદ્રાદિને અમારે પણ નમન કરવુ પડશે, એથી પ્રાણ જાય તો બહેતર છે. આવુ સાંભળીને દાદાજીએ કહ્યુ કે આપ સ્વસ્થ રહો, હુ તુકારામને અહિંઆ બોલાવુ અને તમારો તથા તેનો સભામા વાદવિવાદ થવા દો પછી જે વાદમા પરાભૂત થાય તેને શિક્ષા કરુ અનંતર પુનાની પાસેના લોહગામમા તુકારામ કીર્તન કરતા હતા ત્યા બ્રાહ્મણોની ઉપર પત્ર લખ્યો અને સિપાહીને પણ બોલાવી લાવવા વાસ્તે મોકલી દીધો બ્રાહ્મણોએ દાદાજીનો પત્ર લઇને સિપાહી આપને બોલાવવા વાસ્તે આવેલ છે એમ તુકારામને વિદિત કર્યું. સર્વને ચિંતા થઇ કે હવે જો પુનામા તુકારામ જાય તો તેને સન્યાસીઓની સાથે વાદવિવાદ કરવો પડે તથા જે પરાજિત થાય તેને દાદાજી શિક્ષા કરે પરંતુ તુકારામે સૌને ધીરજ દીધી ને કહ્યુ કે પરમાત્મા ભક્તોના સંકટ દૂર કરે છે, તમારે ફીકર કરવી નહિ તુકારામે ઘણા માણસોને સાથે લીધા અને ભજન કરતા કરતા પુનામા આવી નદીના સંગમપર મુકામ કર્યો તુકારામના આગમનની વાર્તા શહેરમા સર્વત્ર ફેલાઇ. ત્યારે આબાલવૃદ્ધ, સ્ત્રીજનસમુદાય એમના દર્શનને માટે આવ્યો દાદાજીને

ખબર થઇ એટલે તે પણ પૂજા સાહિત્ય લઇને દર્શન માટે નીકળ્યો એટલામા સન્યાસી આડા આવીને કહેવા લાગ્યા કે તમે ગામના અધિકારી, તમારા ઉપર અમારો સર્વનો આધાર અને તમે એના દર્શનને માટે જાઓ છો એ શુ? દાદાજીએ કહ્યુ કે જનસમુદાયમા રહેવાનુ છે તો તેમની માફક ચાલવુ જોઇએ માટે હુ જાઉ છુ ત્યા ગયા પછી એની પ્રાર્થના કરીને તેને ગામમા લઇ આવુ અને તમારી સાથે કથા પ્રસગમા વાદવિવાદ કરાવુ તમે એને જીતશો તો એને અમે તે તમને જીતશે તો તમને શિક્ષા કરીશ પછી તમે સન્યાસી છો એવો વિચાર કદી કરીશ નહિ તદનતર ઘણા લોકોની સાથે મુળા અને મુઠા નદીના સગમપર જઇને તુકારામનુ દર્શન કર્યું તથા પૂજન કર્યું એટલામા ત્યા એ- નગ્ન પુરૂષ તેજસ્વી તથા જટાધારી એવો પ્રકટ થઇને તુકારામનુ કીર્તન ચાલતુ હતુ ત્યા જઇને એને આલિગન દઇને કહેવા લાગ્યો કે, તમારા દર્શનની ઇચ્છા હતી તે આજ પુરી થઈ એટલુ બોલી આકાશ માર્ગે જતો તેને સર્વ મનુષ્યોએ જોયો ત્યારે તો કોઈ એને દત્તાત્રય અથવા કેટલાક શકરરૂપ છે એમ બોલવા લાગ્યા પછી કીર્તન સમાપ્ત થયુ અને દાદાજીએ ગામમા પધારવાને માટે પ્રાર્થના કરી તુકારામ, એ સર્વ ભક્તજનમડળ સમેત ગામમા આવીને જ્યા ઉતારો મુકરર કર્યો હતો ત્યા એક સાહુકારને ઘેર ઉતર્યા એ દિવસે તેણે તુકારામ પોતાને ઘેર પધાર્યા છે એ મ્હારૂ મોટુ ભાગ્ય એમ સમજીને બ્રાહ્મણ સતર્પણ કર્યું તુકારામનુ ભોજન થઇ રહ્યા પછી સાયકાળના સમયે કીર્તન શરૂ થયુ

દાદાજીએ પેલા સન્યાસીઓને વાદવિવાદ વાસ્તે બોલાવ્યા ત્યારે તે સન્યાસીઓ ગ્રામસ્થ કુટિલ એવા પડિત જનોને સાથે લઇને આવ્યા, અને તુકારામના કથાસ્થાનમા આવીને બેઠા તુકારામે ઉપદેશ કર્યો કે "હે ભાઇઓ! આયુષ્ય ક્ષણભગુર છે કાળ કયા સમયમા આવીને જીવને લઇ જશે એનો કાઈ ભરોસો નથી વાસ્તે પરમેશ્વરનુ નામ સ્મરણ કરો હરિનુ નામ લેવામા આળસ અથવા શરમ અતરમા ધારણ કરવા નહિ, માટે ઉચ્ચ સ્વરથી ગર્જના કરીને કહો જેથી કરીને પાપ હરણ થઇને યમદૂત પણ કપિત થાય છે નામના જેવુ આ કલિમા અન્ય સુલભ સાધન નથી મનુષ્યે ગમે તે કર્મ કર્યું હોય તથાપિ, કેશવ, નારાયણ માધવ ઇત્યાદિ પ્રારંભમા નામ લેવું પડે છે વધુ તથા વરના છત્રીસ ગુણ જન્મ પત્રિકામાં મળે તો પણ લગ્ન આખર લક્ષ્મીપતિનુ નામ લીધા વગર ચાલતું નથી

યજ્ઞયાગાદિ કર્મના અંતમાં, તથા પિતૃશ્રાદ્ધ કરીને અંતમાં પણ "**पितृस्वरूपी-जनार्दनवासुदेव प्रीयतां,**" એમ કહે છે સારાંશ, કર્મના આરંભ તથા અંતમાં પરમાત્માનું નામ લેવાથીજ સકલ સાંગ થાય છે એવું ભગવન્નામ જે લે નહિ, તેને ધર્માદિપુરૂષાર્થ કેવી રીતે સિદ્ધ થાય ?—

**बहिष्कृत स विज्ञेयो यो हि गोत्रपराङ्मुख ।**
**धर्मोप्यस्य न संसिध्येत्कैवल्य तु कुतस्तराम् ॥**

જે ગોત્ર પ્રત્યે—પોતાની જાતિ પ્રત્યે—પરાઙ્મુખ થયો અર્થાત્ જ્ઞાતિ વિરૂદ્ધ આચાર વિચાર કરવા લાગ્યો તે, લોકવડે જ્ઞાતિબહિષ્કૃત કરવામાં આવે છે, લોક એની સાથે ખાનપાનાદિ વ્યવહાર રાખતા નથી એવા બહિષ્કારને લીધે તે પુરૂષના હાથથી ધર્માચરણ કેવી રીતે થશે ? જ્યાં પ્રથમ ધર્મ પુરૂષાર્થનોજ અભાવ, ત્યાં કૈવલ્ય પ્રાપ્તિ કેવી રીતે થશે ? તદનુસાર ગોત્ર એટલે નામ, ભગવન્નામ વિમુખ પુરૂષને બહિષ્કૃતજ સમજવો સત્પુરૂષ એવા પુરૂષની સાથે બિલકુલ સંબંધ રાખતા નથી તેથીજ ધર્મનું સ્વરૂપ અવિજ્ઞાત થાય છે, અને મોક્ષ દૂર રહે છે માટે કોઇએ પણ ગોત્ર–નામ–વિમુખ થઇને દુઃખાનુભવ કરવો નહિ રસને જાણવાવાળો ભ્રમર મકરંદપાન પર દૃષ્ટિ રાખીને પુષ્પાદિકોના વર્ણ (કાળો, પીળો, લાલ વગેરે રંગ) તથા ગુણ એમનો વિચાર ન કરીને, પુષ્પોના રસનું પાન કરે છે તદનુસાર પરમેશ્વરનું નામ ગમે તે વર્ણના અને ધર્મના મુખમાં હોય તો પણ રસિક ભગવત્પ્રેમીજન એના તરફ દૃષ્ટિ કરતા નથી અને કલ્યાણકારક તથા જીવનપ્રદ તેને સમજીને તેનું સેવન કરે છે અને આનંદચિત્ત થાય છે હનુમંતના સદૃશ મુક્ત અને ચિરંજીવી ભક્ત જે સ્થાનમાં પરમાત્મનામના ગુણોનું કીર્તન ચાલતું હોય છે ત્યાં જઇને રસપાન કરે છે એટલા માટેજ ભવાર્ણવથી નિર્મુક્તતાને માટે વ્યાસ, વાલ્મિકી અને નારદ શુકાદિકોએ બનાવેલી નામરૂપી દૃઢ નૌકામાં ચડી જવું " આ પ્રમાણે ઉત્તમ ઉપદેશ ચાલી રહ્યો હતો એટલામાં પેલા સંન્યાસીઓ ઉઠીને તુકારામને નમસ્કાર કરવા માંડ્યા તે વખતે દાદાજી બોલ્યા, મહારાજ ! આ શું ? આમ કરવાથી હું તમને છોડીશ નહિ, શિક્ષા કરીશ સંન્યાસીઓએ કહ્યું, દાદાજી ! અમને તુકારામ દેખાતા નથી, પણ પ્રત્યક્ષ ચતુર્ભુજ નારાયણરૂપ દેખાય છે, તેથીજ અમે નમસ્કાર કરવા લાગ્યા આટલું સાંભળીને દાદાજી તો અધિક સંતપ્ત થયા અને હુકમ કર્યો કે તુકારામ સાધુની સાથે નાહક દ્વેષ કરીને એની છળના કરવા માટે અહીં સુધી એને બોલાવી લાવ્યા એટલા માટે આ સંન્યાસી

એના મસ્તકના પાચ પટ્ટા[1] નિકાલીને ગધેડા ઉપર બેસાડીને આખા નગરમા થઇને એમને ફેરવો

આવી શિક્ષા સુણીને તુકારામે કહ્યુ, દાદાજી ! આ તો પરમપૂજ્ય સન્યાસી છે એટલા માટે એમને કોઇ પણ શિક્ષા કરવી ઉચિત નથી. તુકારામનુ વચન દાદાજીને માન્ય કરવુ પડયુ તેથી એમનો છુટકો થયો નહિ તો દાદાજીનો હુકમ ફેરવવાવાળો ત્યા બીજો કોઇ ન હતો

દાદાજી મોટો ન્યાયી તથા ઓલે તેજ કરવાવાળો હતો. એક સમય દાદાજી ઘરમા ઉપહાર કરવાને બેઠો હતો અને એટલામા એની સ્ત્રી જરા બીજા કામ વાસ્તે ઘરમા ગઈ શાક, ભાજી વગેરે પાસે હતુ તેથી દાદાજીએ એની રાહ ન જોઈ અને પોતાને હાથે શાક લીધુ સ્ત્રી આવ્યા પછી, સહેજ વિનોદ કરીને બોલી કે અહીઆ તો મ્હારો અધિકાર હોવાથી તમે તમારા હાથથી શાક કેમ લીધુ ? રાજનીતિ બીજાને શીખવોછો અને તમે પોતે વિપરીત કેમ કરો છો ? એનુ આવુ ભાષણ સાભળીને દાદાજી, હાથે અપરાધ કર્યો માટે હાથ તોડવાને તૈયાર થયા. વિદ્વાન લોકોએ, સ્ત્રીના કહેવાથી, આવીને એને ઉપદેશ કર્યો અને કહ્યુ કે અગરખાની બાહી ટુકી કરી હોય તો હાથ કાપ્યા જેવુજ થાય છે એમના વચન સુણીને દાદાજીએ યાવજ્જન્મ ટુકી બાહીનુ અગરખુ પહેરવુ રાખ્યુ હતુ એવો હતો પરતુ, તુકારામની આગળ એનુ કાઇ ન ચાલ્યુ અને તેના વચનાનુસાર સન્યાસીઓને છોડી દીધા એ પ્રમાણે પોતાના નામ સકીર્તન કરવાવાળા ભક્તના દ્વેષ અને છળના કરવાવાળાને પરમાત્માએ એવો ચમત્કાર બતાવી દીધો, કે મદ્‌ભક્ત મારૂજ સ્વરૂપ છે મ્હારામા અને તેમા જરાએ ભેદ નથી. તેથી જેવુ પ્રભુનુ રૂપ તેવુજ નામ છે એમ સમજીને તત્પરાયણ થવુ.

॥ इति शिवम् ॥

---

૧ મસ્તકના પાચ ઠેકાણેથી બાલ ઉતારવા, જેથી કરીને વિરૂપ થઇ જાય અને આવી શિક્ષા પહેલા દેવામા આવતી હતી જયદ્રથે દ્રૌપદીહરણ કયુ હતુ એટલા માટે એને મારવાનો ભીમનો વિચાર હતો, પરતુ ધર્મના કહેવા ઉપરથી તેને વિરૂપ કરીને છોડી દેવામા આવ્યો તે વખતે એને આ શિક્ષા દેવામા આવી હતી એટલે એના મસ્તકના પાચ સ્થાનપરથી, વાળ ઉતારી દેવામા આવ્યા હતા

# દ્વિતીય પુષ્પ.

## નામજ મુખ્ય પ્રાયશ્ચિત્ત હોઇ, તેના ગ્રહણનો વિધિ.

**कलौ पापैकबहुले धर्मानुष्ठानवर्जिते ।**
**नामानुकीर्तन मुक्त्वा नृणां नान्यत्परायणम् ॥ ब्र पु ॥**

સત્યયુગમા ધર્મના ચાર પાયા (પગ) વિરાજતા હતા ત્રેતામા ત્રિપાદ અને દ્વાપરમા દ્વિપાદ ધર્મ રહ્યો હતો, પરતુ આ કલિમા તો ધર્મનો એકજ પાદ રહેશે, એમ વર્ણવેલુ છે એવા પાપપ્રચુર અને ધર્મકર્માનુષ્ઠાન શૂન્ય કલિમા પોતપોતાના વર્ણાશ્રમ ધર્મોનુ યથાશાસ્ત્ર અનુષ્ઠાન કરવા છતા અવશ્ય થનારા વૈગુણ્યના પરિહારને સારૂ ભગવન્નામ સિવાય બીજુ પ્રાયશ્ચિત્ત વેદ, શાસ્ત્ર, તત્ર ઇત્યાદિકોમા નથી કે જેનો આશ્રય કરાય વૈકલ્ય પરિપૂરક એક ભગવાનનુ નામજ છે શ્રુતિ સ્મૃતિ વિહિત જે જે કર્મ, તે તે સર્વાંગ પરિપૂર્ણ કરનારાનેજ ફલપ્રદ થાય છે, અને સર્વાંગપૂરિતકર્માનુષ્ઠાન આધુનિક પુરૂષોને હાથે થવુ અત્યત અશક્ય છે એથી કરીને કર્મના અગના લોપથી ઉત્પન્ન થનારા પાપની નિવૃત્તિ અને સર્વગુણસપન્નતા થવા સારૂ સર્વ મનુષ્યોને ભગવન્નામ કીર્તનની આવશ્યકતા સમજવી અન્યત્ર કહ્યુ છે કે —

**यत्कृत्य तन्न कृत यदकृत्य कृत्यवत्तदाचरितम् ।**
**उभयो प्रायश्चित्तं शिव तव नामाक्षरद्वय कथितम् ॥**
**किमन्येन मुनिश्रेष्ठा प्रायश्चितेन कर्मणा ।**
**प्रायश्चित्तमघौघस्य देवीनामानुकीर्तनम् ॥**

હે શકર ! જે કર્મ કરવા યોગ્ય હતુ, તે મ્હે કર્યું નહિ, અને જે ન કરવુ જોઇએ, તેને કાર્ય (કરવા યોગ્ય) સમજીને મ્હે કર્યુ પરતુ એ બન્નેથી થનારા પાપના નિવારણને કાજે હે શિવ ! આ તમારૂ દ્વિઅક્ષરી નામજ પ્રાયશ્ચિત્ત કહેલુ છે સૂત કહે છે, હે મુનિશ્રેષ્ઠ ! તપાત્મક અને કર્માત્મક એવા જે બીજા પ્રાયશ્ચિત કર્મ છે, તેમના અનુષ્ઠાનથી શુ થાય? જે પાપની નિવૃત્તિના ઉદ્દેશથી એ (કર્મો) કરવામા આવે છે, તેમનાથી તેજ

પાપ દૂર થાય છે પરતુ સચ્ચિદાનદ રૂપિણી ભગવતીના[1] નામનુ કીર્તન અખિલ પાપોનુ નિવારણ કરનારૂ સર્વોત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત સમજવુ એજ પ્રમાણે ભગવતી દેવીએ સાક્ષાત્ શ્રીમુખે ઈન્દ્રાદિ દેવોને કહ્યુ છે તે દેવિ ભાગવતના તૃતીય સ્કધમા જુઓ —

मन्नामोच्चरणात्सर्वे मखेषु सफलेषु च ।
सदा तृप्ताश्च सन्तुष्टा भविष्यथ सुरा किल ॥

હે દેવો ! અખિલ યજ્ઞયાગાદિ કર્મોને વિષે જો કદાચ અગવૈગુણ્ય થાય, તો મ્હારા નામનુ ઉચ્ચારણ કર્યાથી તે સઘળી ક્રિયા સાગ થઇ એમ સમજવુ, અને ત્હમારે સર્વ દેવતાઓએ તૃપ્ત તથા સતુષ્ટ થવુ અને યજમાનની કામના પૂર્ણ કરવી

બીજુ એ પણ સમજવુ કે, વિધિએ કથેલા કર્મોના લોપ તથા અગવૈગુણ્યના સમાધાનને સારૂ નિર્માણ કરેલા પ્રાયશ્ચિત્ત કર્મનુ અનુષ્ઠાન ધનાઢ્ય લોકોએ કરવા યોગ્ય છે દ્રવ્યના અભાવથી તેમનુ અનુષ્ઠાન સર્વ લોકોના હાથે થવુ કઠીણ છે, એવી તેમનામા વિષમતા છે અને કાર્યનુ અનુષ્ઠાન નહિ કરવાથી તથા અકાર્યના અનુષ્ઠાનથી થનારા પાપની નિવૃત્તિને કાજે પુરાણાદિકોને વિષે પ્રાયશ્ચિત્ત સમૂહના વર્ણનમા, 'શિવ શિવ' ઇત્યાદિ પરમાત્મનામનુ ભક્તિપૂર્વક ઉચ્ચારણજ ઉત્કૃષ્ટ પ્રાયશ્ચિત્ત કહેલુ છે કર્મ કરીને તેના સમાધાનને માટે અતમા જે પરમાત્માનુ સ્મરણ કરવુ પડે છે, તેજ ભગવન્નામ જો પ્રથમથી લીધુ હોય, તો તે શુ આપણને તારશે નહિ ? નિશ્ચયાત્મક તારશે હવે એવી શકા થશે કે, નામ સ્મરણ એ પણ એક પ્રાયશ્ચિત્ત કર્મ છે, તો પછી જેમ પ્રાયશ્ચિત્તમા ઉત્પન્ન થએલા અગવૈગુણ્યને માટે બીજુ પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે, તેજ પ્રમાણે નામ સ્મરણરૂપ પ્રાયશ્ચિત્તની સાગતાને સારૂ પણ બીજા પ્રાયશ્ચિત્તની અપેક્ષા રહેવી જોઇએ, તો સમાધાનમા કહીશુ કે નથી રહેતી કેમકે, ભગવન્નામ બીજાની અપેક્ષા વગરજ સ્વયમ્ પાપનાશક છે ભાગવતમા તથા શક્તિ રહસ્ય અને શિવ રહસ્યમા પણ કહ્યુ છે કે —

सांकेत्यं पारिहास्यं वा स्तोभं हेलनमेव वा ।
वैकुंठनामग्रहणमशेषाघहरं विदुः ॥
मदात्प्रमादादुन्मादात्तद्‌ स्वप्नात्स्खलनादपि ।

[1] દેવિ, સૂર્ય, ગણપતિ, શિવ, વિષ્ણુ એ સઘળાને એકજ સગુણ બ્રહ્મસ્વરૂપ જાણવા એવુ કહેલુ છે.

कथित नाम ते गौरि नृणां पापापनुत्तये ॥
अवशेनापि यन्नाम्न कीर्तनान्मुच्यते नर ।
स कथं न महादेव सेव्यते बुद्धिशालिभि ॥

વૈકુંઠવાસી પરમેશ્વરનુ નામ મનુષ્યે પુત્રાદિના નામનો સંકેત કરીને લીધુ હોય, (અજામિલે જે પ્રમાણે નારાયણ નામક પુત્રનુ નામ અંતમા લીધુ હતુ) અથવા મજાક મસ્કરીમા કિંવા ગાયન કરતા લીધુ હોય, અગર હેલના કરવાને માટે લીધુ હોય, તોપણ તે સકલ પાપનો નાશ કરે છે, એમ સમજવુ હે ગૌરિ! મનુષ્યે ત્હમારૂ નામ સુરપાનથી મત્ત થઇને લીધુ હોય અથવા અનવધાનપૂર્વક કિંવા ભૂતાદિકોવડે થએલી ઉન્માદ અવસ્થામા લીધુ હોય, કિંવા નિદ્રાદશાની સ્વપ્નાવસ્થાને વિષે કથન કર્યું હોય, અગર મનુષ્ય કાંઇ બોલવામા પ્રવૃત્ત થયો હોય એવે સમયે, તે ભાષણ સિવાય જે શબ્દ મ્હોડામાથી નીકળે છે તેને 'સ્ખલન' કહે છે, તેવડે પણ નામોચ્ચારણ થયુ હોય, તો તે મનુષ્યોના પાપનો નાશ કરવાને સમર્થ નીવડે છે મનુષ્ય પરવશ અવસ્થામા પણ જેના નામકીર્તનથી મુક્ત થાય છે, તે મહાદેવનુ બુદ્ધિમાનપુરૂષ સેવન કેમ નહિ કરશે? કરશેજ પરતુ કેમ કરતા નથી? કોણ જાણે આ ઉપરથી નામ સ્વતસિદ્ધ (બીજાની સહાયતા વગર) તારક અને પાપ નાશક છે, એ સિદ્ધ થયુ મનુષ્યની તૃષાનિવૃત્તિ અને શરીરને લાગેલા પકલેપનો નાશ કૂવા વડે થાય છે, કૂવો ખોદતી વખતે તૃષા પણ લાગે છે અને શરીરપર મૃત્તિકા (મટોડી)નો લેપ પણ થાય છે પરતુ એ બન્નેનો કૂવો તૈયાર થયા બાદ તેના જળ વડે નાશ થઈ શકે છે તેજ પ્રમાણે નામ સ્મરણના અંગનોપવડે થનારૂ પાપ, એ નામ સ્મરણવડેજ નષ્ટ થઇ જાય છે અન્યથા અનવસ્થા દોષ ઉપસ્થિત થશે એમ સમજવુ અસ્તુ

ઘટપટાદિ લૌકિક વસ્તુઓના સહસ્રાવધિ શબ્દ (નામ)ના ઉચ્ચારણ કરતાયે વિક્રમાદિ પુણ્યશ્લોક મનુષ્યના એક શબ્દનો પણ ઉચ્ચાર વિશેષ ફલપ્રદ છે, અને તે સર્વમા ભગવાન્ વિષ્ણુના નામનુ કીતન મુખ્ય છે વિષ્ણુ ભાગવતમા કહ્યુ છે કે —

ध्रुवं ब्रह्मर्षीन्सप्त पुण्यश्लोकांश्च मानवान् ।
उत्थायापररात्रांते प्रयता सुसमाहिता ।
स्मरन्ति मम रूपाणि मुच्यन्ते तेंऽहसोऽखिलात् ॥

જે જીતેન્દ્રિય પુરૂષો એકાગ્રચિત્ત થઇને ધ્રુવ, સપ્તઋષિ અને પુણ્ય-શ્લોક માનવોનુ પ્રાત.કાલમા ઉઠીને સ્મરણ કરે છે તથા મ્હારા અનત રૂપ

અને નામનુ સ્મરણ કરે છે. તેઓ અખિલ પાપમાથી નિર્મુક્ત થાય છે એથી કરીને કલિદોષની નિવૃત્તિને માટે પરમાત્માના નામ અને ગુણોનુ કીર્તન અવશ્ય કરવુ વિઠ્ઠલનાથ કવિ લખે છે કે —

**कलिमलिनमतेर्नरस्य नैव स्वप[1]दप्राप्तिपरोऽपरोस्त्युपायः ।**
**हरि[2]गुणपरिशीलनादृतेऽन्निषधेन्द्रो निपुण विचारणीय ॥**

કલિયુગવડે પાપબુદ્ધિ થએલા પુરૂષને હરિના નામગુણોના પરિશીલન વિના, યાને ગુણ સકીર્તન સિવાય, આત્મપદની પ્રાપ્તિને માટે બીજો કોઇ ઉપાય નથી એ સવગુ, નિષધ દેશાધિપતિ રાજા નલના ચરિત્રનુ વિચાર દૃષ્ટિથી અવલોકન કરતા માલુમ પડશે નલના જેવા આપણે નર છીએ એમ સમજવુ [સસ્કૃતમા '**र**' અને '**ल**'નો ભેદ નથી, તેથી જે '**नल**' તે '**नर**' અને જે '**नर**' તે '**नल**' થઇ શકે છે] બન્નેનુ નામ જેમ એકરૂપ થયુ તેજ પ્રમાણે ગુણ પણ સમાન છે તે કેવી રીતે? તો જુઓ

નલ રાજાના શરીરમા કલિએ પ્રવેશ કીધો, ત્યારથી ત્હેની મતિ મલિન થઇ, અને ત્હેણે મત્રી તથા દમયતીએ કીધેલો બોધ નહિ માનીને પુષ્કરની સાથે અક્ષ(દ્યૂત) ક્રીડા કરી દ્યૂતમા રાજ્યાદિ સર્વ ગુમાવી દીધુ અને પોતે સ્ત્રી સહિત અરણ્યને વિષે ચાલ્યો ગયો ત્યા સ્ત્રીને સુતા તજીને તે અયોધ્યામા ઋતુપર્ણ રાજાને ત્યા જતો રહ્યો અને હરિગુણ (ઘોડાની લગામ) નુ પરિશીલન કરવા લાગ્યો અર્થાત્ અશ્વશાળામા રહીને સારથ્યકર્મ કરવા લાગ્યો પછી એક વખત રાજાને લઇને તે દમયતીના લગ્નને માટે કુડિનપુર જવા નીકળ્યો, ત્યારે નલનુ સારથ્યકૌશલ્ય જોઇને રાજા રાજી થયો, અને ત્હેણે નલને અક્ષહૃદયવિદ્યા સમર્પણ કરીને ત્હેની પાસેથી અશ્વહૃદયવિદ્યા લીધી

રાજાને અક્ષહૃદયવિદ્યા મળી એટલે તો કલિ ભયભીત થઇને ત્હેને શરણે આવ્યો, અને ત્હમારૂ નામ સ્મરણ કરનારને હુ કદી પીડા નહિ કરૂં, એમ કહીને ચાલતો થયો ત્યારબાદ તે ઋતુપર્ણને કુડિનપુરમા લઇ આવ્યો, જ્યા દમયતીની સાથે ત્હેની (નલની) મુલાકાત થઇ, અને ભીમકરાજાએ બન્નેને વસ્ત્રાલકાર આપીને પોતાના રાજ્યમા મોકલી આપ્યા દમયતી સહિત નલ જ્યારે પોતાની રાજ્યધાનીમા આવ્યો ત્યારે ત્હેણે અક્ષહૃદયવિદ્યાના

---

૧ નલ પક્ષમા 'સ્વરાજ્યપદ પ્રાપ્તિ' અને નરના પક્ષમા 'બ્રહ્મરૂપ આત્મપદપ્રાપ્તિ' એમ સમજવુ

૨ હરિ પદના બે અર્થ થાય છે, અશ્વ અને ભગવાન્ તથા ગુણના પણ બે અર્થ થાય છે. 'દોરી, લગામ' વગેરે અને 'ક્ષમા દયા સત્ય ઇત્યાદિ સદ્‌ગુણ.'

પ્રભાવથી દ્યૂતમા પુષ્કરને જીતી લીધો અને ગએલુ રાજ્ય પાછુ સપાદન કીધુ ઋતુપર્ણ પણ પોતાની નગરી અયોધ્યાને વિષે પાછો ચાલ્યો આવ્યો કેમકે કુડિનપુરમા દમયતીનો વાસ્તવિક વિવાહ ન હતો, પરતુ નલરાજા હેની પાસે છે એવી જે દમયતીને ખબર મળી હતી, તેની તપાસ કરીને શોધ કરવાના હેતુથી બ્રાહ્મણે વિવાહના હેને ખોટા વૃત્તાન્ત કહ્યા હતા ઋતુપર્ણને પ્રથમથીજ દમયતીની અભિલાષા હતી, તેથી સહુથી પહેલો એ ત્યા જવા સારૂ નલને લઇને નીકળી પડયો હતો પરતુ ત્યા આવીને જોવા લાગ્યો તો, લગ્નનો સમારભ વગેરે કશુ જોવામા આવ્યુ નહિ, અને એથી હેને શરમ પણ ઉપજી આખરે, 'નલની શોધને ખાતર દમયતીએ પિતૃઆજ્ઞાથી લગ્નનો વૃત્તાન્ત બહાર પ્રસિદ્ધ કર્યો છે, એવી હેને ખબર પડતા આનદ પણ ઉપજ્યો કેમકે, સત્પુરૂષોના મનમા કોઇપણ વિષયને સારૂ દુરાગ્રહ હોતો નથી સિવાય રાજા નલને સુગતિ ( ઉત્કૃષ્ટ ગમન કરનારી ) દમયતીનો જે પ્રમાણે લાભ થયો, તેવોજ ઋતુપર્ણને પણ સુગતિ (ઉત્કૃષ્ટ, શીઘ્રગમનદાયી અશ્વહૃદય વિદ્યા)નો લાભ થયો હતો, અને તેનાથી તે સતોષ પામીને પોતાની નગરીમા પાછો ફર્યો અસ્તુ !

હવે દાર્ષ્ટાન્તમા સમજવુ જોઇએ કે, નલની પેઠે આપણા શરીરને વિષે પણ કલિનો પૂર્ણ પ્રાદુર્ભાવ થઇ જવાથી આપણી બુદ્ધિ સદાચારથી ભ્રષ્ટ થઇ છે અને સતમહાત્મા તથા માતા પિતા ગુરૂ વગેરે ઉપદેશ કરે છે, તે છતા આપણે તેઓનો અનાદર કરીને અક્ષ ( ઇન્દ્રિય ) ક્રીડા કરીએ છીએ અર્થાત્ સર્વ ઇન્દ્રિયોવડે વિષય ભોગ કરીએ છીએ, અને તેમને (ઇન્દ્રિયોને) વિષયપ્રાપ્તિના હેતુથીજ સર્વદા અનેક પ્રકારના કર્મોને વિષે પ્રવૃત્ત કરીએ છીએ પરતુ ગએલા સ્વ (આત્મ) પદની પ્રાપ્તિ કરવાની કદી આપણી પ્રવૃત્તિ થતી નથી તેમ છતા જે કોઇ સાધુ મહાત્માનો આશ્રય કરે છે અને હેમના સમાગમથી હરિ યાને ભક્તાદુ ખહર્તા પરમાત્માના ગુણાનુવાદનુ પરિશીલન અર્થાત્ સદાસર્વત્ર ગુણગાન કરે છે, તેઓને ઇશ પ્રસાદથી મહાત્મા પુરૂષો દ્વારા અક્ષહૃદયવિદ્યા મળે છે, અને પછી તેનાથી તેઓ ઇન્દ્રિયો તથા વિષયોનો સ્વભાવ યથાર્થરીતે જાણે છે તથા તેમના પ્રત્યેની આસક્તિ તજી દે છે ત્યારબાદ હેમને અતઃશુદ્ધિપૂર્વક ચિત્કલાનો લાભ થતા, તેઓ આત્મ-પદના ઉપર સદા આનદાનુભવ કર્યા કરે છે સારાશ, નલે જે પ્રમાણે હરિગુણ (ઘોડાની લગામ)નુ અવલબન કર્યુ હતુ, તેજ પ્રમાણે નરે હરિગુણ (ભગવન્નામ ગુણસ્મરણ)નો સદા આશ્રય કરવો. નલે જો હરિ-ગુણ (સારથ્ય)

નો સ્વીકાર ન કર્યો હત, તો ત્હેને દમયતીનો લાભ અને રાજ્યપદની પ્રાપ્તિ નહિ થાત, તે પ્રમાણે જે નર હરિ-ગુણનુ ગાન કરે નહિ, ત્હેને ચિત્કલાનો લાભ અને સ્વરાજ્યપદારોહણ શી રીતે પ્રાપ્ત થઈ શકે? નહિજ એટલા માટેજ મહાત્માજન કહે છે કે, ભવરોગ શમનાર્થે ઉત્તમ ઔષધિના ગુણ સમુ ભગવન્નામનુ સેવન રાખો જે પ્રકારે દિવ્ય ઔષધિ વાતપિત્તકફાદિ દોષ દૂર કરીને, આરોગ્ય પ્રાપ્ત કરાવી દે છે, તેજ પ્રમાણે નામ પણ બુદ્ધિને વિષે રહેલા રાજસ તામસ વિકારરૂપ દોષોને નષ્ટ કરીને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરાવી દે છે એ કારણને લીધે, સત જન એને ઉત્તમ અને ઇષ્ટ રસાયન સમજીને નિરતર સેવે છે અને કહે છે કે —

**बहुदोषभवोपतापशान्तिं तनुतेऽन्तर्विकृतिं परामकुर्वत् ।**
**कलयेऽहमये जगत्त्रयेऽस्मिन्परमं नामरसायनं तदेकम् ॥**

આ ત્રૈલોક્યમા સઘળા રસાયનોમા નામ રસાયનજ પરમશ્રેષ્ઠ છે, એ હમે સ્વાનુભવ વડે ત્હમને (વાચક તથા શ્રોતૃવૃન્દને) બતાવીશુ રસાયનના સેવનથી જો કે વાતપિત્તાદિ અનેક પ્રબલ દોષોવડે ઉત્પન્ન થનારા રોગોની શાન્તિ થાય છે, તોપણ ભોગજોગે તે રસાયન કદાચ કાચુ હશે, તો તેના સેવનથી ઉત્પન્ન થએલો રોગ મટવાને બદલે, ઉલટો બીજોજ રોગ અવશ્ય ઉત્પન્ન થશે પરતુ નામરસાયન એવુ નથી કેમકે નારદ, શુક, વાલ્મીકિ જેવા સમર્થ ભવરોગવૈદ્યોએ એ રસાયન ખુબ પરિપક્વ કરેલુ છે, અને પોતે જાતે તેનુ સેવન કરીને તેના ગુણની ખાતરી કર્યા બાદ સર્વત્ર પ્રકટ કર્યું છે એના સેવનથી અતરમા બીજી વિકૃતિ, યાને અસદ્વસ્તુવિષયક દુરાગ્રહતા અને સ્વધર્મનો અવિશ્વાસ તથા ત્યાગ થશે નહિ અને અનેક દોષયુક્ત સસારોત્પન્ન સતાપની ત્વરિત શાન્તિ થશે એથી કરીને અત્યત શ્રેષ્ઠ અને આબાલવૃદ્ધસ્ત્રીશૂદ્રજનોને પણ સુલભ હોવાથી એ સેવનીય છે એના નામ ઉપરથીજ સમજાય છે કે એ નામ રસાયન '**न-आम**' ( કાચુ નહિ એવું ) **रसायन** છે જેમા રસ ( પારદ, પારો ) હોય છે, તેને રસાયન કહેછે તે પ્રમાણે આ (નામ) મા પણ આનદરસ પરમાત્મા **पार-द** છે, કે જે સસારરોગમાથી પાર કરી દે છે પરતુ જે પુરૂષ પરમાત્માના નામ રસાયનની માત્રા લેતો હોય, ત્હેણે પથ્યની બરાબર સભાળ રાખવી જોઇએ, તોજ તે પૂર્ણ અને શીઘ્ર ફલદાયી થાય છે ભાગવતમા પણ કહ્યું છે કે —

**नाश्नत पथ्यमेवान्नं व्याधयोभिभवन्ति हि ।**
**तथा नियमकृद्राजन् शनै क्षेमाय कल्पते ॥**

પથ્ય (હિત) કારક અન્નખાનારા પુરૂષને જે પ્રમાણે વ્યાધિ પીડતો નથી તેજ પ્રમાણે, નિયમપૂર્વક ભગવન્નામનુ સ્મરણ કરનારો પુરુષ, ઇશકૃપાથી શુદ્ધ અન્ત કરણયુક્ત થઇને, તત્ત્વજ્ઞાનરૂપ પરમકલ્યાણની પ્રાપ્તિને માટે સમર્થ થાય છે વ્યાવહારિક કાર્ય પણ જે પ્રકારના નિયમ અને વિધિપૂર્વક કરવાનુ હોય છે, તેજ પ્રકારે કરવામા આવે તોજ ફલ મળે છે, અન્યથા નહિ. તેજ પ્રમાણે શ્રૌત સ્માર્ત કર્માનુષ્ઠાન અને ભગવન્નામ સકીર્તનાદિ કરવાનો જેવો વિધિ સ્મૃતિ શાસ્ત્ર પુરાણોને વિષે કહેલો છે, તેજ નિયમપૂર્વક કીધા હોય, તોજ તેઓ અભ્યુદય અને મોક્ષફલપ્રદ નીવડે છે બૃહન્નારદીય પુરાણમા નારદ વાક્ય છે કે —

> सन्निन्दाऽसति नामवैभवकथा श्रीशेशयोर्भेदधी ।
> रश्रद्धा श्रुतिशास्त्रदैशिकगिरां नाम्न्यर्थवादभ्रम ॥
> नामास्तीति निषिद्धवृत्तिविहितत्यागौ च धर्मान्तरे ।
> साम्यं नामनी शंकरस्य च हरेर्नामापराधा दश ॥

ઓસડનુ સેવન કરનારો માણસ કુપથ્ય કરે તો, જેમ ગુણ જણાતો નથી, તેજ પ્રમાણે ભવરોગથી પીડિત થએલો પુરૂષ નામ તો લે છે, પરતુ ઘણુજ કુપથ્ય કરે છે, તેથી શાસ્રોક્ત ફળ મળતુ નથી નારદે દશ પ્રકારના અપરાધ આશ્લોકમા કહ્યા છે તેમનેજ કુપથ્ય સમજવા હવે ક્રમશ તેનુ નિરૂપણ કરીશુ

૧ સત્–સાધુ અને વેદ એમની નિન્દા કરવી, એ પ્રથમ અપરાધ છે વેદત્યાગ, વેદની નિન્દા, ખોટી સાક્ષી આપવી, મિત્રનો ઘાત, નિષિદ્ધ લશુન વગેરેપદાર્થનુ ભક્ષણ, અને અભક્ષ્ય મલાદિકોનુ ભક્ષણ એ છ કમ મદ્યપાન તુલ્ય છે, એમ મનુએ કહ્યુ છે જુઓ મનુસ્મૃતિમાહેનો એકાદશ અધ્યાય અર્થાત્ સુરાપાન કરવાનુ જે પાપ છે, તે વેદની નિન્દા કરનારને લાગે છે '**विदत्यनेन धर्मं वेद** જેનાથી ધર્મનુ જ્ઞાન થાય છે, તે વેદ વેદ સાક્ષાત નારાયણનુ રૂપ છે એવુ વર્ણવેલુ છે, અને તે સવને પોતપોતાના ધર્મનુ શિક્ષણ આપે છે, એટલા માટે વેદની નિન્દા ન કરવી જોઇએ ૨ બીજો અપરાધ એ કહ્યો છે, કે જેમા કોઈ પ્રકારનુ સામર્થ્ય નથી, એવા અસત્ પુરૂષના નામની અને વૈભવની મિથ્યા કથા લોકોને વર્ણન કરીને કહેવી સત્ જે પરમાત્મા અને સાધુ એમના નામ, ગુણ, ઐશ્વર્ય, સામર્થ્યનુ વર્ણન કરવા માટે પરમાત્માએ જીહવા આપી છે, નહિ કે અસત્ પુરૂષ અને અસદ્વિષય સબધી અસત્ય બોલવા સારૂ ૩ ત્રીજો

અપરાધ-શ્રીશ 'લક્ષ્મીપતિ વિષ્ણુ' અને ઇશ યાને મહાદેવ, એ બન્ને એક છે, તથાપિ તેમનામા ભિન્નતા જોવી અને દ્વેષ કરવો-એ કહ્યો છે સાકરમા જેમ મધુરતા રહે છે, તેજ પ્રમાણે બન્ને જણા એક બીજાના અતરમા સ્થિત છે શાસ્ત્રમા કહ્યુ છે કે —

यो हरि स शिव साक्षाद्य शिव स स्वयं हरि ।
एतयोर्भेदमातिष्ठन्नरकाय भवेन्नर' ॥

જે હરિ છે તેજ સાક્ષાત્ શિવ છે, અને જે શિવ છે તેજ સ્વયમ્ હરિ છે એ બન્નેમા ભેદબુદ્ધિ ધરાવનારો પુરૂષ નરકગામી થાય છે એ પ્રમાણે શાસ્ત્રાદિમા બન્નેની અદ્વિતીયતા (એક રૂપતા)ના ઘણા વાકયો મળે છે એથી એ બન્નેમા ભેદ ભાવ ન રાખવો જોઇએ

૪ ચોથો અપરાધ--વેદ વચન ઉપર અવિશ્વાસ ૫ પાચમો અપરાધ શાસ્ત્ર યાને સ્મૃતિ પુરાણોના ઉપર અશ્રદ્ધા અને ૬ છઠ્ઠો અપરાધ દેશિક (ગુરૂ) ના વચન ઉપર અવિશ્વાસ કરવો, તેને કહ્યો છે ૭ સાતમો અપરાધ-ભગવાનના નામ વિષે અજ્ઞાનપણે અર્થવાદ માનવો યાને નામસ્મરણથી પાપ ક્ષય થાય છે, એવુ જે શાસ્ત્રપુરાણાદિનુ કથન છે તે સ્તુતિવાક્ય છે, યથાર્થ નથી એમ સમજવુ પરતુ અન્યત્ર એમ કહ્યુ છે કે,—

पुराणेष्वर्थवादत्व ये वदन्ति द्विजाधमा ।
तैरर्जितानि पुण्यानि तद्वदेव भवन्ति वै ॥
समस्तकर्मनिर्मूल्यसाधनानि नराधम ।
पुराणान्यर्थवादानि ब्रुवन्नरकमश्नुते ॥

જે દ્વિજાધમ પુરૂષો પુરાણાદિકોને વિષે અર્થવાદ છે, યાને તેમના વચનસ્તુતિવાક્ય છે, એમ કહે છે તેમણે તેમના વિષે કહેલા સાધનોના અનુષ્ઠાન-વડે સપાદન કીધેલુ પુણ્ય પણ તેના જેવુજ થાય છે, એમ નિશ્ચયાત્મક જાણવુ અર્થાત્ તેમનુ કર્માનુષ્ઠાન અને ફલ વ્યર્થ થશે અખિલ કર્મોનુ નિર્મૂલન કરવામા સાધનભૂત એવા પુરાણોને અર્થવાદ કહેનારા અધમ પુરૂષો નરકમા જાય છે અસ્તુ !

આઠમો તથા નવમો અપરાધ-શાસ્ત્રે જે નિષિદ્ધ કહ્યુ છે તેનુ તથા વિધિનુ પાલન નહિ કરવુ તે હવે પ્રસગોપાત્ત વિધિ અને નિષેધ કોને કહે છે, તે બતાવીશુ 'अज्ञातार्थज्ञापको वेदभागो विधि' બીજા પ્રમાણો વડે ન સમજી શકાય એવી કર્તવ્યતાને તેના ફલ સહિત કહેનારો જે વેદનો ભાગ તેને વિધિ કહે છે 'अग्निहोत्र जुहुयात्स्वर्गकाम' સ્વર્ગની ઇચ્છા હોય,

ત્હેણે અગ્નિ હોત્ર હોમ કરવો અગ્નિ હોત્ર હોમ કરવાની વાત બીજા કોઇ પ્રમાણ દ્વારા સમજાઇ ન હતી, તે એના ફલસહિત, આ વાક્યે કર્ત્તવ્ય હોવાથી કહી એટલા માટે એ વચને વિધિ કહી શકાય તેજ પ્રમાણે '**अनर्थहेतुक्रियात पुरुषस्य निवर्तक वाक्य निषेध**' જેનાથી અનર્થ થવાનો હોય, તેવી ક્રિયામાથી પુરૂષને નિવૃત્ત કરનારા વચનને નિષેધ કહે છે ઉદાહરણમા સમજાવીશુ કે, '**न कलंज भक्षयेत्**' કલજ યાને વિષ લગાડેલા બાણથી મારી નાખેલા મૃગનુ માંસ ન ખાવુ કેમકે, ખાય તો બાણને લાગેલુ વિષ તેમા મળેલુ હોવાથી, અનર્થ થવાનો સભવ છે એટલા માટે એની ભક્ષણ ક્રિયામાથી આ વચને પુરૂષની નિવૃત્તિ કરી છે એથી આ વચનને નિષેધ કહે છે આ પ્રકારે વિધિ નિષેધ પરમેશ્વરની આજ્ઞા છે, તેનો ભગ ન કરવો જોઇએ વિષ્ણુ પુરાણમા કહ્યુ છે કે --

**श्रुतिस्मृतिर्ममैवाज्ञा यस्तामुल्लघ्य वर्तते ।**
**आज्ञाच्छेदी ममद्वेषी मद्भक्तोऽपि विनश्यति ॥**

જેના વડે ધર્મનુ શ્રવણ થાય છે, તે શ્રુતિ (વેદ) અને વેદાર્થ સ્મરણપૂર્વક રચના કરેલી હોવાથી જે સ્મૃતિ (મન્વાદિ ધર્મશાસ્ત્ર) ના નામથી પ્રસિદ્ધ છે, એ બન્ને મ્હારી આજ્ઞા છે એમનુ ઉલ્લઘન કરીને જે પુરૂષ ચાલે છે, તે મ્હારો દ્વેષી થાય છે, અને મ્હારો ભક્ત હોવા છતા નાશ પામે છે એથી કરીને, એમ ન કહેવુ કે, પરમાત્માનુ નામ હમે લઇએ છીએ, તો પછી હમને પાપ કેવુ અને પુણ્ય કેવુ ? વિધિ નિષેધના પાલનની શી આવશ્યકતા ? પરતુ એમ કર્યાથી ઇશ દ્વેષી થવાય છે, એટલા માટે નામનો જપ કરનારાએ એમનુ પાલન કરીને, નામ લેવુ જોઇએ

વ્યવહારમા પણ રાજાની આજ્ઞાનો ભગ કરનારો મનુષ્ય રાજદ્વેષી થઇને દડિત થાય છે, તો પછી પરમેશની આજ્ઞાનો ભગ કરનારો અપરાધી તથા શિક્ષાપાત્ર કેમ નહિ થાય ? ફરક એટલોજ કે રાજા તરફથી શીઘ્ર દડ મળે છે, અને પરમેશ્વરનો દડ વિલબપૂર્વક થાય છે, અને એજ કારણને લઇને રાજાનો ભય હોવાનુ અને ઇશ્વરનો નહિ હોવાનું જણાય છે રાજા જેમ રાજ્યના નિયમ (કાયદા) પોતે જાતે પ્રસિદ્ધ કરે છે, તેજ પ્રમાણે પરમાત્માએ પણ એમની સૃષ્ટિમા આપણે કેમ વર્ત્તવુ જોઇએ, તેના નિયમો શ્રુતિ સ્મૃતિમા પ્રસિદ્ધ કર્યા છે એથી કરીને રાજકૃપા સપાદન કરવાની ઇચ્છા રાખનારો જેમ રાજનિયમ (આજ્ઞા) ને અનુસરીને ચાલ્યાથી સુખી

થાય છે, તેજ પ્રમાણે પરમેશ્વરના પ્રસાદની કામના રાખનારાએ ત્હેમની આજ્ઞામા ચાલવુ જોઇએ ગીતોપનિષદમા પણ જુઓ

**य शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारत ।**
**न स सिद्धिमवाप्नोति न सुख न परां गतिम् ॥**
**तस्माच्छास्त्रं प्रमाण ते कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्त कर्म कर्तुमिहार्हसि ॥**

હે અર્જુન ! અધિકારી જનોને અપૂર્વ અર્થનો બોધ કરનારા એવા જે ઋગાદિ ચારે વેદ અને તેમને અનુસરીને રચાએલા સ્મૃતિ પુરાણુ, ઇતિહાસ, સૂત્ર ઇત્યાદિ શાસ્ત્રના વિધિનો ત્યાગ કરીને, જે પોતાની ઇચ્છાનુસાર વર્તે છે, ત્હેને અત કરણની શુદ્ધિરૂપ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી તેમજ આ લોકનુ સુખ 'સવજનો વડે નિદિત થવાથી,' મળતુ નથી, તથા સ્વર્ગતિ અથવા મોક્ષ પણ પ્રાપ્ત થતો નથી સારાશ, એ વિધિ નિષેધનુ ઉલ્લઘન કરનારો પુરૂષ સર્વ પુરૂષાર્થોથી ભ્રષ્ટ થાય છે એથી શ્રેયની ઇચ્છા કરનારો એવો જે તું, તે ત્હને કર્તવ્ય શુ છે ? અકર્તવ્ય શુ છે ? તેની વ્યવસ્થાને સારૂ શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ શાસ્ત્રજ પ્રમાણુ બોધક છે, નહિ કે સ્વબુદ્ધિ અથવા બુદ્ધાદિકોના વાકયો આ ઉપરથી સિદ્ધ થાય છે કે શાસ્ત્રે કહેલા વિહિત પ્રતિષિદ્ધ કર્મોને ઉત્તમ પ્રકારે જાણીને કર્મ કરવાને તુ યોગ્ય થાય છે કેમકે, અન્યત્ર પણ લખ્યુ છે કે --

**विना शास्त्रं तु यद्वर्त्म विनाशायैव केवलम् ।**

શાસ્ત્ર રહિત જે માર્ગ હોય છે, તે કવળ સ્વનાશને માટેજ હોય, એમ સમજવુ (એમા પદચ્છેદ એવો કરવો કે, '**विना शास्त्रं**' **विनाशा अर्थं,**') અર્થાત્ અશાસ્ત્રીય માર્ગથી ચાલનારો પુરૂષ પોતાના હાથમા જાણે પોતાના નાશનુજ અનુષ્ઠાન કરે છે, એટલે, વક્રમાર્ગગામી પુરૂષ દુર્ગતિને પ્રાપ્ત થાય છે એથી કરીને, શાસ્ત્રના વિધિનિષેધનુ પાલન કરીને ઇશ્વર નામ કીર્તન કરવુ જોઇએ, એ સિદ્ધ થયુ ૧૦ દશમો અપરાધ- અન્ય ધર્મોની સાથે ઇશ્વર નામની સમતા કરવી- એ કહ્યો છે શકર અથવા વિષ્ણુના નામ સ્મરણ કરનારાના હાથે આવા દશ પ્રકારના અપરાધ (કુપથ્ય) ન થાય, તો શાસ્ત્રોક્ત પૂર્ણ ફળ મળે અને ઇશ્વરનો પ્રસાદ (અનુગ્રહ) થાય. એના પર એક દૃષ્ટાન્ત આપીશુ

એક બ્રાહ્મણના પૌત્ર (દીકરાના દીકરા)ને ઘણી બીમારી થવાથી, તે વૈદ્યને ઘેર જઇને ત્હેને પોતાને ત્યા તેડી લાવ્યો વૈદ્ય ઘેર આવીને તે

છોકરાની પ્રકૃતિ જોઈ અને કહ્યુ કે, હુ દવા સારી આપુ છુ, પરતુ આ છોકરાને બરાબર પરેજી પળાવવાની તમારે સભાળ રાખવી પડશે કેમકે, દવા ઘણી કડવી છે, અને કરી પાળ્યા વગર ઓસડનો ગુણ લાગશે નહિ, એની પ્રકૃતિ ઘણી ક્ષીણ થઈ ગઈ છે, તેથી જો ત્હમે સારો બન્દોબસ્ત રાખશો, તો એને જલદી આરામ થશે તે સાભળીને છોકરાનો બાપ તથા મા કહેવા લાગ્યા કે, હમારો આ છોકરો અસલથીજ ઘણો જીદ્દી છે, તેથી એ પરેજી પાળશે નહિ, પરન્તુ એને ખાતર હુ પરેજી પાળીશ, તોપણ કડવી દવા એનાથી કેમ પીવાશે. એ વાતની પચાત પડવાની એવામા એ છોકરાની દાદી, જે પાસે બેઠી હતી, તે બોલી ઉઠી, પચાત શી છે? એના વતીની હુ દવા પીશ, પરતુ એને એક વાર જલદી સારૂ કરી નાખો. છોકરાનો બાપ કહેવા લાગ્યો, વૈદ્યરાજ એ છોકરાને ખાતર દવા તો હુ પણ લઉં, પરતુ પથ્ય પાળવાની જબરી મુશ્કેલી જણાય છે ત્હેણે પૂછ્યુ, દવા પીવા રાજી હો, તો પછી કરી પાળવામા શી હરકત છે? બાપ બોલ્યો, વૈદ્યરાજ! હમારી પડી યજમાન વૃત્તિ, હમારો ધધો રહ્યો ભિક્ષુકવૃત્તિનો, તેથી મ્હારે તથા મ્હારા પિતાને કહી નહિ ને કહી જમવા જવાનુ થાય છે, માટે પરેજી પળાવી મુશ્કેલ છે, તેજ પ્રમાણે મ્હારી માતા તથા પત્નીને પણ કહી ગોરણી જમવા જવાનુ હોય છે, એથી એમનાથી પણ કરી પળાય તેમ નથી બાકી ઓસડ તો હમારામાથી ગમે તે કોઈ લઈ શકે તેમ છે, પછી તે ચાહે તેટલુ કડવુ હોય!

એટલુ સાભળીને, પાસેજ જે તે છોકરાની ફોઇ બેઠી હતી, તે બોલી ઉઠી—ઓહો! એમા તે ત્હમે શા વિચારમા પડી ગયા? હુ વિધવા હોવાથી મ્હારે તો કયાઈ જમવા જવાનુ હોતુ નથીને? તો પછી, ત્હમારામાથી ગમે તે કોઈ દવા લેજો, અને હુ ઉપરથી કરી પાળીશ, એટલે આ છોકરાને આરામ જલદી થઇ જશે વૈદ્યરાજ આ સર્વ આદમીઓનુ બાબણુ સાભળીને વિચાર તથા વિસ્મય કરવા લાગ્યા કે, 'આ સર્વ આદમી શુ પાગલ હશે? પાગલ કહુ તો એ લોકો ભિક્ષુકવૃત્તિ કરનારા છે, અર્થાત્ વેદશાસ્ત્રાદિ ભણ્યા હોય એમ લાગે છે સ્ત્રીવર્ગ પણ હોશિયાર જણાય છે,અને બીમાર છોકરો પણ કાઇ નાનો નથી, ખાસો સોળ વરસનો છે, તો પછી કડવી દવા પીએ નહિ અને કરી પાળે નહિ એમ જે કહે છે તેની શી મતલબ? તે ગમે તેમ હોય, એમા આપણે શુ? સારાસારના વિચારથી વચિત જણાય છે, એટલુ તો ખરૂ! પછી ત્હેણે કહ્યુ, મહારાજ! ત્હમે સઘળા આટલા બધા

વિચારમા કેમ પડયા છો ? કડવી દવા પણ હુજ લઉં છુ, અને પથ્ય પણ હુજ પોતે બરાબર કાળજીપૂર્વક પાળીશ, કે જેથી ત્હમારા આ છોકરાને જલદી આરામ થઈ જાય પછી શુ રહ્યુ બાકી ? સાભળીલા વારને સઘળા ખુશ ખુશ થઇ ગયા, અને વૈદ્યરાજને ધન્યવાદ આપવા લાગ્યા કે, વૈદ્યરાજ ! જો એમ હોય, તો ઘણુજ સરસ ! ત્હમારો ઉપકાર હમો કદી પણ ભૂલીશુ નહિ તે સાભળીને, વૈદ્ય પોતાને ઘેર ચાલ્યો ગયો

આ વાર્તા પરથી એ સાર લેવો ઉચિત છે કે, ભવરોગથી પીડાતા ઘણા લોકો દવા લેવા ઇચ્છતા નથી, અને કદાચ કોઇ કહે અગર આપે તો તે કડવી હોવાથી પીતા પણ નથી વિષયરસના માધુર્ય આગળ પારમાર્થિક સાધનરૂપ દવાની કડવાશ કેટલીક અને કેવીક હોય છે, તે શુ કોઇને અજ્ઞાત છે ? નહિજ કેટલાક દવા તો લે છે, પરતુ પથ્યાશન કરતા નથી, પરતુ દવા કરતાયે પથ્ય પાળવાની વિશેષ મહત્તા છે આપણે ખાતર બીજાએ પીધેલી દવા અગર પાળેલી પરેજીથી આપણને આરામ શી રીતે થાય ? સારાશ બીજાએ કરેલા સત્કર્મ આચરણથી આપણો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. એથી, જેને રોગ થયો હોય, ત્હેણેજ જાતે દવા લેવી જોઇએ અને પથ્ય પણ પાળવુ જોઇએ, તોજ શાસ્ત્રોક્ત પૂર્ણ ફલ પ્રાપ્ત થશે, એમ નિ સદેહ સમજવુ ઘણા લોકો એમ કહે છે કે, 'હમે ભગવાનના નામ ગુણોનુ હર હમેશ કીર્તન કરીએ છીએ, છતા હમને તેનુ બરોબર ફળ કેમ મળતુ નથી ? તેનુ કારણ, નામમા કઈ ફળ આપવાની શક્તિ નથી એમ નથી, પરંતુ ઉપર દર્શાવેલા દશ પ્રકારના કુપથ્યજ પ્રતિબધક થાય છે ભગવાનનું નામ સર્વ કામનાઓની પર્યાપ્તિ (પૂર્તિ) કરનારૂ છે, એવો મહાત્મા પુરૂષોનો અનુભવ છે, માટે તે ઉપર વિશ્વાસ રાખીને અન્ય કઠીણ ઉપાયોનુ અવલબન નહિ કરતા, એ ભગવન્નામનુજ જો યથાવિધિ સેવન કરવામા આવે, તો પુરૂષ કૃતાર્થ થઇ શકે એમા સત્કુલ પ્રસૂતને તો બીલકુલ સદેહ ઉપજે એમ નથી. કવિ કહે છે કે—

**मायास कुरु वायुरोधनविधौ मा कार्श्यमापादय ।**
**काये वर्जितभोजनव्रततया मारण्यमासेव्यताम् ।**
**पंचाग्निप्रचयेन चर्मदहनं नैवाचर क्लेशदम् ।**
**सानन्दं कुरु रामनामभजनं स्यात्तेन सर्वेप्सितम् ॥**

હે જીવ ! યોગનુ અવલબન કરીને પ્રાણ વાયુનો નિરોધ કરવાનો પ્રયાસ તુ કરીશ નહિ ભક્તિમાર્ગમા ઇન્દ્રિય પ્રાણાદિનો નિરોધ કરવો પડતો નથી, પરમાત્માના નામના પ્રતાપથી વિષયાસક્તિ અનાયાસે નષ્ટ થાય છે, પરતુ તે

સકલ ઇન્દ્રિયો પરમાત્માને વિષે લગાડવી જોઇએ યોગીઓને વિષયત્યાગ કરવો પડે છે, અને તેમા અત્યન્ત ક્લેશ પણ થાય છે, પરન્તુ ભક્ત તો પ્રારબ્ધથી પ્રાપ્ત થતો સકલ ભોગ પરમાત્માને સમર્પણ કરીને મુક્ત થઈ જાય છે તેમજ નાના પ્રકારના વ્રતાદિ કરીને, ઉપવાસવડે શરીરને નાહક તુ સૂકવી ન નાખીશ તુકારામ કહે છે કે —

॥ અભગ ॥

નામ ઘેતા ગ્રાસોગ્રાસી । પરિ તો જેવિલા ઉપવાસી ॥
ધન્ય ધન્ય તે શરીર । તીર્થંવ્રતાચે માહેર ॥

મનુષ્ય પ્રભુનુનામ ભોજનમા પ્રત્યેક ગ્રાસ (કોળીઓ) લેતી વખતે ગ્રહણ કરતો હોય, તો ત્હેણે ભોજન કીધા છતા ત્હેને ઉપવાસીજ સમજવો મનુષ્ય એકાદશી, શિવરાત્રી, પ્રદોષ ઇત્યાદિ વ્રત કરીને કાઇ ખાતો પીતો નથી, અથવા કોઈ ફલાહાર પણ કરે છે, તોપણ તેથી શુ થયુ ? ઉપવાસને દિવસે રોજના કરતા ત્હેનુ ચિત્ત વધારે ચચલ તથા ક્રોધયુક્ત થાય છે, અને ભગવત્ કીર્ત્તન વગેરે પણ તે કરતો નથી તો પછી નિરાહાર અને ફલાહારનો શો ઉપયોગ ? રોજ નહિ તો ઉપવાસને દિવસે તો પરમાત્માની ઉપ (સમીપ) વાસ (ચિત્ત નિવાસ) થવો જોઇએ, અર્થાત્ ચિત્તની એકાગ્રતા સપાદન કરીને નામ અને ગુણ કીર્તન થવા જોઇએ પરતુ ક્યા તે પ્રમાણે થાય છે ? બહિર્વાસજ પ્રિય થઇ પડે છે એના કરતા તો ભોજન કરીને, પરમાત્માના નામનુ કીર્ત્તન કરનારો ઉપવાસી પુરૂષ વધારે સારો કારણ કે, ત્હેનુ ચિત્ત પ્રભુની ઉપ 'સમીપવર્તી' વાસ કરે છે ભક્તિતત્વામૃતમા પણ કહ્યુ છે કે —

**ग्रासे ग्रासे स्मरन् विष्णुं यो भुक्तेऽथ पिबेज्जलम् ।**
**व्रत चान्द्रायण तेन कृतमेव न सशय ॥**

ભોજન કરતી વખતે દરેક કોળીયો ભરતા ભરતા જે પુરૂષ ભગવાન્ વિષ્ણુનુ સ્મરણ કરે છે, તથા જલપાન કરતા પણ જે એમનેજ ઝખે છે, ત્હેણે ચાન્દ્રાયણાદિ વ્રત કર્યા બરોબર સમજવુ, એમા કોઈ પ્રકારનો સદેહ નથી તેમજ ત્હેને અરણ્યમા પણ જવાની અને ગ્રીષ્માદિ ઋતુમા પચાગ્નિને વિષે ઉભા રહીને શરીરની ચામડી પણ બાળી નાખવાની જરૂર નથી. કેમકે, એ તપ અત્યન્ત ક્લેશકારક છે, અને તેનાથી અતરના રાગદ્વેષાદિ દુષ્ટવિકારો કાઈ ઓછાજ બળીને ભસ્મ થઈ જાય છે ? જ્યાસુધી અન્તઃકરણના દુષ્ટ વિકાર નષ્ટ થયા નથી, ત્યાસુધી મનની એકાગ્રતા થવી બહુ મુશ્કેલ છે, અને તેના અભાવમા પરમાત્માનો લાભ પણ દુર્લભજ સમજવો સકલ તપોમા

ચિત્તની એકાગ્રતાનેજ પરમ તપ કહ્યુ છે, અને તે પરમ પ્રીતિપૂર્વક પરમાત્માનું ભજન કર્યાથી પ્રાપ્ત થાય છે એથી કરીને, તમે જો આનદયુક્ત થઇને પરમાત્માના નામ ભજનને વિષે તત્પર થશો, તો તમારી અખિલ કામના પૂર્ણ થશે

॥ इति शिवम् ॥



# તૃતીય પુષ્પ.

## નામ બ્રહ્મની ઉપાસના કરનારાને યાત્રાદિકોની ફલપ્રાપ્તિ.

**तस्मादुपासको नित्यं कीर्तयेद्विक्रमादरात् ॥ ब्र पु ॥**

રાજાની મુદ્રા (છાપ) કાગળ ઉપર અગર ચામડાપર કયા ન હોય ? તેમ છતા તેનાથી વ્યાવહારિક પદાર્થ બજારમાથી ખરીદી શકાય છે પરંતુ સોનુ, ચાદી, તાબુ વગેરે ધાતુ કાગળ તથા ચામડા કરતા વધારે કીંમતી છે, તોપણ તે ઉપર રાજચિન્હ ન હોવાથી બજારમા ચાલશે નહિ અને ઇચ્છિત વસ્તુ ખરીદાશે નહિ તેજ પ્રમાણે વૈકુંઠ બજાર મોટો છે, ત્યા આગળ નામ મુદ્રા જેની પાસે હશે, તેજ જઇને આનદરસ ગ્રહણ કરી શકે છે પરંતુ વ્યાકરણ ન્યાય, વેદાન્તાદિશાસ્ત્રોના અભ્યાસ કરનારા અને ઘટપટાદિ શબ્દોચ્ચારની અહોનિશ ખટપટ કરનારા લોક, પરમાત્મરાજાની નામ મુદ્રાથી વિરહિત હોવાથી, 'જો કે તે શાસ્ત્ર૧ સુ-વર્ણ (શોભન શબ્દ) રૂપ હોવાથી સુ-વર્ણ (શોભનવર્ણ સોના) તુલ્ય છે, તોપણ,' ત્યા જઇને આનદરસ ખરીદવાને સમર્થ નીવડતા નથી એટલા માટે મોક્ષની ઇચ્છા રાખનારે ઘટપટાદિ શાસ્ત્રાદિકોના ઉદ્યોગમા ન પડતા પરમાત્મનામનો મુખ્ય આશ્રય કરવો પરમાત્માનુ નામ સત્વપ્રધાન છે, એમ નિરૂક્તમા યાસ્ક મુનિએ કહ્યું છે '**सत्त्वप्रधानानि नामानि**', અને એ સત્વગુણ સુખનુ સાધન છે, એવુ ગીતામા કહેલું છે.

**सत्त्वं सुखे संजयति रज कर्माणि भारत ।**
**ज्ञानमावृत्य तु तम प्रमादे संजयत्युत ॥**

---

૧ '**न वेदयज्ञाध्ययनै**' આગીતાનો શ્લોક વાચો -અધ્યાય ૧૧, શ્લોક ૪૮.

મનુષ્યમાં સત્વગુણ ઉત્કૃષ્ટ હોય તો તે દુઃખ શોકાદિ કારણોનો પરાભવ કરીને હેનો સુખની સાથે સંયોગ કરી દે છે તથા રજો ગુણનું આધિક્ય હોય, તો તે સુખના કારણનો નાશ કરીને હેને કર્મની સાથે જોડી દે છે, અને તમો ગુણ, મહાત્માના સમાગમથી ઉત્પન્ન થએલા જ્ઞાનને આચ્છાદિત કરી દઇને અનવધાનની સાથે હેને યુકત કરી દે છે, તથા આલસ્ય નિદ્રા ઉપજાવે છે એથી કરીને સુખાર્થી પુરૂષે ભગવન્નામનો આશ્રય કર્યો હોય, તો રજો ગુણ અને તમો ગુણ પરાભૂત થઇને, સત્વગુણ વૃદ્ધિગત થાય છે, અને સત્વની વૃદ્ધિ થવાથી તે મનુષ્ય સર્વદા સુખને આલિંગન કરીને રહે છે કેમકે, નામ સત્વ પ્રધાન છે અને એ પ્રમાણેજ નારદને પણ સનત્કુમારે આત્મ પ્રાપ્તિને કાજે પ્રથમ નામ બ્રહ્મની ઉપાસના કહી હતી જેનાથી નારદ શોક સમુદ્રને તરી ગયા હતા અને આનંદ બ્રહ્મરૂપ થયા હતા એ પ્રકરણ છાન્દોગ્યોપનિષદ્મા અને એના અંશનું ઉદ્ધરણ પંચદશીમા પણ મળે છે તથાપિ આ સ્થળે કિંચિત્ નિરૂપણ કરવામા આવે છે

ઋગ્વાદિક ચારે વેદ અને શિક્ષા વ્યાકરણાદિ વેદાંગ, તથા ન્યાયાદિશાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ, ઇતિહાસ વગેરે ચતુર્દશ વિદ્યાને વિષે જેણે નિપુણતા સંપાદન કીધી હતી, તેમ છતા જેનું ચિત્ત આધ્યાત્મિકાદિ તાપોથી સંતપ્ત થયુ હતુ એવા નારદમુનિ, શોક નિવારણાર્થ સનત્કુમારની પાસે ગયા આટલા બધા ગ્રંથોનુ અધ્યયન કરવા છતા એમને સ્વાસ્થ્ય મળ્યુ નહિ અને શોકાકુલ થયા, એમા કોઇ પ્રકારનુ આશ્ચર્ય નહિ માનવુ કેમકે, મનુષ્ય જેટલા અધિક ગ્રન્થ ભણે છે, તેટલીજ એના અંતઃકરણની ગ્રન્થી (ગાંઠ) પણ દૃઢ અને અનેક વિધ થાય છે, એવુ શુ વ્યવહારમા અનુભવાતુ નથી? અહંગ્રન્થી છોડવા સારૂ તો વેદાદિશાસ્ત્રોનો અભ્યાસ કરવો પડે છે, પરતુ લક્ષાવધિ મનુષ્યોમા ભાગ્યેજ એકાદ એવો ભાગ્યશાળી નીકળી આવશે, કે જેની એ ગ્રંથોના પરિશીલનથી અહંગ્રંથી છુટી ગઇ હશે વિશેષત એક એક ગ્રંથની અકેકી ગ્રન્થી તો ખરીજ! એ હિસાબે મનુષ્ય જેટલા ગ્રન્થ ભણે છે તેટલી ગ્રંથીની સંખ્યા અને દૃઢતા જેમનામા છે, એવા સહસ્રાવધિ મનુષ્યો જોવામા આવે છે ગાસડીને પણ એકના ઉપર બીજી એક ગાંઠ દેવામા આવતા, તેની મજબૂતાઇ કેવી થાય છે, તે શુ અનુભવમા નથી? એ પ્રમાણે નારદને પણ ઉપરોક્ત ગ્રંથોના પઠનથી દૃઢ અહંતા થઇને શોકનિવૃત્તિ પૂર્વક પરમ આનન્દની પ્રાપ્તિ થઇ ન હતી.

वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता ।
पश्चात्त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥

अधीतवेदवेदार्थोऽप्यतएव न मुच्यते ।
हिरण्यनिधिदृष्टान्तादिदमेव हि वाञ्छितम् ॥

જ્યા સુધી એણે વેદશાસ્ત્રનુ અધ્યયન કર્યું ન હતુ, ત્યાંસુધી ત્રિવિધ (આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક) તાપો વડેજ એને શોક ઉપજતો પરતુ અધ્યયનસપન્ન થયા બાદ તો, એ વિદ્યા સર્વકાલ જાગૃત રાખવા સારૂ અભ્યાસ કરવો પડતો હતો તેનાથી, તથા કરેલુ અધ્યયન વિસ્મૃત થઇ જતુ હતુ તેથી, અને પોતાથી અધિક એવા કોઈ વિદ્વાને કીધેલા અપમાનથી, તેમજ પોતાના કરતા ઉતરતા દરજ્જાના વિદ્વાનોની સાથે થનારા ગર્વ ઇત્યાદિ વિવિધ કારણોને લઇને એને અત્યન્ત દુ.ખ થવા લાગ્યુ એકાદ ખેતરમા, સુવર્ણનો ભરેલો ચરૂ જમીનમા ગુપ્ત છે, તોપણ તે ખેતરને વિષે મહેનત કરનારા ખેડુતને જ્યા લગી તેની માહીતી નથી, ત્યા લગી તે એના ઉપર નીરાતે અનાજ વાવ્યો જાય છે અને નિર્વાહ ચલાવે છે અને યાવજ્જન્મ દારિદ્ર્યથી દુખી થાય છે તેજ પ્રમાણે વેદશાસ્ત્રરૂપી ખેતરમા ઉપર ઉપરથી મહેનત કરનારા અને અર્થ સપાદન કરીને સસારનિર્વાહ ચલાવનારા વિદ્વાનરૂપી ખેડુતો પણ દુખી થાય છે તાત્પર્ય, વેદવેદાર્થને જાણવા માત્રથીજ કાઈ સસારબધન છુટતુ નથી, બધનમા તો દુખજ હોય છે, એવો અનુભવ સર્વને છે અને એ પ્રમાણે શ્રુતિમા પણ નિરૂપણ કરેલુ છે ઠીક!

સનત્કુમારને નારદે કહ્યુ, હે ભગવન્! હુ આપને શરણે આવ્યો છું, તો આપ મ્હને સર્વ શોકની નિવૃત્તિનુ કારણ જે બ્રહ્મજ્ઞાન છે, તેનુ કથન કરીને દુખપાર કરો સનત્કુમાર બોલ્યા, હે નારદ! સર્વજ્ઞાનને સારૂ ત્હમારી વિખ્યાતિ સર્વત્ર છે, માટે પ્રથમ ત્હમે શુ શુ અધ્યયન કર્યું છે તે કહો, પછી હુ ત્હમને ઉપદેશ કરૂં નારદે પૂર્વોક્ત સકલ ગ્રન્થોનુ મ્હે અધ્યયન કર્યું છે એમ કહીને કહ્યુ કે, વેદાદિકોના અર્થ હુ સાધારણ સમજુ છુ, તથાપિ પરમાર્થ એવો જે અદ્વિતીય આત્મા છે, તેને ઓળખતો નથી એટલા માટે એનું જ્ઞાન સપાદન કરીને શોકનિર્મુક્ત થવા ખાતર આપની પાસે આવ્યો છુ, તો આપ કૃપા કરીને ઉપદેશ કરો

ત્યારે સનત્કુમાર બોલ્યા, હે નારદ! ત્હમે જેટલા શાસ્ત્રોનુ પઠન કીધુ છે, તે સઘળા નામ (શબ્દ) રૂપ છે સસારમા જેટલી વસ્તુઓ છે, તે સર્વનુ જ્યારે વાણી શબ્દ (નામ) વડે કથન કરે છે, ત્યારેજ મનુષ્યને તત્સબધી જ્ઞાન થાય છે, અને સર્વ વ્યવહાર સુલભતાથી થય છે. આ જગતને વિષે જો શબ્દ (નામ) ન હત તો કોઇ પણ મનુષ્ય કોઇપણ વસ્તુનુ કથન

કરવાને સમર્થ ન નીવડત એથી કરીને એ નામ સર્વ વસ્તુરૂપ છે, એમ સમજીને બ્રહ્મરૂપથી ત્હમે પ્રથમ એની ઉપાસના કરો દ્વૈત વાસનાઓ વડે ત્હમારૂ ચિત્ત મલિન થએલુ છે, તે જ્યારે પહેલા અભ્યાસ કરેલા નામોને વિષે બ્રહ્મભાવના રાખીને એ (બ્રહ્મ)નુ ચિંતવન કરશો, ત્યારેજ સાક્ષાત્ બ્રહ્મ જાણવાને માટે એ અધિકારી થશો **नामब्रह्मेत्युपास्स्व स्वमेव प्रोवाच स गुरु ।** એ પ્રમાણે સનત્કુમાર ગુરૂએ નારદને પ્રથમ નામ બ્રહ્મોપાસના કહી અને ત્હેણે પણ તે કીધી એ પ્રમાણે એ બન્નેનુ વિસ્તૃત વૃત્તાન્ત ઉપનિષદ્‌મા વર્ણવેલુ છે પ્રકૃતસ્થલમા આપણે એટલુજ ગ્રહણ કરવુ જોઇએ કે, પરમાત્મરૂપની તુલ્યજ નામ પણ તદ્રૂપ છે, અને તેની ઉપાસના કર્યાથી આપણા અ ત કરણની પરમાત્માની ઉપ (સમીપ) આસના (સ્થિતિ) કરવાને માટે યોગ્યતા થશે, એજ અન્ત કરણની શુધ્ધિ સમજવી ત્યાર પછી જ્ઞાન લાભ અને બ્રહ્મસાક્ષાત્કાર નિ સંદેહ થશે, અને આપણા શોકની નિવૃત્તિ થઈ જશે એટલામાટે નામનુ ચિંતન અહર્નિશ કરવુ ઉચિત છે, કેમકે એમા અલૌકિક શક્તિ રહેલી છે ભાવાર્થ રામાયણમા કહ્યુ છે કે —

**विष्णोर्नामैव पुस शमलमपहरेत्पुण्यमुत्पादयेच्च ।**
**ब्रह्मादिस्थानभोगान्प्रविशति च गुरौ श्रीपदद्वंद्वभक्तिम ।**
**तत्त्वज्ञानं च विष्णोरिह मृतिजननभ्रान्तिबीज च दग्ध्वा ।**
**संपूर्णानन्दबोधे महति च पुरुष स्थापयित्वा निवृत्तम ॥**

સર્વવ્યાપી પરમાત્મા વિષ્ણુનુ નામ પુરૂષના પાપનો નાશ કરે છે અને પુણ્યોત્પાદન કરે છે તથા દેવયાન માર્ગ દ્વારા બ્રહ્મલોકને વિષે સ્થિતિ કરાવીને, ત્યાના ભોગોને બક્ષે છે નિષ્કામી પુરૂષને, શ્રીમાન્ સદ્‌ગુરૂના ચરણ–કમળમા ભ્રમરવત્ દૃઢાસક્તિ (ભક્તિ) કરાવે છે તેમજ એમની પાસેથી પરમાત્મસ્વરૂપનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરાવે છે, અને જન્મ મરણ ભ્રાન્તિનુ બીજ જે અજ્ઞાન તેને બાળી નખાવીને, સર્વ આનંદોમા શ્રેષ્ઠ એવા બ્રહ્માનદને વિષે જીવને પૂર્ણ સ્થાપન કરીને પોતે નિવૃત્ત થાય છે એવુ નામનુ સામર્થ્ય છે મહાત્મા 'વિષ્ણુના અવતાર' જ્ઞાનેશ્વર અભગમા કહે છે કે —

॥ અભગ ॥

ત્રિવેણી સંગમીં નાના તીર્થે ભ્રમીં। ચિત્ત નાહિ નામીં તરિ તે વ્યર્થ॥
નામાસી વિન્મુખ તો નરપાપીયા। હરિવિણુ ધાંવથા નપવે કોણી॥
પુરાણ પ્રસિદ્ધ બોલિલે વાલ્મિક। નામે તિન્હી લોક ઉદ્ધરતી॥
જ્ઞાનદેવ મ્હણે નામ જપે હરિચે। પરંપરા ત્યાચે કુલ શુદ્ધ॥

ગગા યમુના અને સરસ્વતી એમનો સમાગમ જ્યા આગળ થએલો છે, એવા ત્રિવેણીક્ષેત્ર પ્રયાગને વિષે તથા પુષ્કર, રામેશ્વરાદિ અનેક તીર્થોને વિષે મનુષ્ય ભ્રમણ કરતો હોય અને પરમાત્માના નામ સ્મરણને વિષે ચિત્ત આસક્ત ના થતુ હોય, તો તે તીર્થાટણ વ્યર્થ સમજવુ જે નર નામથી સદાપરાઙ્મુખ છે, ત્હેને પાપીજ સમજવો સકટ પ્રસગમા પ્રભુ વિના બીજુ કોઈ દોડી આવીને છોડાવનારૂ નથી વ્યવહારમા પણ મનુષ્ય જ્યારે કોઈનુ નામ લઈને બુમ પાડે છે, ત્યારેજ તે આવે છે અને સહાય કરે છે તેજ પ્રમાણે પરમાત્મા પણ ત્હેમના નામનુ સ્મરણ કર્યા વિના શી રીતે આવે ? એ પ્રમાણે પુરાણાદિકોને વિષે વાલ્મીકિ મહર્ષિ અને વ્યાસાદિ બીજા મુનીઓ પણ વર્ણન કરી ગયા છે કે, નામસ્મરણ વડે ત્રણે લોક કૃતાર્થ થાય છે એજ કારણને લઈને જ્ઞાનદેવ મહાત્મા પણ 'હરિનુ નામ જપો, કે જેથી કુલપરપરા પુનીત થાય' એ પ્રમાણે કહે છે ભક્તિકલ્પલતાદિગ્રન્થોમા પણ એવુજ વર્ણન કરેલું છે કે –

**गंगास्नानसहस्रेषु पुष्करस्नानकोटिषु ।**
**यत्पापं विलयं याति स्मृत्वा नश्यति तद्धरिम् ॥**
**सेवितैव भुवि तर्हि गोमती गोमती यदि मुकुन्दमाश्रिते ।**
**यस्य सेवनमपास्य सार्वं सारवञ्ज जलमघ्यघापहम् ॥**

હજાર વાર ગગાસ્નાન અને કોટીવાર પુષ્કરતીર્થને વિષે સ્નાન કર્યાથી જે પાપ નાશ થાય છે, તે હરિનુ નામ સ્મરણ કર્યાથી પણ થાય છે જો ગો (વાણી) અને મતી (બુદ્ધિ) મુક્તિપ્ર- મુકુન્દનો આશ્રય કરતી હોય, તોજ ગોમતીતીર્થમા ન્હાયુ સફલ થયુ સમજવુ પરતુ વાણી નામરહિત અને બુદ્ધિ ઈશધ્યાનરહિત હોય, તો તીર્થયાત્રા વ્યર્થ જાણવી કેવળ ગો (પશુ તુલ્ય) મતી ધારણ કરીને ચોતરફ ભટકવામા શ્રમ સિવાય બીજુ શું ફળ મળવાનુ હતું ? કેમકે, એ હરિના સેવન (નામધ્યાનાદિ) નો ત્યાગ કરવાથી શ્રેષ્ઠ એવુ સરયૂ નદીસબધી જળ પણ પાપનાશક થતુ નથી પરમાત્મા તીર્થોના તીર્થરૂપ છે, અને તેનાથી તીર્થોને વિષે પાવનત્વ આવ્યુ છે, તો હરિના નામથી વિમુખ થએલા પુરૂષને શુ તેઓ નિર્મલ કરશે ? નામવિમુખની નિદા કરીને કવિ કહે છે કે –

**मथुरायां विलोमेन मध्यवर्णस्य लोपत ।**
**यो न स्मरति तन्नाम तन्मध्यं तन्मुखोपरि ॥**

મથુરા એ શબ્દને વિપરીત (ઉલટો) કરીને વાચવો, અને તેના વચલા

અક્ષરનો લોપ કરી નાખવો એમ કર્યાથી અવશિષ્ટ રહેલા બે અક્ષરોનો અર્થાત્ 'રામ'એ પ્રભુ નામનો જે પુરૂષ ઉચ્ચાર કરતો ના હોય ત્હેના મુખ ઉપર મધ્ય વર્ણ ફેંકી દેવો, યાને થુ કરવુ મથુરાનો વિલોમ કરતા '**રાથુમ**' એવો શબ્દ થયો વચલા '**થુ**'નો લોપ કર્યાથી '**રામ**'એ બે વર્ણ બાકી રહ્યા એ '**થુ**' મધ્ય વર્ણ રામનામવિમુખ પુરૂષના મુખપર છોડી દેવો, યાને થુથુ કરીને ત્હેનો ધીક્કાર કરવો નામ સ્મરણ કરવાથી આ કળિકાળમા કોળી, માળી, વાણીયા, કુભાર, અત્યજ, યવન, હજામ, શૂદ્ર, સ્રીઓ અને નીચ ચમાર વગેરે અનત જનોના ઉપર ઈશકૃપા થઈ છે જે માહેથી ઉદાહરણ તરીકે રોહિદાસ ચમારના વૃત્તાન્તનુ અહિ નિરૂપણ કરવામા આવે છે

રામાનદ સ્વામીના શિષ્યમા એક બ્રહ્મચારી હતો, અને તે દેવપૂજા વગેરે કરતો હતો તથા બજારમાથી સીધુસામાન લાવી આપતો હતો દેવનૈવેદ્યને માટે 'પવિત્ર સ્થાનનો સામાન લેવો' અગર કોઇએ ભિક્ષામા સામગ્રી આપી હોય, તોપણ 'તે આપનારો જો પવિત્ર જાતિનો હોય' તોજ લેના આવવુ એમ એને કહેવામા આવ્યુ હતુ એક દિવસ તે બજારમા ગયો, પણ વરસાદથી નદીમા પુષ્કળ પાણી આવ્યુ હતુ અને ગામમા તથા બજારમા પાણી ભરાઇ જવાથી દુકાનો બધ થઇ ગઇ હતી, તેથી એક ઠેકાણે ઉભો થઇ રહીને પાણી ઉતરી જવાની રાહ જોતો હતો ત્યાજ પાસે એક રાજાના નોકર ચમારનુ ઘર હતુ, ત્હેણે એ શિષ્યને વિચારમા ગરક થઇને ઉભો થઇ રહેલો જોઇને પૂછ્યુ કે, મહારાજ' શા વિચારમા પડયા છો? શિષ્યે કહ્યુ, સીધુ લાવવુ છે પરતુ બજારમા જ્યા ત્યા પાણી ભરાઈ રહેલુ હોવાથી જઇ શકાય તેમ નથી પાણી ઉતરી જશે ત્યારેજ જવાશે, માટે અહીં ઉભો થઇ રહ્યો છુ તે ચમાર સતતિ રહિત હતો અને મોટો ભગત હતો રામાનન્દ સ્વામીનો આ શિષ્ય છે અને એને જો હુ આજે મ્હારા ઘરમાથી સીધુ લાવીને આપીશ, તો મ્હારી સર્વ મનકામના સફલ થશે, એવા વિચારથી તે ચમારે પોતાને ઘેરથી સીધુ લઇ જવાનુ એ શિષ્યને કહ્યુ શિષ્યે પ્રથમ તો ઘણી આનાકાની કીધી, પરતુ એનો ઘણોજ આગ્રહ હતો અને એ વખતે બીજો કાઇ ઇલાજ ન હતો, એમ સમજીને ત્હેણે એ ચમાર પાસેથી સીધા સામગ્રી લીધી અને મઠમા આવી પહોચ્યો

પછી ત્હેણે રસોઈ કરીને ઠાકોરજીને નૈવેદ્ય ધરાવ્યુ સદ્ગુરૂ રામાનદ રોજના નિયમ પ્રમાણે નૈવેદ્ય અપણ કરવા લાગ્યા, પરતુ રોજની માફક પરમાત્મા ધ્યાનમા આવ્યા નહિ અને નૈવેદ્ય ગ્રહણ કરતા નથી, એમ લાગવાથી ત્હેમને શકા ઉપજી. ઝટ શિષ્યને બોલાવીને ત્હેમણે પૂછ્યુ કે, આજની

આ સામગ્રી ત્હે ક્યાથી આણી છે, તે ખરેખરૂ કહે ત્યારે તો શિષ્ય ગભરાઇ ગયો, અને સત્યવૃત્ત નિવેદન કર્યું કે, 'પાણી ભરાવાથી મ્હારાથી બજારમા નહિ જઇ શકાયુ, અને એક ચમારને ઘેરથી મ્હે આ સામગ્રી લીધી છે મ્હારાથી અપરાધ થયો છે, પરતુ આપ તેની ક્ષમા કરશો પવિત્ર સ્થાનમાથી અને પવિત્ર મનુષ્ય પાસેથી દેવને માટે સાહિત્ય લાવવાની જો કે આપની આજ્ઞા હતી તેમ છતા આજ લાચારીથી (સાહિત્ય મેળવવાનો બીજો કશો માર્ગ નહિ હોવાથી) એ ચમારની પ્રાર્થના માન્ય કરીને એને ઘેરથી આજે હુ સીધુ લઇ આવ્યો છુ' ત્યારે તો રામાનદ બોલ્યા, આ ક્રિયાથી તુ ચમારની યોનિને વિષે ઉત્પન્ન થશે, મ્હારૂ વચન મિથ્યા નહિ થાય શિષ્યે પ્રણામ તથા સ્તુતિ કીધી અને શાપની બાધા ન થવા સારૂ કહ્યુ સ્વામીજીએ કહ્યુ જો કે તુ ચમાર થઇશ, તો પણ ભારે વિષ્ણુભક્ત થઇશ અને શ્રીહરિ ત્હને પ્રત્યક્ષ દર્શન દેશે અને ત્હેમના પ્રસાદથી ત્હારી સદ્ગતિ થશે

આ બનાવને ઘણા દિવસ વીત્યાબાદ તે શિષ્યને સખ્ત તાવ આવવા લાગ્યો અને તે મરણોન્મુખ થઇને પડયો એવા સમયે કોઇએ એને નવો જોડો પહેરવાને આપ્યો હતો, તેનાપર એની વાસના રહી ગઇ અને એવી દશામા એણે દેહ છોડયો '**अन्ते मति सा गति**' અન્તકાળે મનુષ્યની બુદ્ધિની જેવી વાસના હોય છે, તેજ પ્રમાણે ત્હેની ગતિ થાય છે એ નિયમાનુસાર એ શિષ્યનો ચમારને ઘેર જન્મ થયો જેણે એને સીધાની સામગ્રી આપી હતી તેજ ચમારને ઘેર એ અવતર્યો, પરતુ 'તપોબળથી પૂર્વજન્મનુ સ્મરણ હતુ તેને લીધે, તે ચમારણી (પોતાની માતા) ને ધાવતો ન હતો ત્યારે એ હકીકત તે ચમારે રામાનદ સ્વામીને નિવેદન કીધી કે, આપના પ્રસાદથી હમને પુત્ર તો થયો છે, પરતુ તે સ્તનપાન કરતો નથી, માટે આપ કાઇક ઇલાજ કરો ત્યારે એની પ્રાર્થનાથી રામાનદ ત્યા આગળ જઇને દૂરથી પુત્રને જોઇને કહેવા લાગ્યા, અરે! તુ નવ માસ માતાના ઉદરમા રહ્યો અને એણે ખાધેલા પીધેલા અનાજના રસથી વૃદ્ધિગત થયો, અને હવેજ સ્તનપાન કરવામા શો સદેહ નડે છે? કર્મ વડે પ્રાણીને જે યોનિ પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે ત્હેને ખાનપાન વગેરે સઘળો વ્યવહાર કરવોજ પડે છે, માટે શકા છોડીને સ્તનપાન કર ગુરૂને મ્હોડેથી આવુ ઉપદેશ વાક્ય સાભળીને તે સ્તનપાન કરવા લાગ્યો એનુજ નામ રોહિદાસ રાખ્યુ હતુ અને તેજ ભક્તમડળને વિષે પ્રસિદ્ધ થયુ

બાળપણથી એ રોહિદાસ પત્થરના દેવ બનાવીને ત્હેની પૂજા કરવાની અને માટીના લાડુ બનાવીને તેનુ નૈવેદ્ય ધરાવવાની રમત રમતો હતો કેમકે દૈવી સંપત્તિથી તે યુક્ત હતો, તેથી બીજા બાળકોની પેઠે મારપીટ કરવી, કૂદવુ, દોડવુ, ગાળ દેવી, અવાચ્ય ભાષણ બોલવુ વગેરે રમતો, રમતો ન હતો ગુરૂસેવા, પરમાત્મઉપાસના અને બ્રહ્મચર્યપાલનવડે ત્હેને પૂર્વજાતિનુ સ્મરણ રહેતુ મોટી ઉમ્મરનો થવા છતા ત્હેને ગૃહકાર્યમા રસ લાગતો નહિ અને પૂજા ભજનમાજ તે સદા સર્વદા આસક્ત રહેતો કહ્યુ છે કે—

॥ દોહા ॥ ભક્ત બીજ પલટે નહિ જો જાય જુગ અનત ।
ઉચા નીચા જનમ ધરે આખર સતકા સત ॥

વૃક્ષના બીજમા ગમે તેટલા કાળ અને સ્થળનો અતર હોવા છતા ફરક પડતો નથી યાને આંબાનુ બીજ લીંબડાનુ થતુ નથી, અને જમરૂખનુ બીજ તરબુજનુ થતુ નથી તેજ પ્રમાણે ભકત પણ, ઉચ્ચ નીચ યોનિ અગર સ્થાનને વિષે જાય અને યુગાવધિ કાલ વીતી જાય તોપણ તે સર્વત્ર સતનો, સત (ભકતનો ભક્ત)જ રહે છે કાલ અને સ્થાનથી ત્હેનામા ફરક પડતો નથી એવીજ રોહિદાસની સ્થિતિ હતી પૂર્વકાલમા બ્રહ્મયોનિમા ઉત્પન્ન થઇને, જેવો દેવગુરૂસેવાપરાયણ હતો તેવોજ હમણા પણ ચમારકુલને વિષે ઉત્પન્ન થવા છતા જેવો ને તેવોજ રહ્યો હતો પરતુ એ ગુણને લીધે બાપને તે પ્રિય ન થઇ પડ્યો કેમકે, બાપને વ્યાવહારિક ગુણસંપન્ન અને રળતો કમાતો પુત્રજ પ્રિય હોય છે અસ્તુ !

એક દિવસ એના બાપે એને પોતાની નોકરીની જગ્યાપર રાજાની પાસે પહેરો ભરવાને એને મોકલ્યો એનો બાપ રાજાના ખાસ પલગની ચાકી ઉપર સિપાઇની નોકરીમા હતો જ્યારે બાપની આજ્ઞાનુસાર પહેરાપર રોહિદાસ ગયો, ત્યારે પહેરો ભરતા ભરતા વારવાર મુખથી આ પ્રમાણે તે કહેવા લાગ્યો —

जन्मदु ख जरादु ख जायादु खं पुन: पुन ।
ससारसागरे दु खं तस्माज्जाग्रत जाग्रत ॥
कामक्रोधादिकाश्चैव देहे तिष्ठन्ति तस्करा ।
आत्मरत्नापहारार्थं तस्माज्जाग्रत जाग्रत ॥
गृहे तिष्ठति तद्द्रव्यं श्मशाने चापि बान्धवा ।
गृहं स्वर्णसमृद्धं वा तस्माज्जाग्रत जाग्रत ॥
पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकम् ।
मौनिन कलहो नास्ति न भय चास्ति जाग्रत ॥

હે રાજા ! સાવધ રહો !. સાવધ રહો ! આ સંસારસમુદ્રમાં પડેલા જીવને જન્મ સંબંધી તથા જરા, જાયા, પુત્ર વગેરે વિષયો વડે સર્વદા દુ:ખજ થાય છે, એટલા માટે જાગતા રહેવું જોઇએ ચોર જેમ દ્રવ્યાદિ હરી લે છે, તેજ પ્રમાણે કામ ક્રોધ લોભ ઇત્યાદિ દુષ્ટ વિકારરૂપ ચોરો આ દેહને વિષે ધુસે છે અને મનુષ્યને અસાવધ જોઇને ત્હેના આત્મરૂપી અમૂલ્ય રત્નનુ હરણ કરે છે, માટે જાગ્રત રહો દ્રવ્ય ગમે તેટલુ પાસે હશે, તો પણ તે ઘરમાને ઘરમાજ રહેશે, બંધુ, પુત્ર, મિત્ર વગેરે સ્મશાન સુધીજ સાથે આવશે, સુવર્ણ વગેરેથી સંપન્ન ઘર જ્યા ને ત્યા પડી રહેશે, પરંતુ એક સત્કર્મ અગર દુષ્કર્મજ સાથે આવશે, માટે સાવધ રહો ! જાગૃત રહો ! જે પ્રકારે પઠન કરનારાની પાસે મૂઢતા રહેતી નથી અને જપ કરનારાને પાતક તથા મૌનાવલંબીને કલહ જેમ કદી સ્પર્શતો નથી, તેજ પ્રમાણે જાગૃત રહેનારને કોઈ કાળે કોઇના તરફથી ભય ઉપજતો નથી એટલા માટે સાવધપણે જાગૃત રહેવુ

આવુ સાભળીને રાજા પૂછવા લાગ્યો કે, આજે આ નવીન પહેરેગીર કોણ આવ્યો છે ? એનુ જ્ઞાન ઉત્તમ જણાય છે લોકોએ કહ્યુ, આ આપના પહેરેગીર સિપાઇનો છોકરો આજે બાપની જગોએ પહેરો ભરવા આવ્યો છે રાજા તે સાભળીને સંતુષ્ટ થયો, અને ત્હેણે એને ઘણા રૂપીયા ઇનામમા આપી દીધા તે સઘળા એણે પોતાના બાપને આપી દીધા અને પોતે ત્હેનાથી જૂદો રહ્યો અને મહાત્મા પુરૂષોની સેવામા કાલ ક્રમણ કરવા લાગ્યો

એક વખત ભગવાન્ શ્રીકૃષ્ણ એની પરીક્ષા કરવા સારૂ સાધુના રૂપમા આવ્યા, અને ત્હેને સ્પર્શમણિ આપ્યો, પરંતુ તે એણે ન લીધો, ત્યારે એક શાલિગ્રામ શિલા એને આપી, તેની એ નિત્ય પૂજા કરતો હતો મ્હારા ઘરમા શાલિગ્રામ જોશે તો બ્રાહ્મણો નિષેધ અને શિક્ષા કરશે એવા ડરથી તે એને ચામડાની કોથળીમા રાખી મુકતો, અને પૂજા વખતે બહાર કાઢતો. તે શાલિગ્રામ વડે એને રોજ એક અશરફી (મહોર) મળતી, તેમ છતા એને તેની કશી પરવા ન હતી. સાધુ મંડળી એકવાર એનુ નામ સાભળીને એને ત્યા આવી ત્યારે એણે તે સઘળુ દ્રવ્ય ખર્ચીને ત્હેમને બધાયને સારૂ ભોજન કરીને જમાડયા

પરન્તુ એ વાત જ્યારે રાજાને કાને ગઈ, ત્યારે તો એને એવો શક પડયો કે, એનો બાપ મ્હારી નોકરી કરે છે, તેથી એણે મ્હારૂ દ્રવ્ય ચોર્યું

હોતુ જોઇએ પછી એના ઘરપર જપ્તી લાવીને, રાજાએ સઘળો અસબાબ જોયો, પરંતુ એનો કશો માલ નીકળ્યો નહિ, શોધ કરતા કરતા રાજાને શાલિગ્રામના વૃત્તાન્તની ખબર પડી કે, કોઇ મહાત્માએ આ રોહિદાસને શાલિગ્રામ આપ્યો છે, અને તેનાથી એને રોજ એક અશરફી મળે છે અને તેના આશ્રયથીજ એ સાધુસંત વગેરેને તૃપ્ત કરે છે પછી 'દ્રવ્ય લોભથી' રાજાને તેની ઇચ્છા થઇ, અને બળાત્કારથી ત્હેણે શાલિગ્રામ રોહિદાસ પાસેથી છીનવી લીધો એ શાલિગ્રામ જો કે રાજાને ત્યા ચોકી પહેરામા રાખવામા આવ્યો હતો, તથાપિ રાતના તે પોતાની મેળે રોહિદાસને ઘેર આવ્યો પરમાત્માનો પોતાના સત્યભક્તોના ઉપર જેટલો પ્રેમ હોય છે, તેટલો ધનાઢ્ય અભક્તોના ઉપર હોતો નથી બીજે દિવસે રાજાને શાલિગ્રામ પોતાના ઘરમાં નથી, એવી જ્યારે ખબર પડી, ત્યારે ત્હેણે એને ઘેર તપાસ કરતા રોહિદાસે કહ્યુ કે મ્હારે ઘેર છે; ત્યારે તે ફરી પાછો શાલિગ્રામ પોતને ઘેર લઈ ગયો તોપણ શુ ? રાત્રેજ તે શાલિગ્રામ પાછો ત્યા જતો રહ્યો એ ચાર વખત એ પ્રમાણે થયુ ત્યારે રાજા પણ વિસ્મિત થયો, અને એમા શુ રહસ્ય છે ? તેની શોધ પણ કીધી પરંતુ કશો પત્તો લાગ્યો નહિ એ પ્રમાણે રોહિદાસના ઉપર ભગવાનની નિરતિશય પ્રીતિ હતી અને પરમાત્મા એને સહાય કર્યા કરતા ત્યારથી તો સર્વત્ર એ મહાન્ ભક્ત છે એવી ખ્યાતિ પ્રસરી ગઇ

એક વખત કોઇ બ્રાહ્મણ કાશીની યાત્રાએ નીકળ્યો હતો, ત્યારે એ રોહિદાસે એને પૂજાનુ સાહિત્ય આપીને, ગગાજીને સમર્પણ કરવા કહ્યુ તથા ગગા માતાને મ્હારા સાષ્ટાગ પ્રણિપાત કહેજો એમ કહ્યુ કાશીમા આવ્યા બાદ તે બ્રાહ્મણે એના પ્રણામ અને પૂજા સાહિત્ય ગગાજીને અર્પણ કરતા ગગાજીએ પ્રગટ થઇને પોતાના હાથનુ એક રત્નજડિત સુવર્ણ કકણ એને આપ્યુ અને રોહિદાસને આ મ્હારો પ્રસાદ આપજો એમ કહ્યુ તે બ્રાહ્મણ ઘણો લોભી હતો તેથી ત્હેણે પરિણામપર કાઈ પણ દૃષ્ટિ નહિ રાખતાં ગગાના પ્રસાદરૂપી કકણ રોહિદાસને નહિ આપતા તથા વૃત્તાન્ત સરખો પણ કહ્યા વગર તેને પોતાની પાસે રાખી મૂકયુ

આ વાતને કેટલાક દિવસ વીત્યાબાદ, એ ત્હેને વેચવા લાગ્યો, પરંતુ આવુ અમૂલ્ય રત્નખચિત કકણ કાઈ સામાન્ય મનુષ્યથી ખરીદાવાનુ હતુ ? આખરે એક રાજાની પાસે તે જઈ પ્હોચ્યો અને ત્હેને દેખાડયુ રાજાએ પોતાની રાણી અને કન્યાને તે દેખાડતા, કન્યાએ હઠ લઇને કહ્યુ કે, આની જોડીનુ બીજુ કકણ મ્હને લાવી આપો પછી તેની ગમે તે કીંમત બેસે

તોપણ અડચણ નહિ આ એકજ કંકણને હુ એક હાથમા શી રીતે ધારણ કરૂ ? અને તે શોભે પણ કેવી રીતે ? કન્યા જ્યારે આવો દુરાગ્રહ લઇને બેઠી, ત્યારે તો રાજાએ તે બ્રાહ્મણને કહ્યુ કે, મહારાજ ! આની જોડીનું બીજુ કંકણ ત્હમે જલદી મગાવી આપો કીંમત જે પડશે તે આપીશુ, પરતુ આઠ દશ દિવસની અદર ત્હમારે હાજર કરી દેવુ પડશે એટલુજ નહિ પણ રાજાને એ જ કન્યા હતી અને ત્હેના ઉપર એનો ઘણો હેતભાવ હોવાથી, ત્હેણે બ્રાહ્મણને એમ પણ કહ્યુ કે, જો ત્હમે જલદી આની જોડીનું બીજુ કંકણ નહિ લાવી આપો, તો ત્હમને દેહાત શિક્ષા કરવામા આવશે એવુ સાભળીને બ્રાહ્મણ ગભરાઇ ગયો, અને ત્હેના મનમા એવો વિચાર સ્ફુર્યો કે, લોભને વશ થઇ રોહિદાસનો પ્રસાદ મ્હે હરી લીધો તેથીજ મ્હારા ઉપર આ સકટ આવી પડ્યુ ત્હેણે વિચાર કર્યો કે, રાજાની આગળ કબૂલ કરીને અહીંથી નીકળી જવુ બ્રાહ્મણે કહ્યુ, ઠીક ! હે રાજા ! થોડાજ દિવસમા આની જોડીનુ બીજુ કંકણ હુ ત્હમને આણી આપુ છુ

પછી તે બ્રાહ્મણ ત્યાથી નીકળ્યો, ત્યારે એ કોઇ સ્થળે નાસી છટકે નહિ એ હેતુથી, રાજાએ પોતાના સિપાઇને એની સાથે મોકલી આપ્યો, અને તેની સાથે એ બ્રાહ્મણ રોહિદાસની પાસે આવી પહોચ્યો બ્રાહ્મણની આવી અવસ્થા જોઇ રોહિદાસે પૂછ્યુ, મહારાજ ! આ સિપાઈ ક્યાનો છે અને આપની સાથે કેમ આવ્યો છે ! તથા આપ બહુ દુખી જણાઓ છો તેનુ પણ શુ કારણ છે ? બ્રાહ્મણ બોલ્યો, ભાઇ ! શુ કહુ ? ત્હમે જે પૂજા સાહિત્ય આપ્યુ હતુ તે કાશીમા જઇને મ્હે ગગાને અર્પણ કીધુ, ત્યારે ત્હમારા ખાતર ગગાજીએ પ્રકટ થઇને પોતાના હાથનુ રત્નજડિત કંકણ મ્હને આપ્યુ હતુ અને કહ્યુ હતુ કે આ મ્હારો પ્રસાદ રોહિદાસને આપજો પરતુ મ્હે એ વાત ત્હમને કહી પણ ન્હોતી અને કંકણ પણ આપ્યુ ન હતુ. લોભનો માર્યો એ કંકણને વેચવાની ઇચ્છાથી હુ રાજાની પાસે ગયો ત્યા રાજકન્યાને એ પસદ પડ્યુ, પરતુ એકને લઇને હું શુ કરૂ ? એની જોડનુ બીજુ જોઇએ એવી એણે હઠ લીધી ત્યારે રાજાએ મ્હને કહ્યુ કે, ચાહે તે કીંમત બેસશે તે હુ આપીશ, પરતુ આઠ દિવસની અદર બીજુ કંકણ મ્હને આણી આપો જો નહિ આણી આપશો, તો હુ ત્હમને દેહાન્ત દડની શિક્ષા કરીશ એટલુજ નહિ પણ હુ પાછો ના આવુ અગર ક્યાઈ નાસી તો નહિ છટકુ એ હેતુથી આ સિપાઈ પણ મ્હારી સાથે મોકલ્યો છે. તો હવે મ્હારા ઉપર કૃપા કરો અને આ પ્રાણાન્ત સકટમાથી

મ્હને છોડાવો મ્હારે હાથે જે અપરાધ થયો છે, તેની ક્ષમા કરો ત્હમે મ્હને ફરી પૂજાનુ સાહિત્ય આપશો, તો હુ કાશી જઇને ગગાજીને સમર્પણ કરીશ, અને તે પહેલાની પેઠે ત્હમારે વાસ્તે બીજું કકણ પણ પ્રસાદ તરીકે આપશે અને રાજાને તે આપીને, આ સકટમાથી હુ મુક્ત થઈ શકીશ એજ હેતુથી હુ ત્હમારી પાસે આવ્યો છુ

બ્રાહ્મણનુ વચન સાભળીને રોહિદાસ ભક્તે ત્હેને આશ્વાસન આપ્યુ અને કહ્યું કે, મહારાજ ! ગભરાઓ નહિ ગગામાના બીજુ કકણ પણ આપશે, તેને માટે કાશી જવાની જરૂર નથી કાશી કેટલી બધી દૂર છે ? આઠ દિવસમા આપ જઇને પાછા પણ શી રીતે આવી શકશો ? "મન ચગા તો કથરોટમા ગગા" આ પ્રમાણે બ્રાહ્મણને કહ્યુ, અને રોહિદાસે એક કુડામા પાણી ભરી દીધુ અને ગગાજીની પૂજા કરી પ્રાર્થના કરવા માડી કે, હે માતા ! આ બ્રાહ્મણના ઉપર મોટુ સકટ આવી પડયુ છે, માટે આપે પહેલા જેમ મ્હને કકણનો પ્રસાદ આપ્યો હતો, તેજ પ્રમાણે આ વખતે બીજો પ્રસાદ પણ આપો, તો ઠીક થાય કેમકે, તેનાથી આ ગરીબ બીચારાના પ્રાણ બચશે

આ પ્રમાણે રોહિદાસ ભક્તે પ્રાર્થના કર્યા બાદ, તે જળમાથી ગગાજીનો હાથ નીકળ્યો અને બીજુ કકણ રોહિદાસને મળ્યુ ત્હેણે તે બ્રાહ્મણને તે બીજુ કકણ આપ્યુ અને રાજાની પાસે જવા કહ્યુ પછી કકણસહિત બ્રાહ્મણ રાજાની પાસે આવ્યો અને ત્હેને તે આપી દીધુ રાજાએ પૂછ્યુ મહારાજ ! આ કયાથી લઇ આવ્યા ? ત્યારે તો બ્રાહ્મણે અથથી ઇતિસુધીનો સર્વ વૃત્તાન્ત રાજાને કહી સભળાવ્યો તે ઉપરથી રોહિદાસના સાધુત્વની તથા અદ્વિતીય પરમાત્મભક્તિની પણ ખાતરી થઈ, અને રાજા ત્યારથી ત્હેના ભજનને વિષે પરાયણ થયો એ પ્રમાણે કળિમા નીચ કુળમા ઉત્પન્ન થઇને પરમાત્મભજન પૂજનથી રોહિદાસ અને બીજા પણ અનેક ભક્તો સદ્ગતિને પામ્યા છે પરમાત્મભક્તિનો આશ્રય કરીને અખડ પ્રભુના નામનુ સ્મરણ કરનારા ભક્તોને તીર્થાદિકોની યાત્રા કરવાની શી આવશ્યકતા હોય ? ભાગવતમા કહ્યુ છે કે —

**अहो बत श्वपचोऽतो गरीयान्यज्जिह्वाग्रे वर्तते नाम तुभ्यम् ।**
**तेपुस्तपस्ते जुहुवु सस्नुरार्या ब्रह्मानूचुर्नाम गृणन्ति ये ते ॥**

હે ભગવન્ જેના જીહ્વાગ્રને વિષે ત્હમારૂ નામ રહેતુ હશે (જે ત્હમારા નામનો જપ કરતો હશે) તે ચાણ્ડાલ હોય, તોપણ ત્હેની યોગ્યતા, ત્હમારૂ

નામ ગ્રહણ કરવાના કારણને લીધે, ઘણી મોટી છે જે પુરૂષો ત્હમારૂ નામ ગ્રહણ કરે છે, તે શ્રેષ્ઠ પુરૂષોને હાથે તપશ્ચર્યા થયા જેવુ છે, એમણે અનેક હોમ કર્યા અને અનેક તીર્થોને વિષે અનેકવાર સ્નાન કર્યું એમ સમજવુ, અને એમને સમગ્ર વેદાધ્યયન અને વ્યાખ્યાન કરવાનુ જે પુણ્ય છે, તે પણ પ્રાપ્ત થયુ એમ નિશ્ચયાત્મક સમજવુ આ ઉપરથી પરમાત્મનામનુ સામર્થ્ય તથા ભક્તોના અનુભવ જ્ઞાત થયા છે, તે જાણીને ઇશનામની કદી કોઇએ ઉપેક્ષા કરવી નહિ કબીરજી કહે છે —

॥ દોહા ॥ સુખકે માથે સિલ પડે જો નામ હ્રદયસે જાય ।
બલિહારી વા દુખકી પલપલ નામ જપાય ॥
સુમિરનકી સુધી યોં કરો જૈસે કામી કામ ।
એક પલખ બિસરે નહિ નિસદિન આઠો જામ ॥
સુમિરનકી સુધી યોં કરો જો સુરભી સુતમાહી ।
કહે કબીર ચારો ચરત બિસરત કબહુ નાહીં ॥
સુમિરનકી સુધી યો કરો જૈસે દામ કગાલ ।
કહે કબીર બિસરે નહિ પલપલ લેત સમાલ ॥

મનુષ્યના હ્રદયમાથી પ્રભુનુ નામ નીકળી જાય, તો સુખ પણ નષ્ટ થયુજ સમજવુ અને પળેપળ પ્રભુના નામનો જપ થાય, તો ગમે તેવુ સકટ દુખ પ્રાપ્ત થયુ હોય, તોપણ તેનુ સામર્થ્ય નાશ પામે છે પરતુ જે પ્રકારે કામુક પુરૂષ સાર્વકાલ વિષયનુજ સ્મરણ કરે છે કિવા ગાય જે પ્રમાણે ગમે ત્યા ચારો ચરવાને દૂર જગલમા જવા છતા પોતાના વાછરડાને વીસરતી નથી, અથવા કગાલ મનુષ્ય પોતાના નાણા કદી ભૂલતો નથી, અને વારવાર તેના તરફ જોયા કરીને સમાલ્યા કરે છે, તેજ પ્રમાણે કોઇ પણ સમયે મુમુક્ષુએ પ્રભુનામરૂપી ધનને વીસારવુ જોઇતુ નથી તોજ, સસારરૂપી આપદાની પ્રાપ્તિ થઇને દુખ થશે નહિ, અને સ્વસ્વરૂપના વૈભવને વિષે સ્થિતિ થઇને આનદ લાભ થશે

॥ इति शिवम् ॥



# ચતુર્થ પુષ્પ.



## જપ તપ યજ્ઞનું સ્વરૂપ અને કઠીણતા તથા નામની સુલભતા અને શ્રેષ્ઠતા.

**निष्काम कीर्तयेयस्तु नामसाहस्रमुत्तमम् ।**
**ब्रह्मज्ञानमवाप्नोति येन मुच्येत बन्धनात् ॥ ब्र० पु० ॥**

અગ્નિ ગમે તેટલો પ્રદીપ્ત થએલો હોવા છતા જળ જેમ તેને શાન્ત કરવાને સમર્થ થાય છે, કિવા ઘટપટાદિ વસ્તુઓને આચ્છાદિત કરીને સર્વત્ર વ્યાપ્ત થઇ રહેલ પ્રબલ અન્ધકારને ભાસ્કર જે પ્રમાણે સ્વપ્રભાથી દૂર કરવાની શકિત ધરાવે છે, તેજ પ્રમાણે, કળિ ગમે તેટલો પાપયુકત હોય અને તેના આશ્રયથી મનુષ્ય અનેક પ્રકારના પાપ કર્મ કરતો હોય, તથાપિ યથાવિધિ અને નિર્મલ, એકાગ્રચિત્તથી પ્રભુના નામનુ જો તે સકીર્તન કરે, તો પાપ નિ શેષ થશે એવુ પણ વર્ણન છે કે, મનુષ્યમા પાપકર્મ કરવાની જેટલી શકિત નથી, તેટલી પાપ નાશ કરવાની હરિ નામમા શક્તિ રહેલી છે પરતુ તેના પર કોઇનો વિશ્વાસ થતો નથી, એજ આશ્ચર્ય છે

ભારતીય યુદ્ધ સમાપ્ત થઈ રહ્યા પછી, રાજા ધર્મના અત કરણનો સંદેહ દૂર કરવા ખાતર અને તેમને શાન્તિ સુખ પ્રાપ્ત કરાવવા સારૂ ભગવાન્ શ્રીકૃષ્ણ ત્હેમને, સમરભૂમિમા જયા આગળ ભીષ્મ શરશય્યા ઉપર પડયા હતા, ત્યા લઇ ગયા તે પ્રસગે ધર્મે અનેક પ્રકારના પ્રશ્ન કર્યા અને પિતામહ તેના યથાર્થ ઉત્તર પણ આપવા લાગ્યા જેમા ધર્મરાજા ત્હેમને પૂછે છે કે, હે પિતામહ ! અખિલ ધર્મોમા શ્રેષ્ઠ અને આપને સમત એવો કયો ધર્મ છે ? કેવા પ્રકારનો જપ કર્યાથી જતુ (પ્રાણી) અવિદ્યા અને તત્કાર્ય અર્થાત્ જન્મમરણાત્મક સસારબધનમાથી મુક્ત થાય છે ? તે કહો ભીષ્મ કહે છે, હે ધમ ! સ્થાવર જગમાત્મક વિશ્વના પ્રભુ, દેવના પણ દેવ, ક્ષર અને અક્ષરથી પણ ઉત્કૃષ્ટ, દેશ કાળ વસ્તુઓથી અપરિચ્છિન્ન, એવા પુરૂષોત્તમના નામ સહસ્રવડે ગુણોનુ કીર્તન કરવામા નિરન્તર ઉદ્યુકત થએલો પુરૂષ, ત્હેમના પ્રસાદથી નિખિલ દુ ખોથી નિર્મુકત થાય છે

**एष मे सर्वधर्माणां धर्मोधिकतमो मत ।**
**यद्भक्त्या पुण्डरीकाक्ष स्तवैरर्चेन्नर सदा ॥**

સર્વ ધર્મોમા આ ધર્મ મ્હને અધિક મત (માન્ય, અભિપ્રેત) થએલો છે કે, જેમા મનુષ્ય હૃદયકમળને વિષે પ્રકાશમાન વાસુદેવનુ, તત્પરતાથી

નામ ગુણ-કીર્તન લક્ષણ સ્તુતિ કરીને સત્કારપૂર્વક અર્ચન કરે છે આ સ્તુતિ લક્ષણ અર્ચન ધર્મની અધિકતાનું શું કારણ છે? એમ પૂછો તો, એમાં યજ્ઞયાગાદિ કર્મની પેઠે હિંસા કરવી પડતી નથી તથા બીજા પુરૂષની ગરજ નથી રહેતી, અને દ્રવ્ય (ધન અને દર્ભ સમિધાદિ ઉપકરણ) પણ જોઇતું નથી તેજ પ્રમાણે દેશ, કાળ, નિયમ વગેરેની પણ આવશ્યકતા રહેતી નથી સર્વકાળમાં સર્વ દેશમાં સર્વ પ્રાણીઓ વડે એવું જેવું અબાધિત અનુષ્ઠાન થાય છે, તેવું અન્ય ધર્મોનું થઈ શકતું નથી પિતામહે આ પ્રમાણે સહસ્રનામ જપજ સુલભ અને પોતાને સમ્મત તથા શ્રેષ્ઠ છે, એમ કહ્યું જુઓ વિષ્ણુપુરાણ એ સમ્બંધમાં શું કહે છે તે—

**ध्यायन्कृते यजन्यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् ।**
**यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥**

કૃતયુગમાં ધારણા ધ્યાન વગેરે કરનારો અને ત્રેતામાં યજ્ઞાદિ કર્મ કરનારો, અને દ્વાપરમાં પરમાત્માનું અર્ચન (પૂજન) કરનારો પુરૂષ જે ફળ પ્રાપ્ત કરતો હતો, તેજ ફળ કલિયુગમાં કેશવના નામ સંકીર્તન કરનારા પુરૂષને મળે છે સહસ્રનામના ભાષ્યમાં ભગવાન્ શ્રી શંકરાચાર્ય લખે છે કે—

**एवमादिवचनैः श्रद्धाभक्त्योरभावेऽपि नामसंकीर्तनं समस्तदुरित नाशयतीति मन्तव्य किमुत सहस्रनामसंकीर्तनं नाशयतीति ॥**

પૂર્વોક્ત વચનાદિકોથી શ્રદ્ધા ભક્તિ વિરહિત મનુષ્યે નામ કીર્તન કર્યું હોય, તો પણ ત્હેના અખિલ પાપોનો નાશ થાય છે, એમ સમજવું. તો પછી, શ્રદ્ધાભક્તિયુક્ત અંતઃકરણથી સહસ્રનામનું ઉત્તમ કીર્તન કર્યું હોય, તો તે પાપ નાશ કરશે, એ કહેવાનું રહેતુંજ નથી. અગ્નિપર ગમે તેમ (જાણ્યે અજાણ્યે) પગ પડયો હોય, તો તે જેમ બાળે છે, તેજ પ્રમાણે વાણીથી નીકળેલું નામ પણ (ભલે તે શ્રદ્ધા કે અશ્રદ્ધાથી યુક્ત હોય) પાપ નાશ કરે છે દુઃખદ સંસારમાં ભગવન્નામજ સાર છે એમ કહેલું છે

પદ રાગ-પૂર્વી, તાલ ત્રિતાલ.

**પ્રભુનામ હિ યહ ભવમે સાર ॥ધ્રુ॥ વિષય વાસના જ્ઞાનવિઘાતક કરો રૂપ નિર્ધાર ॥૧॥ દીક્ષા લેકે ભિક્ષા માગત, કરો ન વિપિન વિહાર ॥૨॥ જપ તપ યજ્ઞ ન સાગ અનુષ્ઠિત ફલત ન, હોવે અસાર ॥૩॥ કહે દત્તાત્રેય ઇશ પરાયણ હો કર સુખ સંસાર ॥૪॥**

સંસાર વિષવૃક્ષના અમૃતસમા સારરૂપ શ્રેષ્ઠ બે ફળ સમજવા એક સજ્જન સમાગમ, અને બીજુ નામ સંકીર્તન સત્ સમાગમથી "વૈષયિક વાસના જ્ઞાનની હાનિ કરનારી છે," એ પ્રમાણે મનુષ્ય પોતાના મનમા તેના સ્વરૂપનો વિચાર કરીને તેને છોડી દે છે, અને પરમાત્માના ગુણ અને નામ કીર્તન કરવામા હેની પ્રવૃત્તિ થાય છે એ નામસ્મરણને માટે કોઇ પ્રકારની વિશેષ દીક્ષા લેવાનુ પ્રયોજન નથી, અને ભીખ માગીને અરણ્યમા રહેવુ પણ પડતુ નથી નાના પ્રકારના વેદોક્ત મન્ત્રાદિકોના જપ તથા તપાચરણ અને યજ્ઞ યાગાદિ ક્રિયા વગેરેનુ સકલ અંગોવડે પૂર્ણ અનુષ્ઠાન થાય, તોજ ફળ મળે છે, અન્યથા નથી મળતુ એટલા માટે, ઇશ ભજનને વિષે તત્પર થઇને સુખથી સંસારમા રહેવુ, એમ કરવાથીજ કૃતાર્થતા પ્રાપ્ત થશે હવે જપ, તપ, યજ્ઞ ઇત્યાદિની કરીશુ ક્રમશ વિવેચન કરીશુ

ગુરૂમુખદ્વારા વેદોક્ત મન્ત્ર ગ્રહણ કરીને, તેનુ જે વિધિપૂર્વક આ-વર્તન થાય, તેને જપ કહે છે એ જપ વાચિક અને માનસિક એમ બે પ્રકારનો છે. અને ફરી પાછા અકેકના બે પ્રકાર થાય છે વાચિક જપના ઉચ્ચ તથા ઉપાંશુ (મંદ મંદ) એવા બે ભેદ છે તથા માનસ જપ પણ ધ્યાનરહિત અને ધ્યાનસહિત એ પ્રમાણે બે પ્રકારનો કહ્યો છે મોટેથી ઉચ્ચ સ્વરે જપ કરવો, તેના કરતા મંદ મંદ (ધીમે ધીમે) જપ કરે તો તેનુ હજારગણુ વધારે ફળ થાય છે મંદ કરવાના કરતા મનમા કરવાનુ ફળ હજારગણુ વધારે છે અને મનમા ધ્યાન કરીને એકાગ્રતાથી કરવાથી, સર્વથી શ્રેષ્ઠ અને સહસ્રગુણુ અધિક ફળ મળે છે. એ પ્રમાણે, મન્ત્રના ઋષિ, છંદ, દેવતાને જાણીને જપ કરો, તોજ યથોક્ત ફળની પ્રાપ્તિ થાય છે યાજ્ઞવલ્ક્ય સંહિતામા આ સર્વ વર્ણવેલુ છે

**ऋषिं छन्दोधिदैवं च ध्यायन्मन्त्रस्य सत्तमे।**
**यस्तु मन्त्रं जपेद्गार्गि तदेव हि फलप्रदम् ॥**

હે ગાર્ગિ ! જે પુરૂષ મન્ત્રનો ઋષિ અને છન્દ તથા દેવતાના સ્મરણ પૂર્વક જપ કરે છે, હેનેજ શાસ્ત્રોક્ત ફલ પ્રાપ્ત થાય છે, બીજાને નહિ એ પ્રમાણે સાધકે આલસ્ય રહિત થઇને ઉપર કથેલા પ્રકારથી મન્ત્રના અર્થનુ ચિન્તવન કરતા કરતા જપ કરવો જોઇએ

**अविदित्वा मनोरर्थं जपेत्प्रयतमानस ।**
**न स सिद्धिमवाप्नोति स्वरूपं च न विन्दते ॥**

મન્ત્રનો અર્થ જાણ્યા વગર એકાગ્ર મનથી પણ જપ કરવામા આવે,

તથાપિ તે મન્ત્રની સિદ્ધિ અને ઉપાસ્ય દેવના સ્વરૂપને પુરૂષ પ્રાપ્ત થતો નથી શ્રુતિમા પણ કહ્યુ છે કે —

**'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तर भवति.'**

જે પુરૂષ મન્ત્રનો અર્થ અને રહસ્ય જાણીને શ્રદ્ધાપૂર્વક તેનો જપ કરે છે, ત્હેનેજ અધિક ફળની પ્રાપ્તિ થાય છે યોગશાસ્ત્રમા લખ્યુ છે કે, જે પ્રકારે તપ સિદ્ધિદ્વારા હઠયોગી અને સયમસિદ્ધિદ્વારા લયયોગી ઇશ્વરની વિભૂતિઓનો લાભ કરી લે છે, તેજ પ્રમાણે મન્ત્રયોગી પણ મન્ત્રસિદ્ધિદ્વારા ઇશવિભૂતિ સપાદન કરી શકે છે મન્ત્ર સાધનદ્વારા દેવ તથા દેવી વશીભૂત થાય છે, અને મન્ત્રયોગની સિદ્ધિ જે યોગીને પ્રાપ્ત થઇ છે, ત્હેને સુલભતાથી સાંસારિક વૈભવ પ્રાપ્ત થાય છે જુઓ પાતજલયોગસૂત્ર કૈવલ્યપાદ —

**जन्मौषधिमन्त्रतप समाधिजा सिद्धय ।**

જન્મ, ઔષધિ, મન્ત્ર, તપ અને સમાધિ એ પાચો વડે પાચ પ્રકારની સિદ્ધિ થાય છે પક્ષીઓમા જન્મથીજ આકાશ ગમનાદિ સામર્થ્ય હોય છે તથા કર્માનુષ્ઠાન વડે દેવયોનિરૂપ દેહાન્તરની પ્રાપ્તિથી આકાશને વિષે ગમન કરવાનુ જે સામર્થ્ય થાય છે, તેને જન્મસિદ્ધિ કહે છે લોહગુગ્ગુલાદિ રસાયન સેવનથી દેવતુલ્ય સામર્થ્યનો લાભ થાય છે, અને જરાવ્યાધિશૂન્યતા થાય છે, તે ઔષધથી થનારી સિદ્ધિ સમજવી મન્ત્રના અનુષ્ઠાનથી આકાશગમન કિંવા અણિમાદિનો લાભ થાય જનો, તે મન્ત્રજન્ય સિદ્ધિ છે તપોબળવડે સકલ્પસિદ્ધિ થઈ જવાથી જેની કામના હોય, તે રૂપની પ્રાપ્તિ અને જ્યા ચાહે ત્યા ગમન કરવુ એને તપાત્મકસિદ્ધિ કહી છે અને સમાધિથી અનેક પ્રકારના ઐશ્વર્ય અને અલૌકિક જ્ઞાનરૂપી સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે, તે પાચમી સમાધિજન્યસિદ્ધિ સમજવી

એ પ્રમાણે દર્શાવેલી પચવિધ સિદ્ધિઓમા મન્ત્રસિદ્ધિ છે, જે વિશેષ પ્રકારના પુરશ્ચરણાદિક કરવાથી મળે છે મનન કરવાથી ત્રાણ કરે છે તેથી મન્ત્ર અને તેનુ વારવાર આવર્તન કરવાથી જપ, એનો 'મન્ત્ર અને જપ શબ્દનો' અર્થ થાય છે મન્ત્રના વર્ણનુ અને [1]સ્વરનુ બરાબર ઉચ્ચારણ

---

૧ મન્ત્રમા ક્રમનો ભગ થવા ના પામે અને શબ્દ વિપર્યય તથા ઉચ્ચારણ (સ્વર) દોષ પણ જાપકને હાથે ના થાય, તોજ કાર્યસિદ્ધિ થાય છે પરતુ અશુદ્ધ ઉચ્ચારણથી ઉલટુ ફળ મળે છે શિક્ષા નામનું વેદનું એક અગ છે, તેમા આ પ્રમાણે કહેલુ છે કે —

**मन्त्रो हीन स्वरतो वर्णतो वा मिथ्याप्रयुक्तो न तमर्थमाह ।**
**स वाग्वज्रो यजमान हिनस्ति यथेन्द्रशत्रु स्वरतोऽपराधात्॥**

કરવામા ના આવે, તો તેથી યથાર્થ ફલ નથી થતુ હાલ જે અનેક સ્થળમા મન્ત્રનુ ફળ દેખાતુ નથી, તેનુ કારણ તેના પ્રયોગનો દોષજ સમજવો તેમા હાલ તો કળિયુગ હોવાથી પૂર્વકાલમા જેટલો જપ કરવો પડતો તે સખ્યાથી ચોગણો જપ કરવામા આવે, તોજ સિદ્ધિ થશે, એવુ મન્ત્રશાસ્ત્રમા કહ્યુ છે '**कलौसख्या चतुर्गुणा**' એ પ્રમાણે કદાચ વિધિપૂર્વક અનુષ્ઠાન કરવા છતા મન્ત્રસિદ્ધિ થતી નથી, તેનુ કારણ એ છે કે—

**जिह्वा दग्धा पराान्नेन हस्तौ दग्धौ प्रतिग्रहात् ।**
**परस्त्रीभिर्मनो दग्धं कथ सिद्धिर्वरानने ॥**

મહાદેવ પાર્વતિજીને કહે છે, હે પાર્વતિ ! જેની જીહ્વા [1]પરાન્નનુ સેવન કરવાથી દગ્ધ થઈ છે, અને દાન લેવાથી હાથ દગ્ધ થયા છે, અને પરસ્ત્રીઓના ચિન્તનથી મન દગ્ધ થયુ છે, તે પુરૂષને મન્ત્રની સિદ્ધિ શી રીતે થઇ શકે ? હવે જુઓ કે, મન્ત્રના જપથી સિદ્ધિ તો પ્રાપ્ત થાય છે, એ વાત સત્ય છે પરતુ એનુ યથાવિધિ અનુષ્ઠાન થવુ એ હાલની પરિસ્થિતિમા કેટલુ બધુ કઠીણ છે !! એ પ્રકારની કઠીણતા પ્રભુનામસ્મરણમા નહિ હોવાથી તેની શ્રેષ્ઠતા અને પોતાની અભિપ્રેતતા (સમતિ) ભીષ્મે ધર્મને કહી છે, તે પહેલા દર્શાવી ચુકયા છીએ ભારતના શાન્તિપર્વમા એક જાપકનુ વૃત્તાન્ત છે, તે હવે દૃષ્ટાન્ત તરીકે આપીશુ

---

મન્ત્રમા એકાદ સ્વર કિવા વર્ણ બોલવાનો રહી ગયો હોય, અથવા જ્યા આગળ બોલવાનો હોય, ત્યા નહિ બોલાતા અન્યત્ર બોલાઇ ગયો હોય, તો તેનો અર્થ વિપરીતજ થઈ જાય છે એટલુજ નહિ પણ કેટલીકવાર તે વાગ્વજ્ર યજમાનનો નાશ કરી નાખે છે એને માટે ઉદાહરણ પણ જુઓ ! ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપને ઇન્દ્રે માર્યા બાદ તેણે ઇન્દ્રનો વધ કરવા માટે શત્રુ ઉત્પન્ન કરવાના હેતુથી હોમ કર્યો તે વખતે એ જે મન્ત્ર બોલ્યો હતો તેનો અર્થ આવો હતો 'હે ઇન્દ્રશત્રો ! વૃદ્ધિગત થાઓ અને વિલબ કર્યા વગર શત્રુનો વધ કરો' આ મત્રમા એક સ્વર ભૂલી જવાવાથી પરિણામ વિપરીત થયુ 'ઇન્દ્રશત્રુ' એ પદમા 'ઇન્દ્રનો શત્રુ' એવો ષષ્ઠી તત્પુરુષ સમાસ જ્યા થવાનો ત્યા 'ઇન્દ્ર શત્રુ જેનો,' એવો બહુવ્રીહિ સમાસ થઈ ગયો, અને આખરે વૃત્રાસુરને હાથે ઇન્દ્ર નહિ મરતા ઉલટો ઇન્દ્રને હાથે વૃત્રાસુરજ મરી ગયો, એજ યજમાનને નુકસાન થયુ

૧ પરાયા અન્નનુ સેવન અને દાન લેવુ એમ કર્યાથી ગ્રહીતા બ્રાહ્મણ યજમાનના પાપથી યુક્ત થાય છે, અને તેથી તે પાપની નિવૃત્તિને માટે બ્રાહ્મણને પ્રાયશ્ચિત્ત પણ કહેવામા આવ્યુ છે

પૂર્વકલ્પમા કૌશિકનામક એક દ્વિજ પુષ્કર ક્ષેત્રને વિષે બસો વર્ષ સુધી મન્ત્રજપ કરી રહ્યો હતો એના અનુષ્ઠાનથી ઇન્દ્ર, યમ વગેરે દેવતો પ્રસન્ન થઇને ત્યા આવી એને વરપ્રદાન માગવાનુ કહેવા લાગ્યા પરતુ એ બ્રાહ્મણે તેઓને એમ કહ્યુ કે, ‘જપથી અતિરિક્ત અન્યત્ર કશેય મ્હારૂ મન આસક્ત નહિ થાય’ દેવના વર માગવાને એને બહુ આગ્રહ કરવા લાગ્યા, ત્યારે તો એ ત્યાથી ઉઠીને હિમાલયના એકાન્ત પ્રદેશને વિષે જઇને બેઠો દિવસે દિવસે એનુ તેજ દેવતાઓને અસહ્ય થવાથી, જપના અનુષ્ઠાનમાંથી એને ચલિત કરવા સારૂ ત્હેમણે એની પાસે અપ્સરાઓને મોકલી, તથાપિ એ ધીર પુરૂષનુ મન ડગ્યુ નહિ બાદ ઇન્દ્રે મૃત્યુને એની પાસે મોકલ્યુ મૃત્યુએ એને કહ્યુ કે, તું શરીરનો ત્યાગ કરી દે, કેમકે એનાથી લોક મર્યાદાનુ ઉલ્લઘન થાય છે; મર્ત્ય આટલો વખત જીવતા નથી બ્રાહ્મણ બોલ્યો, આત્મઘાત કોણ કરે? આયુર્મર્યાદા ખલાસ થઇ હોય અને ત્હારૂ સામર્થ્ય હોય, તો મ્હને લઇ જા. મૃત્યુએ પ્રયત્ન કરી જોયો, પરંતુ ત્હેનાથી એને ન લઇ જઈ શકાયો પછી ઇન્દ્રે પોતાના બાહુબળથી તે કાળ બ્રાહ્મણને સ્વર્ગમા ઉપાડી લીધો; પરતુ ત્યાં પણ ભોગોને વિષે વિરક્તિ અને જપાસક્તિ જોઇને, દેવોએ એને ત્યાથી કાઢી મૂક્યો ત્યારે ફરી પાછો, તે હિમાલયપર આવીને, જપનિરત થયો ફરી પાછો ઇન્દ્ર થોડોક સમય વીત્યાબાદ ત્યા આવીને એને વરપ્રદાનને સારૂ કહેવા લાગ્યો એટલામા સૂર્યવશીય ઇક્ષ્વાકુ રાજા ત્યાં આવ્યો, અને ત્હેણે ઇન્દ્ર પાસેથી તે બ્રાહ્મણનો અખિલ વૃત્તાન્ત સાંભળ્યો

ઇક્ષ્વાકુએ બ્રાહ્મણને કહ્યુ, હે દ્વિજરાજ! આપ દેવતાઓ પાસેથી કશુ માગતા નથી, તો મ્હારી પાસેથી એકાદ વરદાન માંગી લ્યો ત્યારે બ્રાહ્મણે જવાબ દીધો, હે રાજા! દેવો પાસેથી કઇ પણ વરદાન નહિ માગનારો એવો જે હુ તે મ્હારી ઇચ્છા તુ શી રીને પૂરી કરશે? રાજાએ કહ્યું, એવો જો હું અસમર્થ છુ, તો મ્હને આપ ઇષ્ટ વરપ્રદાન કરો એટલું સાભળી, દ્વિજ બોલ્યો, ‘ચાહે તે માગો, હુ હમણા આપુ છુ’ રાજાએ કહ્યું, ત્હમારા જપનુ ફળ આપો બ્રાહ્મણે કહ્યુ, ઠીક લ્યો રાજાએ વિચાર કર્યો, હુ ક્ષત્રિય છુ તેથી મ્હારે દાન લેવુ ઉચિત નથી પરતુ દેવુ યોગ્ય છે. ફરીથી રાજાએ કહ્યું, હે દ્વિજ! ત્હમારા જપનુ ફળ મ્હારે નથી જોઇતુ. બ્રાહ્મણ બોલ્યો, અસત્યથી અધઃપાત થાય છે, એથી કરીને મ્હારૂ આપેલું જપનુ ફળ ત્હારે લેવુજ પડશે રાજાએ કહ્યું, એવુ હોય તો મ્હારા તપનું ફળ ત્હમેજ લ્યો બ્રાહ્મણે કહ્યું, મ્હે બાળપણમા કદાચિત્ પ્રતિગ્રહ કર્યો હોય, તો કોણ જાણે? સ્મૃતિમા નથી પરતુ હવે તો હું કોઈ પાસેથી

કોઇ પણ પ્રકારનુ દાન લેતોજ નથી પ્રતિગ્રહ એક પ્રકારનુ પાપ હોવાથી જેને મન્ત્ર જપની સિદ્ધિ મેળવવી હોય, ત્હેણે કદી કોઇ વસ્તુનું દાન લેવુ નહિ અને પરાયા અન્નનુ ભોજન પણ નહિ કરવુ જોઇએ વસિષ્ઠ તથા જમદગ્નિએ કહ્યુ છે કે --

**यथा यथा न गृह्णाति ब्राह्मण सप्रतिग्रहम् ।**
**तथा तथा हि सतोषाद्ब्रह्मतेजो विवर्धते ॥**
**प्रतिग्रहसमर्थोऽपि न प्रसज्येत्प्रतिग्रहे ।**
**प्रतिग्रहेण विप्राणां ब्रह्मतेजश्च हीयते ॥**

બ્રાહ્મણ જેમ જેમ પ્રતિગ્રહ કરતો નથી, તેમ તેમ ત્હેનામા સતોષ વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને બ્રહ્મતેજ વૃદ્ધિગત થતુ જાય છે એથી કરીને પ્રતિગ્રહને માટે, યાને દાન લેવા સારૂ અગર જો કે સમર્થના હોય, તો પણ પ્રતિગ્રહને માટે કદી આસક્ત ના થવુ, તેનાથી બ્રાહ્મણોના બ્રહ્મતેજનો નાશ થાય છે (પ્રતિગ્રહને માટે સમર્થતા જે કહી, તે કેવી હોય ? તો જુઓ ! ) દાન લેનારો વિપ્ર, વિદ્યા તથા તપના બળથી યુક્ત હોવો જોઇએ, તોજ તે પોતાની જાતનુ તથા યજમાનનુ પાપથી રક્ષણ કરી શકે છે, અન્યથા નહિ એટલા માટે, જેનામા વિદ્યા તથા તપના તેજની સપન્નતા હશે, તેજ પ્રતિગ્રહ કરવાને સમર્થ છે, એ પ્રમાણે ઋષિઓને સમત છે એ રીતે એ કાલ બ્રાહ્મણે ઇન્દ્રિયનિગ્રહપુવક યથોક્ત વિધિથી મન્ત્ર જપનુ અનુષ્ઠાન કરીને, બ્રહ્મસિદ્ધિ સપાદન કીધી હતી અસ્તુ !

આ ઉપરથી મન્ત્રસિદ્ધિ મેળવનારાને કેવા પ્રકારનુ કઠીણ વ્રત પાળવુ પડે છે, તે સઘળુ ધ્યાનમા આવશે પરાન્નભોજી અને ચાહે તે પ્રકારનો અને ચાહે તે વસ્તુઓનો પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણના હાથે અનુષ્ઠાન કરાવ્યાનુ શુ ફળ થાય છે, તે આજકાલના યજમાનો સારી પેઠે સમજે છે, અને પરસ્ત્રીનુ ચિન્તન ન કરવુ અને પરસ્ત્રીને જોવા છતા અન્તકરણની નિરભિલાષવૃત્તિ રહેવી, એની તો વાતજ શી કરવી ? એ કાલબ્રાહ્મણની તો અપ્સરાઓવડે પણ વૃત્તિ ચલિત થઇ ન હતી, દેવો પણ આવીને વર માગવાનુ કહી રહ્યા હતા, મૃત્યુનુ સામર્થ્ય સુદ્ધા એનાપર ચાલ્યુ ન હતુ એની એટલી બધી સમર્થતા, જો એના હાથથી ઇન્દ્રિયમનોવશતાથી અને યથાવિધિ અનુષ્ઠાન થયુ ન હત, તો થાત કે નહિ, એ વાત વિચારવા જેવી છે એ સર્વ કથન ઉપરથી મન્ત્રમા અલૌકિક સામર્થ્ય હોવાનુ સિદ્ધ થાય છે, તથાપિ દેશ, કાલ, પાત્ર, વિધિ ઇત્યાદિની સાપ્રત સમયમા કઠીણતા છે, તેથી સર્વ સામાન્ય જનતાને માટે પ્રભુનામ મહાત્મા પુરૂષોએ સુલભ સાધન બતાવ્યુ છે હવે

તપાદિકોના સ્વરૂપનો અને અનુષ્ઠાનનો વિચાર કરવામા આવે છે યાજ્ઞવલ્ક્ય સહિતામા —

**विधिनोक्तेन मार्गेण कृच्छ्चान्द्रायणादिभि ।**
**शरीरशोषण प्राहुस्तपसां तप उत्तमम् ॥**

ધર્મશાસ્ત્રાદિકોને વિષે કથન કરેલા વિધિપૂર્વક કૃચ્છ્ચાન્દ્રાયણાદિ વ્રતાદિકો વડે જે શરીર શોષણ કરવામા આવે છે, તેનેજ સઘળા તપાદિકોમા ઉત્કૃષ્ટ તપ કહ્યુ છે એ સિવાય બીજા પણ તપના અવાન્તર ભેદ છે જેમકે, ગ્રીષ્મકાળમા પચાગ્નિસાધન કરવુ, વર્ષામા ખુલ્લી જગ્યા (મેદાન)મા રહેવુ, શીતઋતુમા ગળા સુધી પાણીમા ઉભા રહેવુ, તેમજ કાષ્ઠમૌન તથા ઈંગિત મૌનવ્રત કરવુ ઇત્યાદિ ઇત્યાદિ ઈંગિતમૌનમા નેત્રાદિકોવડે ઇશારત કરવામા આવે છે, અને કાષ્ઠમૌનમા નથી, એવો એમા ભેદ છે તે માહેના કૃચ્છ્-ચાન્દ્રાયણાદિવ્રતોના લક્ષણ મનુસ્મૃતિના એકાદશ અધ્યાયમા લખ્યા છે પ્રાજાપત્ય કૃચ્છ્ કરનારાને પ્રથમ ત્રણ દિવસમા એકવાર ભોજન કરવુ પડે છે બીજા ત્રણ દિવસ રાતના એકવાર ભોજન અને ત્રીજા ત્રણ દિવસ વગર માગ્યે જે અન્ન આવી મળે તેનુ ભક્ષણ અને ચોથા ત્રણ દિવસોએ ઉપવાસ કરવો પડે છે આ પ્રમાણે દ્વાદશ દિવસનુ એ વ્રત છે એના સાતપન કૃચ્છ્, અતિકૃચ્છ્, તપ્તકૃચ્છ્, પરાકકૃચ્છ્ એવા ચાર અવાન્તર ભેદ કહેલા છે ચાન્દ્રાયણનુ લક્ષણ —

**एकैक ह्रासयेत्पिंड कृष्णे शुक्ले च वर्धयेत् ।**
**उपस्पृशस्त्रिषवणमेतच्चान्द्रायणं स्मृतम् ॥**

પૌર્ણિમાપર્યન્ત શુક્લપક્ષમા એકએક ગ્રાસ અધિક લેવો અને કૃષ્ણપક્ષને વિષે એક એક ગ્રાસ કમી કરતા જવો, અને અમાવાસ્યામા ઉપવાસ કરવો એ પ્રમાણે ત્રિકાલ સ્નાનપૂર્વક એક માસ પર્યન્ત વ્રત કરવામા આવે, તો પિપીલિકા મધ્યમ ચાન્દ્રાયણવ્રત થાય છે એના પણ યવમધ્યમ, યતિચાન્દ્રાયણ શિશુચાન્દ્રાયણ એવા બીજા ત્રણ ભેદ છે હવે યોગીઓને અનુકૂલ વ્રતનુ કથન કરીશુ જે તપ ચિત્તની પ્રસન્નતાનો હેતુ હોય, તથા શરીર ઇન્દ્રિયા-દિકોને બાધાકારક ના હોય, તેજ તપ યોગઆરૂરૂક્ષુને પ્રતિ સેવનીય છે. સ્મૃતિઓમા કહેલા ઉપવાસાદિના અભ્યાસથી મરણ થાય, અને ચાન્દ્રાયણાદિના આચરણથી ધાતુ વૈષમ્ય થઇ જતુ હોવાથી, એ સર્વ યોગના વિરોધી છે એથી કરીને હિતમિતમેધ્યભોજનદ્વારા ઇન્દ્રિયોનો નિરોધ કરવો અને શીતોષ્ણાદિ દ્વન્દ્વો સહેવા એને તપ કહ્યું છે હિત યાને પથ્યકારક ભોજન એજ છે કે, ચોખા, ઘઉં, દૂધ, ઘી, ખાડનુ સેવન કરવુ અને અતિ ઉષ્ણ, રૂક્ષ,

કટુ, અમ્લ, લવણાદિ અને દહી, તેલ, રાઇ, માસ વગેરેનો ત્યાગ કરવો મિત ભોજન એજ છે કે, પેટના બે ભાગ અન્નથી અને એક ભાગ પાણીથી પૂર્ણ કરવો, અને ચતુર્થ ભાગ વાયુ સચારને માટે ખાલી રાખવો તથા મદ્ય, માસ, મત્સ્ય, લશુનાદિના ત્યાગપૂર્વક 'પરવળ સૂરણ વગેરે' શાકનુ સેવન કરવુ, એને મેધ્ય ભોજન કહ્યુ છે શ્રુતિમા પણ કહ્યુ છે કે, 'तपसाऽनाशकेन' જે શરીરનો નાશ કરનારૂ નથી, એવા પ્રકારના તપ-વડે બ્રાહ્મણ તે આત્મજ્ઞાનની ઇચ્છા કરે છે સારાશ, યોગમા ધર્મશાસ્ત્રોક્ત ઉપવાસાદિરૂપ તપનો ઉપયોગ નથી ચાહે તે પ્રકારનુ તપ હોય, પરતુ તેના અનુષ્ઠાન વગર ચિત્તની અશુદ્ધિ દૂર થાય નહિ

સાત્વિક, રાજસ, તામસ અર્થાત્ ઉત્તમ મધ્યમ અધમ એવા પણ તે તપના બહુ પ્રકાર થાય છે ગીતાદિ સ્મૃતિ ગ્રથમા એને માટે એવુ કહ્યુ છે કે, લોકોએ આપણી સ્તુતિ કરવી કે 'આ મહાન્ તપસ્વી છે,' તથા 'દ્રવ્ય પણ પોતાને મળે' એ ઇચ્છાથી જે લોક વ્યાપારી જનોના દ્રષ્ટિ ગોચરસ્થાનમા અથવા નગરગ્રામાદિમા તપ ક્રિયા કરે છે, તેને અધમ (નિકૃષ્ટ) પ્રકારનુ તપ કહ્યુ છે. વેદશાસ્ત્રોક્ત વિધિથી આચરણ કરીને શીતોષ્ણાદિ સુખદુ ખ સહન કરીને કામના પૂર્વક કરેલી તપસ્યા મધ્યમ છે પરતુ તત્ત્વ-જ્ઞાનેચ્છુ, ઐહિકપારલૌકિકવિષયેચ્છા રહિત થઇને અન્ત કરણના નિગ્રહને ખાતર અને પરમાર્થ (મોક્ષ) પરાયણ થઇને તપસ્યા કરે છે, તેને મુનિઓએ ઉત્તમ કહી છે એના કરતા પણ સર્વોત્કૃષ્ટ તપસ્યા જે જીવન્ મુક્તોને વિષે સ્થિત થાય છે, તેનુ લક્ષણ નીચે પ્રમાણે છે

आगते स्वागतं कुर्याद्गच्छन्त न निवारयेत् ।
यथाप्राप्त सहेत्सर्व सा तपस्योत्तमोत्तमा ॥

કોઇ પુરૂષ અથવા પદાર્થ પ્રાપ્ત થતા ત્હેનો આદર સત્કાર કરવો, અને ગમન કરનારા પુરૂષ અગર પદાર્થનુ નિવારણ નહિ કરવુ કિન્તુ સુખરૂપ અથવા દુ ખરૂપ એવા પ્રકારથી પ્રાપ્ત થએલા અખિલ સુખદુખોને સ્વીકારી લેવા, એ તપશ્ચર્યા અત્યન્ત શ્રેષ્ઠ છે પૂર્વે કહેલા કૃચ્છ્રચાન્દ્રાયણાદિ વ્રતરૂપ તપનુ હાલની પરિસ્થિતિમા અનુષ્ઠાન કરવાનુ કામ કેટલુ કઠીણ છે, તે બહુધા બધા જાણે છેજ. કેમકે, એકાદશી, મહાશિવરાત્રિ, કૃષ્ણજન્માષ્ટમી, રામનવમી વગેરે જ્યારે આવે છે, ત્યારે મનુષ્ય ઉપવાસ કરે છે--(વાસ્તવિક રીતે જોતા તો તે દિવસે રોજના કરતાએ વધારે જાતજાતનો ફરાળ કરવામા આવેછેજ તોપણ) તે દિવસે કેટલી ગ્લાનિ થાય છે કે ના પૂછો વાત ! એકાદ દિવસ ઉપવાસ અગર ફલાહાર કર્યાથી ચિત્ત વ્યગ્ર થઇ જાય છે, ને કશુ સૂઝતુ

પણ નથી, તો અકકેક માસ સુધી અગર બાર બાર દિવસ સુધી કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ તપ ( વ્રત ) કરે, તો શી હાલત થાય, તે જેની થતી હોય તેણેજ વિચાર કરી જોવુ જોઇએ અને તેના પણ વિધિ (નિયમ)મા ભૂલ અગર ઉલટપુલટી થઇ જાય, તો કરેલુ સઘળુ વ્યર્થજ ! કેવળ કલેશજ ફળ એથી એની કઠીનતાનો ધ્યાન કરીને મહાત્માઓએ તો પરમાત્મનામનુ અખડ વ્રત કરવાનો રીવાજ કર્યો છે હવે નિયમથી અનુષ્ઠાન કરવાને યોગ્ય અને ઉત્તમ વ્રતનુ લક્ષણુ કહીએ છીએ, તે પણ જુઓ

**परदारपरद्रव्यपरद्रोहविवर्जनम् ।**
**रागद्वेषपरित्यागो व्रतानामुत्तमं व्रतम् ॥**

પર સ્ત્રીઓનો, પર દ્રવ્યનો અને પારકાના અનિષ્ટ ચિન્તનનો જે ત્યાગ તથા વિષયોનો સ્નેહ અને દ્વેષ, એમનો સર્વ પ્રકારે જે અનગીકાર, તેજ એકાદશી આદિ ઉપવાસ વ્રતોમા શ્રેષ્ઠ વ્રત છે કાશીખડમા કહ્યુ છે કે —

**परदारपरद्रव्यपरद्रोहपराङ्मुखः ।**
**गंगाऽप्याह कदागत्य मामयं पावयिष्यति ॥**

અન્ય સ્ત્રી અને ધનના હરણમા તથા અન્યનુ અનિષ્ટ ચિન્તન કરવામા જે પ્રવૃત્ત થતો નથી એવો પુરૂષ ક્યારે આવીને અપવિત્ર જનોના સસર્ગથી ઉત્પન્ન થએલા પાપ વડે મલિન થએલી એવી જે હુ, તે મ્હને પાવન કરશે ? એ પ્રમાણે સકલ લોકોને પાવન કરવાને સમર્થ અને પ્રસિદ્ધ જે ગગા તે કહે છે એ પ્રમાણભૂત વચન ઉપરથી ઉપર જે કહ્યુ છે, તેજ ઉત્તમોત્તમ વ્રત જાણવુ. એ ગુણોમા વ્રતાદિકોના કરતાયે અન્ત કરણ નિર્મળ કરવાનુ અધિક સામર્થ્ય રહેલુ છે સત્પુરૂષો એવા લક્ષણ સપન્ન થઇનેજ પરમાત્માનુ નામ જપે છે હવે યજ્ઞને માટે કહેવામા આવે છે

મહાત્મા શ્રી વિષ્ણુભક્તિવિશારદ કવિ વેંકટાધ્વરિ, જેમણે લક્ષ્મીસહસ્ર નામનો અલૌકિક ગ્રન્થ બનાવ્યાનુ પ્રસિદ્ધ છે, અને જે સ્તવનથી મહાલક્ષ્મીનો પ્રસાદ જેમનાપર થયો હતો, અને ગએલા નેત્ર પણ પ્રાપ્ત થયા હતા, તેઓશ્રી લખે છે કે —

**न ऋत्विक्सत्पत्नी च कुशलता वस्तुरचना ।**
**न च द्रव्यं शुद्धं न च हृदयशुद्धिः कलियुगे ॥**
**प्रसिद्धिं कांक्षन्तः परिमितधनं हन्त कृपणाः ।**
**वृथा यज्वालम्भं विदधति तथापि क्षितितले ॥**
**यौवं नाचरितुं यथाविधि कलौ शक्या क्रिया शिव ते ।**
**ये यज्ञाश्रमनामयादिनियमास्तान्स्मर्तुमप्यक्षमाः**

**कामीषां पुनरग्निहोत्रनियम केष्टेरनुष्ठानधी ।**
**काग्निष्टोममुखा मखा सपशुका कस्याग्निचित्या तु सा ॥**

કળિયુગમા, મન્ત્રાદિકોના વિનિયોગજ્ઞાનથી પૂર્ણ અને નિર્મલ ઋત્વિજોની સપત્તિ પ્રાપ્ત થવી સુલભ નથી તેજ પ્રમાણે યજમાનની નિર્દોષ કુશલતા (નિપુણતા) જોવામા આવતી નથી તેમજ, વિધિમન્ત્રાદિકોથી શુદ્ધ ચરૂપુરોડાશાદિ દ્રવ્ય હોતા નથી અને અન્ત કરણની કામ ક્રોધરહિતતા અર્થાત્ શુદ્ધિ સભવતી નથી તથાપિ દ્રવ્યનો ખર્ચ કરવામા ભયભીત એવા કૃપણ બ્રાહ્મણો, કેવળ પ્રસિદ્ધિને ખાતરજ ('આ યજ્ઞકર્તા છે,' 'આ દીક્ષિત છે,' 'આ સોમયાજી છે,' એવુ લોકો પાસે કહેવડાવવા સારૂ) અલ્પ દ્રવ્યવડે સાધ્ય એવા યજ્ઞમા નિરર્થક પશુ વધ કરે છે ઉપર કહેલી ઋત્વિજાદિ સપત્તિ વિના યજ્ઞીય પશુહનન વ્યર્થજ થાય છે વળી, આ કળિયુગમા જે બ્રાહ્મણો મૃત્તિકાજલાદિકોથી યથાશાસ્ત્ર શરીરશુદ્ધિ કરવાને અસમર્થ છે, તેઓ આચમન, સ્નાન, સ્વાધ્યાયાદિકોના પ્રસિદ્ધ નિયમોનુ સ્મરણ કરવાને અસમર્થ નીવડશે એ નિ સદેહ સમજવુ તો પછી આચરણમા મુકવાને અસમર્થ નીવડે, તેનુ તો કહેવુજ શુ ? એ પ્રમાણે બ્રાહ્મણોના અગ્નિહોત્રના નિયમનુ શુ પાલુ પૂછવુ રહ્યુ ? તથા દર્શપૂર્ણમાસાદિ યાગાદિકોના અનુષ્ઠાનનુ જ્ઞાન પણ ક્યા છે ? અને પશુવધયુક્ત અગ્નિષ્ટોમપ્રમુખ યજ્ઞ પણ ક્યા છે ? તેજ પ્રમાણે અગ્નિસચયનાદિ ક્રિયા કેવી રીતે અને ક્યાથી પ્રાપ્ત થઈ શકશે ? તાત્પર્ય કે, ઉપર કથેલુ અખિલ સાહિત્ય દુર્લભજ સમજવુ ગીતામા પણ સત્વાદિ ગુણોના ભેદથી યજ્ઞનુ ત્રિવિધ રૂપથી વર્ણન કરેલુ છે, તેમા પ્રથમ સાત્વિક યજ્ઞનુ લક્ષણ આવુ છે —

**अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।**
**यष्टव्यमेवेति मन समाधाय स सात्विक ॥**

અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ, ચાતુર્માસ્ય, જ્યોતિષ્ટોમ ઇત્યાદિ યજ્ઞ બે પ્રકારના હોય છે એક કામ્ય અને બીજો નિત્ય કામ્ય, યાને સ્વર્ગાદિફલના સબંધથી જેનુ વિધાન કર્યુ છે, તે તો સર્વ અગોથી પરિપૂર્ણ અને સ્વયમજ (પોતે જાતે, નહિ કે બીજા કોઇ મારફત) કરવો જોઇએ અને ફલની અપેક્ષા વગર, કેવળ જીવનાદિ નિમિત્તના સબધથી જેનુ વિધાન કરવામા આવેલુ છે, તથા સર્વાગોની અપૂર્ણતા થવા છતા પણ બ્રાહ્મણાદિ પ્રતિનિધિ દ્વારા જેનુ અનુષ્ઠાન કરવામા આવે છે, તે નિત્ય યજ્ઞ છે વેદે પ્રત્યવાયની નિવૃત્તિ કરવાને કાજે આવશ્યક એવા જીવનાદિક નિમિત્તવડે નિત્ય કર્મનુ વિધાન કરેલુ છે, એટલા માટે આપણે તે કરવુ ઉચિત છે એ પ્રમાણે

મનના નિશ્ચયવડે, શાસ્ત્રના પ્રમાણોદ્વારા નિશ્ચિત કરેલા યજ્ઞનુ ફ્લાશાથી વિરહિત થઇને કેવળ અન્તઃકરણની શુદ્ધિને ખાતર પુરૂષોવડે અનુષ્ઠાન થતા, તે સાત્વિક કહેવાય છે અને જે --

**अभिसन्धाय तु फलं दंभार्थमपि चैव यत् ।**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥**

હે ભરતકુલ શ્રેષ્ઠ અર્જુન ! સ્વર્ગાદિફ્લના ઉદ્દેશથી અને સર્વ લોકોને વિષે પોતાનુ ધર્મત્વ પ્રગટ થાય અને લોકો પોતાને આ દીક્ષિત છે, એમ કહે એટલા માટે દંભને ખાતર જેનુ અનુષ્ઠાન કરવામા આવે છે, તેને રાજસ જાણવો એ યજ્ઞ જો કે શાસ્ત્રોક્ત હોય છે. તથાપિ એમા 'ઉત્તમ ભરતવંશમા દુર્યોધન જેવો અધમ ઉત્પન્ન થયો હતો તેવા પ્રકારના' રજો ગુણનો આવિર્ભાવ થએલો હોય છે, તેથી એનો ત્યાગ કરવો એમા પરમાત્માએ ત્રણ પક્ષ સૂચવ્યા છે કોઈ યજ્ઞ સ્વર્ગાદિફ્લને વાસ્તે હોય છે, દંભને માટે નહિ, અને કોઈ સ્વર્ગાદિ પારલૌકિક ફ્લને ખાતર નહિ પરતુ દંભને માટે કરવામા આવે છે, તથા કોઈ યજ્ઞ તો સ્વર્ગાદિ ફ્લ અને દંભ બન્નેને ખાતર કરવામા આવે છે એ પ્રમાણે દૃષ્ટફ્લ, અદૃષ્ટફ્લ અને દૃષ્ટાદૃષ્ટફ્લના ઉદ્દેશથી થનારા યજ્ઞ રાજસજ સમજવા જે પ્રમાણે શ્રાદ્ધને દિવસે રાજાને ભોજનનુ આમંત્રણ કરવાથી મનુષ્ય સમજે છે કે, 'રાજા આવે તો બહુ ઉપયોગી થઈ પડે,' અર્થાત્ દ્રવ્ય મળીને શ્રાદ્ધ કરેલુ યથાસ્થિત થઇને જગતને વિષે કીર્તિ પણ થાય એ પ્રકારનો હેતુ મનમા ધારણ કરીને 'યાગ થાય તો સ્વર્ગ મળે અને દીક્ષિત કહેવાઇને જગતમા માન્યતા પણ થાય એટલા માટે,' મનુષ્ય જેનુ અનુષ્ઠાન કરે છે, તે પરિત્યાગ કરવાને યોગ્ય છે દીક્ષિત ખરો કોણ કહેવાય ? તે કહીએ છીએ

**स दीक्षितो य सकलं सदीक्षते स पंडितो य करणैरखंडित ।**
**स तापसो य परतापकर्षण स धार्मिको य परमर्म न स्पृशेत् ॥**

દીક્ષિત ત્હેનેજ સમજવો કે જે સકલ જગત્ને સદ્રુપે અવલોકે છે, તથા જે ઇન્દ્રિયાદિકો વડે ખડિત થતો નથી અર્થાત્ વિષયોનુ દર્શન થવા છતા ઇન્દ્રિયોથી પીડિત થતો નથી, નિર્વિકાર રહે છે, ત્હેનેજ પડિત જાણવો બીજાના તાપનો નાશ કરે છે, તે તાપસ (તપસ્વી) અને જે કોઈ પુરૂષના મર્મને સ્પર્શતો નથી, તેજ ધાર્મિક છે નહિ તો પોતાને દીક્ષિત માનીને બીજાઓને અસદ્રૂપ દેખનારા, અને ઇન્દ્રિયારામ શાસ્ત્રજ્ઞ પડિત, અને બીજાને તાપ દેનારા તાપસી (તામસી) તેમજ મર્મચ્છેદક, ગ્લાનિપ્રદાન કરનારા ધાર્મિક

પુરુષો જગતમા ક્યા થોડા છે? જ્યા ત્યા જોવામા આવે છે ઠીક !! હવે ત્રીજો તામસ યજ્ઞ કેવો હોય છે, તે જુઓ

> विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
> श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥

જે યજ્ઞ શાસ્ત્રના વિધાનરહિત છે તથા જેમા બ્રાહ્મણાદિકોને અન્નદાન કરવામા આવતુ નથી અને સ્વરવર્ણાદિ યુક્ત મન્ત્રોથી જે રહિત હોય છે તેમજ દક્ષિણા શૂન્ય અને ઋત્વિજાદિ બ્રાહ્મણ વિષયક દ્વેષયુક્ત અને એથી કરીને શ્રદ્ધા વિરહિત હોય છે, તેને શિષ્ટ પુરુષ તામસ યજ્ઞ કહે છે જુઓ મનુસ્મૃતિ એકાદશાધ્યાય

> इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्तिं प्रजाः पशून् ।
> हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत् ॥
> अन्नहीनो दहेद्राष्ट्रं मन्त्रहीनस्तु ऋत्विजः ।
> दीक्षितं दक्षिणाहीनो नास्ति यज्ञसमो रिपुः ॥

જેમા અલ્પ દક્ષિણા આપવામા આવે છે તે યજ્ઞ, ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો અને જીવિત અવસ્થાની કીર્તિનો તથા સ્વર્ગ, આયુષ્ય અને મરણ પછીની કીર્તિનો અને અપત્ય પશુ ઇત્યાદિનો નાશ કરે છે એ કારણને લીધે અલ્પ દક્ષિણાનુ દાન કરીને યજ્ઞ કરવો નહિ અન્નહીન યજ્ઞ રાષ્ટ્રને દગ્ધ કરે છે અર્થાત્ રાષ્ટ્ર ઉપર નાના પ્રકારના સંકટ ઉપસ્થિત થઇને દુ ખ થાય છે મંત્રહીન યજ્ઞ ઋત્વિજ બ્રાહ્મણાદિકોને અને દક્ષિણાહીન યજ્ઞ દીક્ષિતને દાહ કરે છે યજ્ઞના સમાન નાશ કરનારો બીજો શત્રુ નથી એમ સમજવુ

પરમાત્માએ કહેલા તામસયજ્ઞના ભેદ ઘણા છે ગીતાના શ્લોકમા પાચ વિશેષણો કહેલા છે, જે ઉપરથી તેના ભેદનો ખ્યાલ કરો વિધિહીનત્વ, અસૃષ્ટાન્નત્વ, મંત્રહીનત્વ, અદક્ષિણત્વ અને શ્રદ્ધારહિતત્વ એ પાચે વિશેષણો-વડે એક પ્રકારનો તામસ યજ્ઞ થાય છે એક એક વિશેષણ યુક્ત હોય તો પાચ પ્રકાર થાય છે તથા બે વડે યુક્ત, ત્રણ સહિત અને ચારે વિશેષણોથી યુક્ત ઇત્યાદિ તેના અનેક પ્રકાર સિદ્ધ થાય છે રાજસયજ્ઞમા અન્તઃકરણની શુદ્ધિ નથી, તથાપિ 'શાસ્ત્રના વિધિપ્રમાણે અનુષ્ઠાન હોવાથી' સ્વર્ગાદિફલની પ્રાપ્તિ થાય છે, અને તામસયજ્ઞ તો શાસ્ત્રવિધિરહિત હોય છે, તેથી દ્રવ્યહાનિ અને ક્લેશ સિવાય બીજું કાંઈ ફળ આપતો નથી એ યજ્ઞાનુષ્ઠાનના કરેલા વર્ણનપરથી હાલ આપણને એને માટે કેટલી અનુકૂલતા છે, તે સર્વ બાબત ધ્યાનમા ઉતરશે. એ કારણને લીધે પૂર્વકથિત પરમાત્માના નામ સંકીર્તનની

સુલભતા તથા તેનું માહાત્મ્ય જાણીને તેના વિષે પરાયણ થવું યોગ્ય છે મહાત્મા તુકારામ અભંગમાં વર્ણન કરે છે કે —

॥અભંગ॥[1]॥ નામ ઘેતા વાટ ચાલી। યજ્ઞ પાઉલા પાઉલી ॥
નામ ઘેતા કરી ધંદા। ધ્યાની સમાધિસ્થ સદા ॥
નામ ઘેતા ભોગી ત્યાગી। દોષ ન લિંપે ત્યા લાગીં ॥
સદા રામનામ ગાય। તુકા વદી ત્યાચે પાય ॥૧॥

મનુષ્ય રસ્તામાં ચાલતાં ચાલતા પ્રત્યેક પગ ઉપાડતી વખતે જો પ્રભુનું નામ લેતો હોય, તો ત્હેને દરેક પગલામાં યજ્ઞનું પુણ્ય પ્રાપ્ત થાય છે, એમ નિશ્ચયપૂર્વક સમજવું એના પ્રત્યન્તરને માટે એક અનુભવાત્મક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છે —

એક વખત પુનાની પાસે લોહગામમાં મહાત્મા તુકારામ લોકોના બોલાવ્યાથી ગયા હતા, અને કીર્તનનો પ્રસંગ પ્રતિદિવસ ત્યાં ચાલતો હતો એક દિવસ જ્યારે ત્હેમણે એજ નામના માહાત્મ્યનું વર્ણન કીધું કે, હે ભાઇઓ! ચાલતા ચાલતા ભગવન્નામનું સ્મરણ થતું હોય, તો દરેક ડગલામાં યજ્ઞનું ફળ મળે છે એ વચન ઉપર ત્યાંના એક બ્રાહ્મણનો દૃઢ વિશ્વાસ બેઠો, અને તે દિવસથી, તે ગમે ત્યાં જાય તો પણ ચાલતા ચાલતા નામ સ્મરણ કર્યા કરતો એટલુંજ નહિ પણ એક સુતળી હાથમાં લઇને તેને એક નામ લઇને ગાંઠ દેવા લાગ્યો એક વર્ષ પછી એવો ચમત્કાર થયો કે, એક ધનાઢ્યને પિશાચ્ચ બાધા થઇ હતી અને તે હરિહરેશ્વર સ્થાનમાં આવીને સેવા કરી રહ્યો હતો એક દિવસ તે પિશાચ ત્હેના અંગમાં આવીને બોલ્યો કે, 'એક યજ્ઞનું પુણ્ય જો તું મ્હને આપીશ, તો હું ત્હને છોડીશ, અને એમ કર્યાથી હું પણ આ નિકૃષ્ટ યોનિમાથી નિર્મુક્ત થઇશ' તે ગૃહસ્થે ચોમેર તલાશ કીધી કે, કોઇએ યજ્ઞ કીધો હોય તો ત્હેને દ્રવ્ય આપીને ત્હેની પાસેથી યજ્ઞનું પુણ્ય લઉં [આ પ્રકારનો રીવાજ અસાર સુધી પ્રચલિત હતો નર્મદા પ્રદક્ષિણા કરનારને કેટલાક લોક દ્રવ્ય આપીને ત્હેની પાસેથી પરક્રમાનું પુણ્ય લેતા હતા પુણ્ય એવી કોઇ વસ્તુ નથી, કે જે હાથ વડે ઉપાડી લેવાય પરતુ જે પ્રકારે દાનનો સંકલ્પ થાય છે, અને પાણી હાથ પર આપે છે, તે પ્રમાણે આ પણ સંકલ્પ કરીને પ્રદક્ષિણાનું પુણ્યજળ હાથ પર આપે છે] તે ગૃહસ્થને કોઇ સ્થળે પણ એવો યજ્ઞ-

---

૧. કવિતા જો કે મરાઠી છે, તોપણ પ્રમાણને ખાતર આપવામાં આવી છે, અને તેનો અર્થ પણ આપેલો છે.

કર્તા પુરુષ મળ્યો નહિ આખરે ફરતા ફરતા તે ગૃહસ્થ લોહગામમા આવ્યો અને તપાસ કરવા લાગ્યો કે અહીયા કોઇએ યજ્ઞ કર્યો છે કે કેમ? ત્યારે જે બ્રાહ્મણ નામ લઇને દોરીને ગાઠ દેતો હતો, ત્હેને ખબર પડી અને ત્હેણે એને કહ્યુ કે, 'મ્હે ઘણા યજ્ઞો કર્યા છે' ત્હમારે શુ કરવુ છે? તે કહો

તે ગૃહસ્થે કહ્યુ, હુ ઘણા દિવસથી પિશાચથી ગ્રસ્ત થયો છુ અને પીડા પામુ છુ પિશાચે અગમા આવીને કહ્યુ છે કે, જો તુ એક યજ્ઞનુ પુણ્ય મ્હને આપે, તો હુ ત્હને છોડુ મ્હે ઘણા સ્થાનમા ભટકીને શોધ કીધી, પરતુ યજ્ઞકર્તા કોઇ જોવામા આવ્યો નહિ દૈવયોગથી મ્હને બુદ્ધિ થવાથી અહીં આવ્યો, અને આપની મુલાકાત થઇ હુ આપને દ્રવ્ય આપુ છું પરતુ આપ એક યજ્ઞનુ પુણ્ય મ્હને સકલ્પ કરીને આપો તે બ્રાહ્મણ એને પોતાને ઘેર લઇ ગયો અને જે સુતળીને ત્હેણે અનેક ગાઠ બાંધી હતી, તેમાથી એક ગાઠ તોડીને પાણીમા નાખી દીધી, અને નીચોવીને તે પાણી એને પીવડાવી દીધુ ત્યારે એના પુણ્યપ્રભાવથી ત્હેના શરીરમાથી તે પિશાચ નીકળી ગયો, અને તે વખતથી ફરી તે ગૃહસ્થને બાધા કદી થઇ નહિ એવુ જોઇને બધા લોકોને ભારે આશ્ચર્ય લાગ્યુ અને તુમારામના વચનની સત્યતાનો અનુભવ થયો પછી તે ગૃહસ્થે બ્રાહ્મણ સતર્પણાદિ પુણ્ય કર્મ કીધુ અને જેણે એ બાધા દૂર કરી હતી ત્હેની સભાવના કીધી તથા મહાત્માના વચનને અનુસરીને ત્હમે શ્રદ્ધાયુક્ત થઇ આ પ્રમાણે નિરન્તર નામસકીર્તન કરીને અનેક યજ્ઞનુ પુણ્ય સગ્રહી રાખ્યુ એમ કહી ત્હેને ધન્યવાદ આપ્યો સારાશ શ્રદ્ધા (વિશ્વાસ) ના પ્રમાણમા કાર્ય સિદ્ધ થાય છે ગીતામા કહ્યુ છે કે—

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नर ।**
**सोऽपि मुक्त शुभाँल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥**

જે કોઇ મનુષ્ય (મૂઢ, સ્રીજન, વૃદ્ધ વગેરે પણ) નિરન્તર વક્તા પુરુષ, ગીતા અને પરમેશ્વર એમના પ્રત્યે શ્રદ્ધા રાખીને તેમજ આ ગીતા પૌરૂષેય હોઈ શ્રુતિના કરતા નિકૃષ્ટ છે, એવા પ્રકારના અસૂયાદિદોષથી રહિત થઇને એનુ શ્રવણ કરશે, તો તે શ્રોતા પુરુષ જ્ઞાનઅજ્ઞાનકૃત પાપોથી નિર્મુક્ત થઇને અશ્વમેધાદિ યાગ કરનારા પુરૂષોના અત્યન્ત સુખકર સત્યાદિ પુણ્યલોકને પ્રાપ્ત થાય છે તથા પાતજલ સૂત્રમા પણ —

**'श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वकइतरेषाम् ।'**

શાસ્ત્ર અને આચાર્ય વગેરેના ઉપદેશથી પ્રાપ્ત થએલી શ્રદ્ધા માતા-સમી કલ્યાણકારિણી થઇ પડે છે અને અનર્થમાંથી યોગીની રક્ષા કરે છે

એ શ્રદ્ધાથી વીર્ય ( યોગવિષયક ઉત્સાહ ) થાય છે અને ધ્યેયવસ્તુવિષયક સ્મૃતિ અર્થાત્ એકતાનપણાની વૃત્તિ ઉત્પન્ન થઇને, યોગીનુ ચિત્ત વિક્ષેપરહિત બની સપ્રજ્ઞાત સમાધિનિષ્ઠ થઇ જાય છે પછી તે ચિત્તને પ્રજ્ઞાવિવેક (જ્ઞાનાધિક્ય) થઇને, તે વસ્તુવિષયક યથાર્થજ્ઞાન સપન્ન થાય છે પછી પર વૈરાગ્યને ઉદય થવાથી અસપ્રજ્ઞાત સમાધિ થાય છે એ પ્રમાણે શ્રદ્ધાદિ ઉપાયો વડે નિર્વિકલ્પ સમાધિનો લાભ થાય છે, એમ સમજવુ તે પ્રમાણે આપણે જે કાંઇ સાભળીએ છીએ, તેના ઉપર શ્રદ્ધા ના થાય, તો તેના અનુષ્ઠાનને વિષે ઉત્સાહ થશે નહિ એટલા માટે શાસ્ત્રમા જ્યા ત્યા શ્રદ્ધાનુ વર્ણન કરેલુ જોવામા આવે છે

મહાત્મા તુકારામના વચન ઉપર તે બ્રાહ્મણની પૂર્ણ શ્રદ્ધા હોવાથી, ત્હેણે એનુ ઉત્સાહથી અનુષ્ઠાન પણ કર્યું અને તજ્જનિત પુણ્યથી તે પિશાચ-ગ્રસ્ત ગૃહસ્થની બાધા પણ દૂર થઇ આપણને જેમા તેમા અશ્રદ્ધા, તો પછી ફળ પણ શી રીતે મળી શકે ? વ્યાવહારિક કાર્ય પણ જ્યારે કોઇ મનુષ્ય, કોઇએ કરેલા ઉપદેશના ઉપર દૃઢ શ્રદ્ધા રાખીને કરે છે, ત્યારેજ સફલ થાય છે, અને જેમને વિશ્વાસ નથી બેસતો, તેઓ અનુષ્ઠાન કરતા નથી અને ફલશૂન્ય રહે છે એટલા માટે મનુષ્યે શ્રદ્ધાવાન્ થઇને કોઇપણ કાર્ય કરવુ ઠીક !

તુકારામ પૂર્વોક્ત અભગમા બીજુ એ પણ કહે છે કે, પરમાત્માના નામપૂર્વક મનુષ્ય સસારના સર્વ કામકાજ કર્યા કરતો હોય તો પણ ત્હેને સમાધિસ્થિત, ધ્યાનકર્તા જેવો સમજવો, અને વિષયભોગ કરતો હોય તથાપિ ' જતા આવતા, ઉઠતા બેસતા, આપતા લેતા, ઘરમા બહાર, શય્યા-પર આસનપર ' શ્રદ્ધાયુક્ત પ્રભુનામ લેતો હોય, તો ત્હેને દોષ લાગે નહિ, એવા અહર્નિશ રામનામના ગુણગાન ગાનારાના ચરણોને હુ સદા વન્દુ છુ તુકારામનો ઉપદેશ શ્રુતિસ્મૃતિ પુરાણાદિ ગ્રથથી વિરૂદ્ધ નથી, પરતુ તેમના અનુરૂપજ છે ભક્તિતત્વામૃતમા પણ આબેહુબ એવુજ વર્ણન છે તદ્વિષયક શ્લોક પ્રમાણને ખાતર નીચે આપવામા આવે છે —

क्रियमाणेषु कार्येषु गृहेषु सक्तमानस ।
स्मरेद्राम हरे कृष्ण समाधिस्थ स वै नर ॥
नाम्नो यो दूषयेज्जन्तुर्ध्यानं नैव च नैव च ।
व्यभिचारेण जात स सकद्धिङ्‌ मातृदोषत ॥

ગૃહાદિમા આસક્તચિત્ત પુરૂષ અખિલ કાર્ય કરતી વખતે રામ, કૃષ્ણ, હરિ ઇત્યાદિ નામ સ્મરણ કરતો હોય અગર કરે, તો ત્હેને સમાધિસ્થ યોગી-

તુલ્ય સમજવો તેમજ જે પુરૂષ પ્રભુના નામની નિન્દા કરતો હોય, તથા ભક્તનો દ્વેષ કરનારો હોય ત્હેને માતૃદોષ વડે થએલા વ્યભિચારથી ઉત્પન્ન થએલો સમજવો જાર કર્મ જનિત પુરૂષના લલાટપર ઓળખવાને માટે કાંઈ શીંગડા વગેરે ચિન્હ હોતા નથી અને સત્કુલ પ્રસૂતના હાથમા કમળ રહેતુ નથી. જે સમયે ત્હેના મુખ ધનુષ્યમાથી જેવા વાગ્બાણ છુટે છે, તે પરથી તાત્કાલ ત્હેની જાતિ કુળનુ જ્ઞાન થાય છે જુઓ મનુસ્મૃતિ દશમ અધ્યાય --

वर्णापेतमविज्ञात नर कलुषयोनिजम् ।
आर्यरूपमिवानार्य कर्मभि स्वैर्विभावयेत् ॥
अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ।
पुरुषं व्यंजयन्तीह लोके कलुषयोनिजम् ॥
पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ।
न कथचन दुर्योनि प्रकृतिं स्वां नियच्छति ॥
कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसकर ।
संश्रयत्येव तच्छीलं नरोल्पमपि वा बहु ॥

વર્ણથી ભ્રષ્ટ સકરજાતિમા ઉત્પન્ન થએલ મનુષ્યને લોકો તે પ્રમાણે જાણતા નથી અને આર્યતુલ્યજ માને છે, પરન્તુ વસ્તુત નીચ યોનિને યોગ્ય એવી આગળ કહેલી ચેષ્ટા (કૃતિ) ઉપરથી ત્હેને અનાર્ય સમજવો. અનાર્ય જાતિ વર્ણાશ્રમ રહિત હોય છે, એવુ પહેના કહી ગયા છીએ. હવે કયા કયા લક્ષણ ઉપરથી સકરજાતિત્વ જાણવુ તે કહેવામા આવે છે અનાર્યત્વ, કઠોર ભાષણ હિંસ્રત્વ ( ઘાતકીપણુ ) અને વિહિતકર્મશૂન્યતા ઉપરથી આ જગતમા પુરૂષનુ સકરજાતિપણુ પ્રગટ થાય છે તે સકરજાત દુષ્ટયોનિનેવિષે ઉત્પન્ન થએલ પુરૂષ પિતા સબધી અથવા માતા સબધી કિવા ઉભય સબધી દુષ્ટ સ્વભાવ ધારણ કરે છે કદી પણ તે પોતાના કારણને ગુપ્ત રાખી શકતો નથી જે મહાકુલઉત્પન્ન પુરૂષનુ યોનિસકર ગુપ્ત રહે છે તે પિતાના સ્વભાવનુ અલ્પ કિવા મોટા પ્રમાણમા સેવન કરે છેજ એટલા માટે આર્યત્વ અનાર્યત્વ કુળ ઉપરથી નહિ, પરતુ ઉપર કથેલા ગુણોપરથીજ પરખાય છે પરમાત્માના નામ ગુણોની નિન્દા, લોકોનો ઘાતપાત, મર્મચ્છેદી ભાષણ, આચાર ભ્રષ્ટતા અને બીજા પણ એવાજ પ્રકારના લક્ષણો જે જે હોય તે સઘળા સકરયોનિનુ સૂચન કરનારા છે એમ સમજવુ સારાશ, પરમાત્માનુ નામસકીર્તન શ્રદ્ધાભક્તિ પુરસર કરવુ અને બીજા સાધનો કરતા એમા તારકશક્તિ ઓછી છે એમ નહિ સમજવુ અને વિધિ-

યુક્ત લયા કરવું, તેજ પરમાત્માનો પ્રસાદ થઇને જીવને જીવન્મુક્તિ સુખનો લાભ થશે એજ હેતુથી મહાત્મા કહે છે કે --

**हरिर्नामैव नामैव नामैव मम जीवनम् ।**
**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥**

સર્વાન્તર્યામી હરિનુ નામજ મ્હારૂ જીવન છે. અર્થાત્ એમના નામ-વડેજ હુ મ્હારૂ જીવન સફલ સમજુ છુ અને જીવિત ધારણ કરૂં છુ આ કરાલ કલિકાલમા એના સિવાય જીવોને અન્યગતિ નથી એના આશ્રયથીજ પુરૂષ પરમગતિ (પરબ્રહ્મ)ને પ્રાપ્ત થાય છે. એથી એનો નિરાદર કરવો નહિ

॥ इति शिवम् ॥



## પ્રથમ પુષ્પ.

### સ્મરણ ભક્તિ--હરિસ્મરણથી અવિદ્યાદિ ક્લેશોનો નાશ.

**हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृत ।**
**अनिच्छयापि संस्पृष्टो दहत्येव हि पावक ॥ पां गी०॥**

નદી માત્રમા જેમ ગગા શ્રેષ્ઠ મનાય છે, કિવા દેવોમા મહાદેવ અથવા કાવ્યમા રામાયણ, અગર પ્રકાશક તેજોમા શ્રેષ્ઠત્વ સૂર્યનુ ગણાય છે, અને આનદપ્રદ વસ્તુઓને વિષે ચન્દ્ર, અથવા સર્વ ધનમા જે પ્રમાણે યશરૂપી ધન શ્રેષ્ઠ છે, ક્ષમાવાનોના મ ધ્યમા પૃથ્વી, ગભીરતામા સમુદ્ર અને સર્વ મત્રોમા જે પ્રકારે ગાયત્રી શ્રેષ્ઠ છે, તેજ પ્રમાણે પાપ નાશને માટે હરિનુ સ્મરણ શ્રેષ્ઠ છે, એવુ મહર્ષિ વ્યાસજીએ વર્ણવેલુ છે દુષ્ટચિત્તવાળા પુરૂષોએ પણ જો સ્મરણ કર્યું હોય, તથાપિ ભગવાન્ હરિ ત્હેમના પાપોનો નાશ કરી નાખે છે અનિચ્છાથી સ્પર્શ કરેલો હોવા છતા અગ્નિ બાળ્યા વિના રહેતો નથી સ્પર્શ કરનારા પુરૂષને જો કે દાહકત્વનુ ભાન નહિ હોય અને અગ્નિની પણ બાળવાની ઇચ્છા નહિ હોય, તોપણ વસ્તુ માહાત્મ્યથી એવુ બને છે જ તેજ પ્રમાણેં પાપી પુરૂષોને હરિના નામના સામર્થ્યની ખબર ના હોય, અને પરમાત્માએ પણ ત્હેમના પાપનો નાશ કરવાનો ભાવ ધારણ કર્યો ના હોય, તથાપિ નામનો જે નૈસર્ગિક ગુણ છે, તે શી રીતે નષ્ટ થઇ શકશે ? એ પ્રમાણે અગાઉ પણ કહી ચુક્યા હોવાથી વિસ્તાર કરતા નથી 'હરિ' એ નામની નિરૂક્તિજ આ પ્રમાણે કહેલી છે કે.—

अविद्यासहितान्क्लेशान्पापानि च महान्त्यपि।
स्मृत्यादिना हरत्येष यतस्तेन हरि स्मृत ॥

અવિદ્યાદિ પચ પ્રસિધ્ધ ક્લેશોનો તથા પચ મહાપાતકોનો પોતાના સ્મરણથી નાશ કરી નાખતા હોવાથી, એ પરમાત્માને શ્રુતિસ્મૃતિ પુરાણોને વિષે અને મહાત્માઓએ 'હરિ' કહ્યા છે હવે પચ ક્લેશ કયા કયા અને પચ મહાપાતક પણ કેવા કેવા હોય છે તે ક્રમશ વર્ણવીશુ

अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशा पंच क्लेशा

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાચ, ક્લેશોના નામ પાતજલ યોગસૂત્રમા કહેલા છે `તેમા પહેલી જે અવિદ્યા તે ચાર પ્રકારની કહી છે

अनित्याशुचिदु खानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या।

નિત્યતા॰ખ્યાતિ, શુચિખ્યાતિ, સુખખ્યાતિ અને આત્મખ્યાતિ એવા એના નામ છે હવે લક્ષણોનુ નિરૂપણ કરીશુ.

અનિત્ય જે આ પૃથ્વી, તથા નક્ષત્ર ચન્દ્રાદિ સહિત સ્વર્ગ લોક, અને દેવતાદિ નિખિલ પ્રપચ, એમને વિષે જે નિત્યત્વનુ જ્ઞાન તે પ્રથમ અવિદ્યા છે અશુચિ સ્ત્રીના દેહમા પવિત્ર અને સુદર બુદ્ધિ–જ્ઞાન–થવુ, એ બીજી અવિદ્યા છે ભગવાન્ વ્યાસજીએ કહ્યુ છે કે --

स्थानाद्बीजादुपष्टंभान्निष्यन्दान्निधनादपि।
कायमाधेयशौचत्वात्पंडिता ह्यशुचिं विदु ॥

આ શરીરનુ ઉત્પત્તિસ્થાન, મલમૂત્રાદિ દુર્ગન્ધ વસ્તુયુક્ત માતાનુ અપવિત્ર ઉદર છે રજ અને વીર્ય એનુ બીજ (ઉપાદાન કારણ) છે ખાધેલા અન્નથી ઉત્પન્ન થએલા જે રૂધિરાદિ રસ, તે એના ઉપષ્ટભ (આશ્રય) છે કેમકે, એ રસોએજ શરીરને ધારણ કર્યુ છે તેમજ મલમૂત્ર પ્રસ્વેદાદિ અપવિત્ર પદાર્થનુ આ શરીરમાંથી નિષ્પદ (સ્રવણ) થાય છે, અર્થાત્ ઝરે છે તથા મરણ પછી આ શરીર અસ્પર્શ્ય (અડકવા લાયક નહિ) થાય છે વેદપાઠી તથા જ્ઞાની પણ ક્યા નહિ હોય? પરતુ પ્રાણોત્ક્રમણ થયા બાદ તેનુ શરીર સુદ્ધા અપવિત્ર મનાય છે તથા જે પ્રકારે ગધશૂન્ય સ્ત્રી પોતાના શરીરને કેશર કસ્તુરીના અગરાગ (લેપ) લગાડીને તેનાથી શરીરને વિષે સુગધની ભાવના કરે છે, તેજ પ્રમાણે, આ શરીરમા જલમૃત્તિકાદ્વારા શુધ્ધિની કલ્પના કરવામા આવે છે અર્થાત્ મૃત્તિકા લગાડયાથી કે સ્નાન કરવાથી વસ્તુત શરીર પવિત્ર થતુ નથી એ પ્રકારે સ્થાન, બીજ, ઉપષ્ટભ, નિષ્પદ,

૧ બુદ્ધિ.

નિધન તથા આધેય શૌચ વગેરેનાથી પડિતજન આ શરીરને અશુચિ સમજે-છે એવા શરીરપર શુચિત્વરૂપ વિપરીત ભાવના થાય છે, તે અવિદ્યાજ છે દુખરૂપ જે વિષયો (સ્ત્રી પુત્ર દ્રવ્ય વસ્ત્રાલકાર વગેરે) છે, તેમને વિષે જે સુખજ્ઞાન, તે ત્રીજી અવિદ્યા છે અને આત્માથી ભિન્ન એવા જે પશુભૃત્યાદિ ચેતન પદાર્થો, અને શય્યા, આસન, ગૃહાદિ અચેતન પદાર્થો, તેમજ દેહ-ઇન્દ્રિયમનબુધ્ધિ વગેરે સવ અનાત્મપદાર્થોને વિષે જે આત્મજ્ઞાન, તે ચોથી અવિદ્યા છે હવે અસ્મિતાનુ લક્ષણ કહેવામા આવે છે

**दृग्दर्शनशक्त्योरेकात्मतेवास्मिता ।**

દૃક્શક્તિ (દ્રષ્ટા પુરૂષ) અને દર્શનશક્તિ (બુધ્ધિ) એ બન્ને અત્યત ભિન્ન હોવા છતા અવિદ્યા વડે એમનો તાદાત્મ્ય ભાવ (એકરૂપ) પ્રતીત થાય છે વાસ્તવિક રીતે જોશો તો, પુરૂષનુ સ્વરૂપ શુધ્ધ અને બુધ્ધિનુ મલિન, પુરૂષ ઉદાસીન અને બુધ્ધિ પરિણામશાલી, પુરૂષ ચૈતન્યરૂપ અને બુધ્ધિ જડ, એ પ્રમાણે આકાર, શીલ, વિદ્યા (સ્વરૂપ સ્વભાવ, ચૈતન્ય) ઇત્યાદિ ધર્મો વડે બન્નેમા વિલક્ષણતા છે, તેમ છતા તે પ્રમાણે નહિ લાગવુ એજ અસ્મિતાનુ લક્ષણ છે હવે રાગ તથા દ્વેષના લક્ષણ કહીશુ

**सुखानुशयी राग दु खानुशयी द्वेष ॥**

સુખભોગના પછી અન્તકરણને વિષે રહેનારો જે અભિલાષ, તે રાગ તથા દુખભોગના પછી ચિત્તમા થનારો દુખ વિષયક જે ક્રોધ તે દ્વેષ છે પુરૂષને પહેલા જ્યારે સુખનો કે દુખનો અનુભવ થાય છે, ત્યારે તે સુખ દુખ ચિત્તને વિષે એક પ્રકારનો સસ્કાર ઉત્પન્ન કરે છે. તે સસ્કારથીજ મનુષ્યને વારવાર તેનુ સ્મરણ થાય છે, અને પછી તે સ્મરણને લીધે અનુભવ કરેલા સુખસમાન સુખને સારૂ રાગ (ઇચ્છા) ઉત્પન્ન થાય છે તથા અનુભવેલા દુખના જેવો દુખને માટે દ્વેષ થાય છે સારાશ, મનુષ્યને સુખ અને સુખના સાધનોના પ્રત્યે રાગ, તેમજ દુખ અને દુખસાધનવિષયક દ્વેષ ઉપજશે, એ અવસ્ય '**सुखानुशयी** અને **दु खानुशयी**' સુખ સ્મરણપૂર્વક અને દુખ સ્મરણપૂર્વક સમજવુ હવે પાચમો ક્લેશ જે અભિનિવેશ છે તેનુ નિરૂપણ કરવામા આવે છે

**स्वरसवाही विदुषोऽपि तथाऽऽरूढोऽभिनिवेश ।**

વિદ્વાનના ચિત્તમા પણ મૂઢની માફક, વાસનાના બળથી સ્વભાવસિધ્ધ જે મરણ ભય ઉપજે છે, તેને અભિનિવેશ કહ્યો છે એ મરણભય, જેણે પહેલા તેનો અનુભવ કર્યો નથી, ત્હેને થવો અસભવિત છે એથી કરીને આગલા જન્મમા મરણનો અનુભવ કરેલો હોવાથી એ અભિનિવેશ સ્વરસવાહી

(પૂર્વ મરણના અનુભવથી વહનશીલ) છે, એમ સમજવુ અત્યત નાનુ બાળક, અને અલ્પકીટકપણ, શાસ્ત્રદ્વારા અથવા અન્ય પુરૂષ મારફત મરણનુ દુખ ત્રાસનો હેતુ છે, એવુ સાભળ્યા વગરજ, કોઇ મારકને જોતાવારને કપિત થાય છે, એવુ આપણા જોવામા આવે છે એ ઉપરથી, પહેલા અનેકવાર અનુભવેલા દુખોથી ઉત્પન્ન થએલો વાસનાસમૂહજ આ સમયે મરણના ત્રાસનુ કારણ છે, એ સિધ્ધ થયુ આ પ્રકારે અવિદ્યાદિ પાચ, ક્લેશોના કારણ હોવાથી, તેમને ક્લેશ કહે છે અસ્મિતાદિ ચારે ક્લેશોના કારણ અવિદ્યાજ છે. એટલા માટે, અવિદ્યા (વિપર્યયજ્ઞાન, મિથ્યાજ્ઞાન) નષ્ટ થાય તોજ સઘળા ક્લેશો નાશ પામે છે હવે પચમહાપાતક કહેવામા આવે છે --

**ब्रह्महत्या सुरापानं स्तेय गुर्वंगनागम ।**
**महान्ति पातकान्याहुस्तत्संसर्गी च पचम ॥**

બ્રાહ્મણવધ, મદ્યપાન, સુવર્ણની ચોરી, ગુરૂદારાગમન એ ચાર પાતક અને એ પાપકરનારાનો સમાગમ કરવો એ પાચમુ પાતક છે એ પાચોને મુનિઓએ પચ મહાપાતક કહ્યા છે, અને એનો કરનારો પચ મહાપાતકી થાય છે એવા કહેલા પચ ક્લેશ અને પચ મહાપાતક જેની સ્મૃતિથી નાશ પામે છે, તે ભગવાનને હરિ કહે છે.

મન્દોદરીએ જ્યારે રાવણને ઉપદેશ કીધો કે, હે નાથ! શ્રીરામ એ સાક્ષાત્ દેવાધિદેવ અને પ્રકૃતિ તથા જીવોના નિયામક છે એ ભક્તવત્સલ પ્રભુએ મત્સ્યાદિ અવતાર લીધા છે, અને હાલ રઘુવશમા તેજ પ્રગટ થયા છે ત્હેમની ભાર્યાને ત્હમે બળાત્કારપૂર્વક હરી લઇ આવીને એમની સાથે દ્વેષયુક્ત સગ્રામ શરૂ કીધો છે, પરતુ એમણે કુભકર્ણને, પ્રહસ્તને, મેઘનાદ, અતિકાયાદિ પુત્રોનો સહાર કરીને આપનો પણ વધ કરવાને એ ઉદ્યત થયા છે માટે હવે પણ જો આપ સાવધ થઇને જાનકીને એમની પાસે મોકલી દેશો, અને એમને શરણે જઇને અપરાધની ક્ષમા માગી લેશો, તો એ પરમ દયાળુ હોવાથી આપના ઉપર કૃપા કરશે, એથી કરીને મ્હારી આટલી પ્રાર્થના માન્ય કરો ત્યારે રાવણે જવાબ દીધો કે, હે સ્ત્રી! રામચન્દ્ર વિષ્ણુ છે અને જાનકી લક્ષ્મીનો અવતાર છે, એ સર્વ હુ જાણુ છુ જાણી જોઇને મ્હે બળાત્કારથીજ જાનકીનુ હરણ કીધુ છે કેમકે, પરમાત્માની પ્રાપ્તિ અનન્ય ભક્તિથી અથવા દૃઢ વૈરથી થાય છે એટલા માટે, મ્હે એમની ભાર્યાનુ હરણ કરીને દૃઢ વૈર ધારણ કર્યું છે ભક્તિવડે જેટલુ પરમાત્માનુ સ્મરણ થતુ નથી, તેટલુ વૈર વડે થાય છે મ્હારા અખડ દ્વેષ-

યુક્ત સ્મરણને લીધે શ્રીરામ, જાતે યુદ્ધમા મ્હારો વધ કરશે, અને 'અન્તકાળમા રામદર્શન થઇ જવાથી' આ રાક્ષસ શરીરમા મ્હારા હાથે થએલા નિખિલ પાપકર્મોનો નાશ થઇને, દુર્લભ મુક્તિ મ્હને નિશ્ચયાત્મક રીતે પ્રાપ્ત થશે

**क्लेशादिपंचकतरंगयुतं भ्रमाढ्यं दारात्मजाप्तधनबंधुझषाभियुक्तम्।**
**और्वानलाभनिजरोषमनंगजालं संसारसागरमतीत्य हरिं व्रजामि ॥**

હે સખી! આ સંસાર એક સમુદ્રજ છે એ સમુદ્રમા અવિદ્યાદિ પંચ ક્લેશ અને તેમનાથી ઉપજનારી સ્થૂલવૃત્તિ તરંગ સમી છે એકની પાછળ એક આવનારા સુખદુઃખાદિ આવર્ત (ચક્ર) સ્થાનમા છે. સ્ત્રીપુત્ર, આપ્ત, દ્રવ્ય, બંધુ ઇત્યાદિ મગરો વડે એ યુક્ત છે વડવાગ્નિતુલ્ય પ્રખર તેજસ્વી સ્વકીય ક્રોધ એમા રહે છે, અને મદનરૂપી જાળ એમા ફેલાએલી છે આ પ્રકારના સંસારસમુદ્રનુ ઉલ્લંઘન કરીને, પરમાનંદમય હરિના પદમા હુ જાઉં છું કેમકે, વેરવડે ક્યા ના હોય? મ્હે એમનુ અખંડ ધ્યાન અને સ્મરણ કર્યું છે, તો શુ મ્હને અધોગતિ પ્રાપ્ત થશે? નહિજ એમના ભક્ત જે પ્રકારે તદ્ગતપ્રાણ તદ્ગતચિત્ત અને તત્પરાયણ થઇને જગદ્ બ્રહ્મનુ અને બ્રહ્માત્માનુ ભેદલક્ષણ કલ્મષ (માલિન્ય) પ્રક્ષાલન કરીને, ફરી પુનરાવૃત્તિને (સંસારને) પ્રાપ્ત થતા નથી, તેજ પ્રમાણે, હુ પણ વેરવડે તદ્ગતપ્રાણ, તદ્ગતચિત્ત અને તત્પરાયણ થયો છુ. તો મ્હારામા કલ્મષ (પાતક) શી રીતે રહે? એટલા માટે હુ નિઃસંશય ત્હેમના અવિનાશી અચલપદને પ્રાપ્ત થઇશ, એમ સમજજે આ ઉપરથી પરમાત્માની અખંડ સ્મૃતિ સકલ પાપનાશિકા છે, એમ સિદ્ધ થયુ એટલા માટે સ્મૃતિ યાને સ્મરણ ભક્તિ કરવાને સારૂ કહે છે કે —

પદ–રાગ બહાર, તાલ તિતાલા

**કર હરિસ્મરણ જનન ભય ટારો । તન મન ધનસે નિતહી યારો[૧] ।ટેક।**
**મુરલિ અધરધર સુંદર નાગર । ગૌવનકો રખવારો ॥ ૧ ॥**
**સૂરત શ્યામ મૂરત ખૂબ । નૈનન રૂપ નિહારો ॥ ૨ ॥**
**દત્તાત્રય પ્રભુ નાથ નિરંજન । પુરન બ્રહ્મ હૈ મેરો ॥ ૩ ॥**

એકાગ્ર ચિત્તવડે નિરંતર હરિનુ સ્મરણ કરવાથી જન્મ જરા મરણ-ભયયુક્ત સંસાર નિવૃત્ત થઇ જાય છે ગીતોપનિષદ્મા ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર એજ કહે છે

હે અર્જુન! જે યોગી મ્હારાથી વ્યતિરિક્ત (ભિન્ન) અન્ય વિષયને

---
૧ હે મિત્રો!

अनन्यचेता सततं यो मां स्मरति नित्यश ।
तस्याह सुलभ पार्थ नित्ययुक्तस्य योगिन ॥
मामुपेत्य पुनर्जन्म दु खालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मान ससिद्धिं परमा गता ॥

વિષે ચિત્ત રાખતો નથી, અને યાવજ્જીવ નિરન્તર મ્હારૂ સ્મરણ કર્યા કરે છે, એવા નિત્ય સમાહિત ચિત્તવાળાને હુ પરમેશ્વર, જો કે બીજાઓને દુર્લભ છુ, તથાપિ ત્હેને વગર આયાસે પ્રાપ્ત થવાને માટે યોગ્ય છુ કેમકે, એને બીજાયોગીની માફક પ્રાણાયામના અભ્યાસનો કલેશ, ઇન્દ્રિયનિરોધનો શ્રમ, મનોનિગ્રહનો આયાસ, સુષુમ્નામાર્ગથી ઉર્ધ્વગમન કરવાનુ દુ ખ, શીર્ષકપાલભૂમી વગેરે આવરણ ભેદની વ્યથા કિંચિત્ પણ નથી પરતુ અહીજ સ્થિત થઇને પ્રારબ્ધનો નાશ થયા બાદ પ્રાણેન્દ્રિય અને મનોબુદ્ધિનો સુષુપ્તિની પેઠે બ્રહ્મમા લય થઇને વિનાપ્રયત્ને, જીવ પ્રાજ્ઞસ્વરૂપને (સુષુપ્તિના સાક્ષીભૂત આત્માને) જે પ્રકારે પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે અનન્ય ચેતથી સ્મરણ કરનારો પુરૂષ નિર્વિશેષ નિષ્કલ, નિષ્ક્રિય અને પરમાનદઘન મ્હને બ્રહ્મને પ્રાપ્ત થાય છે આ શ્લોકમા '**अनन्यचेता**' એ પદપરથી સત્કાર, '**सततं**' એ પદપરથી **नैरन्तर्य**, અને '**नित्यश**' એ પદવડે દીર્ઘકાલત્વ સ્મરણને માટે હોવુ જોઇએ, એમ પાતજલમતને અનુસરીને કથન કરેલુ છે

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमि ।**

એ સ્મરણાભ્યાસ દીર્ઘકાલ યાને યાવજ્જીવપર્યન્ત અને પ્રતિક્ષણને વિષે વિક્ષેપશૂન્યરીતે અત્યાદરપૂર્વક કરવો જોઇએ, તોજ દૃઢભૂમિ થઇને પરમગતિને માટે કારણભૂત થાય છે જન્મજન્માતરને વિષે જીવે વૈષયિક વાસનાઓનો જે સગ્રહ કરી રાખ્યો હોય, તે શી રીતે અલ્પકાલના સ્મરણાભ્યાસ વડે નાશ પામી શકે ? તેને માટે ઘણા લાબા કાલપર્યન્ત અને વ્યવધાન રહિત તથા આદરપૂર્વક સ્મરણ કરવાની આવશ્યકતા રહે છે વ્યાવહારિક વિષયોનુ કેટલા બધા વખત સુધી અભ્યાસ (ચિન્તવન, આવૃત્તિ) કર્યાથી તેમની અખડ સ્મૃતિ થઈ શકે છે, એ વાતનો સઘળાને અનુભવ છે જ, તથા તેમને માટે આદર બુદ્ધિ રાખવામા આવે છે, ત્યારેજ તે ફલપ્રદ નીવડે છે તેજ પ્રમાણે પરમાત્માના સ્મરણ અભ્યાસને માટે માનસ-ઉત્સાહ અખડપણુ અને ચિરકાલત્વ થશે, ત્યારેજ તે ભગવત્ પ્રાપ્તિ કરાવી દેશે એને માટે એક ઉદાહરણ આપવામા આવે છે, જે પરથી એ વાત ધ્યાનમા આવશે.

એક બ્રાહ્મણ રામચન્દ્રની ભક્તિપરાયણ હતો, પરંતુ દરિદ્રી હતો એથી તે બહુ દુઃખી થઈને 'કહીં વિદેશમાં જઈએ તો પૈસા મળે' એ હેતુથી, પોતાનું ગામ છોડીને બીજે ગામ જવા નીકળ્યો ફરતાં ફરતાં તે કોઈ યવનના ગામમાં બપોરના સમયે આવી પહોંચ્યો, અને ભીખ માગવા લાગ્યો એને ખબર ન હતી કે આ ગામમાં બધા યવનજ યવન છે બ્રાહ્મણ તથા યવનનો ધર્મસંબંધી બાબતમાં પ્રથમથીજ વિરોધ છે એ નિયમને અનુસરીને ત્યાંના કેટલાક યવનોએ તે બ્રાહ્મણને બળાત્કારે ભ્રષ્ટ કીધો અને યવનદીક્ષા દીધી, શિખાસૂત્ર તોડી નાખ્યાં, અને સ્વજાતિના ધર્મકર્મ શીખવ્યાં પરંતુ એના ઘણાં વર્ષ બ્રહ્મજાતિમાં તથા એ જાતિના કર્માનુષ્ઠાનમાં અને રામજીના ભજનમાં વીતી ગએલાં હોવાથી, એને અલ્પકાલમાં તે યવન-જાતિનાં કર્મ વગરભૂલે શી રીતે આવડી શકે ? નિત્ય નિમાજ પઢતી વખતે, એ લોકોના ધર્માનુસાર ખુદા બોલવાને બદલે, એના મુખમાંથી, 'હે રામ' એવા શબ્દ નીકળતા હતા એક દિવસ જ્યારે તે યવનલોકો એને પૂછવા લાગ્યા કે કેમરે ? હવે રામના નામ સાથે ત્હારે શો સબંધ છે ? તું તો યવન થયો છે, તેથી નિમાજ પઢતી વખતે ત્હારે ખુદાનું નામ લેવું જોઇએ ત્યારે તે બ્રાહ્મણે કહ્યું, ભાઇઓ ! ત્હમારી વાત સાચી છે કે, મ્હારે ખુદા ખુદા એમજ બોલવું જોઇએ કારણ કે, હું ત્હમારી જાતિમાં ભળી ગયો છું, પરંતુ સાઠ વર્ષ પર્યન્ત મ્હારૂં આયુષ્ય બ્રાહ્મણ જાતિમાં અને શ્રીરામના ભજનમાં ગયું છે તો બે માસથીજ યવન બની જવાથી એકાએક પૂર્વ સંસ્કાર શી રીતે નષ્ટ થઈ જવાના હતા ? નિમાજ વખતે જે પ્રમાણે ત્હમારે મ્હોંયે કદી રામનું નામ નહિ આવે, તેજ પ્રમાણે મ્હારા મુખમાંથી ખુદાનું નામ નીકળવું અસંભવિત છે એને માટે ઘણા કાળની આવશ્યકતા છે, ત્યારેજ હૃદયસ્થ પૂર્વના દૃઢ સંસ્કાર નાશ પામીને નવિન ઉદ્‌ભૂત થાય છે એ ઉપરથી વિચાર કરવો કે, અનંત જન્મના અનંત સંસ્કાર અલ્પકાલના સ્મરણાભ્યાસથી શી રીતે નિર્મૂલ થઇ જશે ? એટલા માટે ભગવાન્ શ્રીકૃષ્ણના અને પતંજલિના વચનાનુસાર યાવજ્જીવ, સતત અને આદરબુદ્ધિથી સ્મરણાભ્યાસ કરવો જોઇએ, એ ફલિત થયું. એ પ્રમાણે અનન્યચિત્તથી સ્મરણ કરનારાને સુલભતાથી ભગવત્પ્રાપ્તિ થાય છે, એમ કહ્યું હવે ભગવત્પ્રાપ્તિ જેમને થઇ છે, ત્હેમને શું ફળ મળે છે, તે કહેવામાં આવે છે

હે અર્જુન ! સચ્ચિદાનંદૈકરસ પરબ્રહ્મસ્વરૂપ જે હું, તે મ્હારી એક-રસતાને પ્રાપ્ત થયા પછી કેવલાનંદમયી સંસિદ્ધિ ( મત્સ્વરૂપસ્થિતિલક્ષણ

વિદેહમુક્તિ ) ને પ્રાપ્ત થએલા મહાનુભાવ યતિ (યોગી, બ્રહ્મનિષ્ઠ) નશ્વર અને આધ્યાત્મિકાદિ દુ ખોના સ્થાનરૂપ જન્મને ધારણ કરતા નથી સારાંશ, વિદેહમુક્તિને પ્રાપ્ત થએલા બ્રહ્મજ્ઞાની પુરૂષો ફરી પાછા અનિત્ય અને દુ ખ-બહુલ એવા દેવ કિંવા પ્રાજાપત્ય, ગાંધર્વ, માનુષ ઇત્યાદિકોના અથવા અન્ય પણ કોઈ શરીરને પ્રાપ્ત થતા નથી કારણના અભાવથી કાર્ય નાશ થાય છે અવિદ્યા, કામ અને કર્મ શરીર પ્રાપ્તિના કારણ છે સમ્યક્ જ્ઞાનરૂપ મહાગ્નિ-જ્વાલા વડે તે સઘળા ભસ્મ થઇ જવાથી, મુક્ત પુરૂષોની પુનરાવૃત્તિ થતી નથી '**न च पुनरावर्तते न च पुनरावर्तते**' એમ શ્રુતિમા પણ કહેલુ છે તેમજ કબીર પણ કહે છે કે પરમાત્માના સ્મરણને વિષે મન કેવી રીતે લગાડવુ જોઇએ ? તો —

॥ દોહા ॥ સુમિરનસો મન લાઇએ જૈસે નાદ કુરંગ ।
કહે કબિર બિસરે નહિ પ્રાણ તજે તેહિ સંગ ॥

જે પ્રમાણે કુરંગ (હરણ) નુ મન ગાયનના નાદમા લીન થઇ જાય છે, તેજ પ્રમાણે પરમાત્માના નામસ્મરણમા મન તલ્લીન થઇ જવુ જોઇએ હરણને પકડવાને વ્યાધલોક કપટગાયન શરૂ કરે છે અથવા તતુવાદ્ય 'બીન સનાસદિ' બજાવે છે અને જ્યારે તે તેમા લુબ્ધ થઇ જઇને પાસે આવે છે, ત્યારે તેને પકડી લે છે, એવુ કેટલાક સ્થાનમા વર્ણન છે એ હરણનુ મન કદી ગાયનને વીસરતુ નથી એટલુજ નહિ પરતુ તેની સાથે સાથેજ પોતાના પ્રાણ પણ તજી દે છે એજ પ્રમાણે જ્યારે સાધકનુ મન પરમાત્માના સ્મરણને વિષે ચોટી જાય છે, ત્યારે હ્રેને પ્રાણની પરવા પણ ક્યા રહે છે ? ભલે નીકળી જાય ! કવિ કહે છે કે —

**गीत्वा किमपि व्याध श्रृग जग्राह तरुणहरिणस्य ।**
**तमथ समीक्ष्योद्यतकरमेणीमपि लज्जिता व्याधी ॥**

કોઇ અરણ્યને વિષે કોઈ વ્યાધે અદ્ભુત ગાયન કરીને તે ગાયન વડે વિલીન થયુ છે ચિત્ત જેનુ એવા તરૂણ કુરંગ (હરણ) ના શૃગને પકડી લીધુ એમા એનો એ ભાવ હતો કે મ્હારા ગાયનથી આનદિત થએલો જે તુ તે મ્હને આ શિરનુ દાન કર પશુ વગેરે પણ ચતુર, જ્ઞાની હોય છે તે હરણ, જ્યારે એ વ્યાધનો અભિપ્રાય જાણીને માથુ આપવાને તૈયાર થયો, ત્યારે પતિભક્તિથી હ્રેની સ્ત્રી હરણી પણ પોતાનુ શિર આપવાને તૈયાર થઈ એવુ જોઇને તે વ્યાધની ધર્માર્થચારિણી સ્ત્રી વ્યાધી જે સાથે હતી તે લજ્જા પામી કેમ ? તો હ્રેના મનમા એવુ આવ્યુ કે, જુઓ ! આ હરણ પશુ હોવા છતા પણ દાતા થયો છે, અને આ હ્રેની સ્ત્રી હરણી પતિવ્રતા અને દાતાની ભાર્યા

છે, અને મ્હારો પતિ મનુષ્ય છે, છતા પશુની પાસે યાચના કરે છે અને હુ એ યાચકની ભાર્યા થઉ, અર્થાત્ હમારા મનુષ્યો કરતા પશુ પણ શ્રેષ્ઠ છે. એવા અભિપ્રાયથી શરમાઈ ગઇ અથવા લજ્જાનુ બીજુ પણ કારણ આનુ બતાવી શકાય

તે વ્યાધીનો પહેલો વિવાહિત પતિ મરી જવાથી, ત્હેણે બીજા પુરૂષની સાથે વિવાહ કર્યો હતો, અને તેજ દ્વિતીય પતિ એની સાથે ત્યા આગળ હતો ત્હેને જોઇને એ ચિન્તન કરવા લાગી કે, ધન્ય છે આ હરણીને ! કે જે પતિવ્રતા હોવાથી, પતિનો વિયોગ પોતાનાથી સહન થશે નહિ એવા વિચારથી શીરોદાન કરવાને પ્રવૃત્ત થઈ અને મ્હે તો વિવાહિત પ્રિય પતિ મરી જવા છતા જીવન ધારણ કર્યુ અને બીજા પુરૂષને સ્વીકાર્યો ધિક્કાર છે મ્હારા સ્ત્રીત્વને તથા અસતીપણાને !! આ હેતુથી લજ્જા પામી કે શુ એમ લાગે છે કિંવા બીજો પણ વિચાર ત્હેના મનમા આવવાથી તે લજ્જીત થઇ હોય આ મ્હારા પતિએ ગાયન કર્યુ, પરતુ જે કર્ણે શ્રવણ કર્યું અને તેનાથી આનદ પામ્યો તે દાતા કર્ણની[1] આગળ યાચનાને માટે હાથ લબાવ્યો નહિ અને નીરસ, કઠણ, કુટિલ શીંગડાની આગળ હાથ લાંબો કર્યો, એ અનુચિત કર્યું આ જો કે ત્હેણે અનુચિત કર્યું તો પણ ગીત-રસરત હરિણે, યાચક સ્વાભાવિક રીતેજ દીન હોય છે એવુ જાણીને, પાત્રવિચાર રહિત થઇને, એ પોતાના શિરનુ દાન કરવાને તૈયાર થયો એથી તે વ્યાધી એ હરણને ચતુર સમજીને અને પોતાના પતિને મૂઢ સમજીને તથા એવા ચતુર પતિની પત્ની થવાનો લાભ તે હરણીને થએલો હોવાથી ત્હેને ભાગ્યવતી ગણીને, અને પોતાને મૂઢ પતિનો લાભ થયો એવા વિચારથી મનમા લજ્જા પામી [આ શ્લોક સમજવામા જરા કઠીણ લાગશે, તથાપિ ચમત્કૃતિ જનક હોવાથી આપ્યો છે, અને બની શકે તેટલી સુલભતાથી એના અર્થનુ વિવરણ કરેલુ છે] હવે એનો ધ્વનિતાર્થ દેખાડીશુ

આપણે પણ આ સસારારણ્યને વિષે વ્યાધની માફક સર્વત્ર વિચરીને,

---

૧ આ ઠેકાણે કર્ણ શબ્દપર શ્લેષ છે માટે બે અર્થ સમજવા એક કર્ણ એટલે કાન, અને બીજો અગદેશાધિપતિ દાન શૂર કર્ણ દુર્યોધન શૃગતુલ્ય કઠણ હતો, એણે કરેલા દાનનુ કોઇ પણ સ્થળમા વર્ણન નથી. પરતુ કર્ણની દાન શૂરતા ઇતિહાસ પુરાણાદિકોને વિષે પ્રસિદ્ધ છે કર્ણની કોઇ સ્તુતિ કરે અને ત્હેની પાસે કાંઇ યાચના કરે તો કદી કોઇ યાચક વિન્મુખ થતો નહિ, પરતુ દુર્યોધનની પાસે કોઇ જાતુ, તો ત્હેને કદી કશુયે મળતુ નહિ

શબ્દાદિ વિષયોનો શિકાર કરીએ છીએ, અને તે મેળવવાને કાજે હરિણુ[1] સ્થાનમા વિરાજમાન થઈ રહેલ પરમાત્માની આગળ ગાયનાદિ કરીએ છીએ. પરતુ મૂઢતાથી પેલા વ્યાધની પેઠેજ આપણે શૃગગુણયુક્ત યાને અતરમા શૃગતુલ્ય હિસકવૃત્તિઓ ધરાવનારા મનુષ્યોના પગ પકડીએ છીએ, અને નીરસ, (પ્રેમશૂન્ય) કઠ્ઠણ (દયાશૂન્ય) કુટિલ (વક્ર) એવા શૃગીઓની આગળ યાચનાર્થ હાથ લબાવીએ છીએ પરતુ તેનાથી શો લાભ થશે? આપણી એ કૃતિ જોઇને કેટલીકવાર આપણી પોતાની બુદ્ધિ પણ લજ્જીત થઇ જાય છે તે પ્રમાણે પરિવારના માણસો અને બીજા પણ લોકો ઉપહાસ કરે છે કે, જુઓ! આ કેટલો મૂઢ છે! ગાયન કરે છે કોની આગળ અને યાચના કરે છે કોની પાસે? એમ હોવા છતા પરમાત્મા રસજ્ઞ હોવાથી તે હરણની[2] પેઠે ગાયકના ગુણ જાણીને અને રસિકના પીછાણીને તેની સેવાના બદલા તરીકે પોતે જાતે અગર બીજાની મારફત ત્હેની કામના પૂર્ણ કરી દે છે ત્યારે આપણે સમજીએ છીએ કે જે શૃગીઓની આપણે પ્રાર્થના કરતા હતા, ત્હેમની પાસેથી તો કશુ મળ્યુ નહિ, પરતુ પરમાત્માએ આ અચાનક લાભ કરાવી દીધો સારાશ, દીનતા છોડીને શૃગતુલ્ય[3] મારકવૃત્તિયુક્ત પુરુષોના

---

૧ '**हरति मन हरिण,**' किंवा '**ह्रियते गीतेन वा हरिण**'। જે મનનુ હરણ કરે છે તે, અથવા ગાયન વડે જેને આકર્ષિત કરવામા આવે છે, તે હરિણ આ વ્યુત્પત્તિપરથી પરમાત્મા હરિણ ઠરે છે '**चेतोहर**', '**मनोहर**' ઇત્યાદિ અને '**मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि**' એવા વર્ણન પ્રસિદ્ધજ છે

૨ જે પ્રકારે તે કર્ણે (કાને) શૃગની પાસે એ વ્યાધ યાચના કરતો હતો, તે છતા પોતાના શિરનુ દાન કરીને ત્હેનો હેતુ પૂર્ણ કર્યો, તે પ્રમાણે પરમાત્મા કર્ણ કરતાયે વધારે ઉદાર છે! દીન યાચકની કામના તે સ્વત અને પરત પૂર્ણ કરે છેજ એમ સમજી લેવુ તે કર્ણે પણ હરિણની પાસે શિરોદાન કરાવીને ત્હેને પૂર્ણ કામ કર્યો હતો, એ **परत** (બીજાની મારફત) કામ પૂર્ણ થાય છે, તે પક્ષમા સમજવાનુ છે

૩ **शृणाति संहरति इति शृंगं** પશુઓના શિરપર શૃગ હોય છે, જેનાથી તેઓ મારે છે અને એટલા માટે કહ્યુ છે, કે નદી, નખી, શસ્ત્રપાણી અને શૃગી એમનો કદી વિશ્વાસ નહિ કરવો તેજ પ્રમાણે શૃગવત્ મારકવૃત્તિઓ જેમનામા રહે છે, તેઓને શૃગીજ જાણવા પશુના શિરપર અને તેમના પેટમા શૃગ હોય છે એટલોજ માત્ર ફરક છે પરતુ મારા

ગુણગાન તથા ત્હેમની પાસે યાચના નહિ કરતા, હરિગુણતુલ્ય પોતાના યશોગાનથી આકર્ષિત થનારા પરમાત્માની આગળ ગુણગાન કરવા અને ત્હેમને સન્તુષ્ટ કરીને પ્રાપ્તવ્ય અર્થ સંપાદન કરવો પરમાત્મા અહર્નિશ પોતાનુ ચિન્તન કરનારાને સ્વરૂપ પ્રાપ્તિ કરાવી દે છે કબીર વળી એમ પણ કહે છે કે --

દોહા—સુમિરનસો મન લાઇએ જૈસે દીપ પતંગ ।
પ્રાણ તજે છિન એકમે જરત ન મોડે અંગ ॥
સુમિરનસો મન લાઇએ જૈસે કીટ ભિરંગ ।
કબિર બિસારે આપકો હોય જાય તેહ રંગ ॥
સુમિરનસો મન લાઇએ જૈસે પાની મીન ।
પ્રાણ તજે પલભી છુડે સત કબીર કહે દીન ॥

જે પ્રમાણે પતંગીયુ દીવાને જોઇને તેના પર જઇને ઝંપલાવે છે અને શરીર સળગી જવા છતા તેમાથી પાછુ હટતુ નથી, મરી જાય છે એવુ જોવામા આવે છે, તે પ્રમાણે પરમાત્માના ગુણોના અને નામોના સ્મરણને વિષે મનુષ્યનુ મન આસક્ત થવુ જોઇએ અને પ્રાણાન્તસમય પ્રાપ્ત થવા છતા તેમથી નિવૃત્ત નહિ થવુ જોઇએ કિંવા ભૃંગ (ભ્રમર) નુ સ્મરણ

---

શૃંગી-પશુ-ને જોઇને મનુષ્ય દૂર હટી જાય છે, તે પ્રમાણે જેમના પેટને વિષે શૃંગ ઉતર્યા છે, તેવા શૃંગીને પીછાણી (પારખી) શકાતા નથી અને તેથી મનુષ્ય ત્હેમનાપર વિશ્વાસ રાખીને ત્હેમની પાસે જાય છે કવિએ શ્લિષ્ટાર્થમા કહ્યુ છે કે —

शृंग्यर्भकोऽपि कुपित घाताय महतां मत ।
अचिरादेव यस्मात्त पंचतां राजकुंजर ॥

બાલશૃંગી-બળદ ભેસ ઇત્યાદિ પશુના વાછરડા--પણ કુપિત થતા મોટા મોટા પ્રાણીઓને મારી પાડે છે, એ વાત સર્વ સમત છે કેમકે, શૃંગીબાળકવડે રાજકુંજર-મહાગજ-શીઘ્રજ માર્યો ગયો-મરણ પામ્યો-એ વાત સુપ્રિદ્ધ છે [એમા શૃંગી અને રાજકુંજર એ પદના બે અર્થ છે શૃંગી-શૃંગયુક્ત પશુ, અને શૃંગી શમીકમુનિનો પુત્ર રાજકુંજર-ગજશ્રેષ્ઠ અને નૃપશ્રેષ્ઠ] શમીકપુત્ર શૃંગી બાળક હોવા છતા ત્હેણે શાપ દીધાથી પરીક્ષિત રાજા તક્ષકદંશ પામીને મરી ગયો એટલુ તો એનામા સામર્થ્ય હતુ ! તેજ પ્રમાણે શૃંગી મારકવૃત્તિ ધારણ કરનારા અર્ભક-મૂઢ હોવા છતા મોટા મોટાને મારી પાડે છે, માટે તેમનો વિશ્વાસ કરવો નહિ.

કરતા કરતા કીટક તદ્રૂપતાને પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે જે મનુષ્યનુ મન પરમાત્માનુ સ્મરણ કરતુ હશે ત્હેને પોતાનુ વિસ્મરણ થઇને ભગવદ્રૂપતા પ્રાપ્ત થશે. અથવા મીન (માછલું) એક પલ પણ પાણી વિના રહેવાનુ નહિ, કેમકે તેમ થતા તેનુ મોત નીપજે છે તેજ પ્રમાણે ઇશસ્મરણમા મન લાગવુ જોઇએ, કે પલ પણ પ્રભુ નામની વિસ્મૃતિ થાય તો જીવ જવા જેવી વ્યથા થાય આ પ્રકારે એકાગ્રતાથી અને નિરન્તર સ્મરણ કરનારા ભક્તને પરમાત્મા ક્યાં દૂર હોય છે ? નહિજ.

કળિકાળમા ઘણા ભક્તો થઈ ગયા છે, જેમાહેનો સેનાનાઈ (હજામ) એક હતો. સસારને દુ ખદ સમજીને તે સાર્વકાલ શ્રીહરિના સ્મરણમા પ્રવૃત્ત થયો હતો અને શ્રીકૃષ્ણની ચતુર્ભુજ મૂર્ત્તિ બનાવીને તેનુ પૂજન કરતો હતો જન્માન્તરના દોષથી ભલે નીચ યોનિમા જન્મ થાય તથાપિ શ્રીહરિના શરણે જઇને ત્હેમના સ્મરણાદિને વિષે રત થાય તો, જે પ્રમાણે નાની નદી ગગાને મળી જાય છે તો ગગારૂપ થઈ જાય છે અને તેનુ માલિન્ય દૂર થઇ જાય છે, કિવા સ્પર્શ મણીને લોહનો સ્પર્શ થતાજ તેના પૂર્વવર્ણનો નાશ થઇને તેને સુવર્ણ (શોભનવર્ણ) ની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ તેનુ સોનું બની જાય છે, તેજ પ્રમાણે, અખિલદોષ દૂર થઇને ઉત્તમ વર્ણ[1] (ભગવદ્રૂપ)ની તેને પ્રાપ્તિ થાય છે સેનાનાઈ પ્રાત કાળમા વહેલો ઉઠીને સ્નાન કરે અને ભગવાનનુ પૂજન વગેરે કરીને પછી સસાર કાર્ય કરતો હતો નિત્ય ગીતા ભાગવતાદિ પુરાણ શ્રવણ કરીને અખડ હરિના સ્મરણને વિષે ચિત્ત રાખતો હતો, અને જલમાહેના કમલપત્રની પેઠે સસારમા અલિપ્ત રહેતો હતો બાપદાદાના વખતથી હજામપણાની એની વૃત્તિ હતી, તેજ પ્રમાણે તે કાર્ય કરીને નિર્વાહ ચલાવતો હતો તે બાદશાહની પાસે નોકરી કરી રહ્યો હતો, અને જે મળતુ તેમા સતોષ માનીને સસાર ચલાવતો હતો

એક દિવસ તે પ્રાત કાળે સ્નાન કરીને પૂજામા બેઠો હતો અને શ્રીકૃષ્ણના સ્વરૂપમા એની તદાકાર વૃત્તિ થઇને દેહભાન પણ નષ્ટ થયુ હતુ, તેથી તે દિવસે બાદશાહની પાસે એનાથી નહિ જઇ શકયુ મધ્યાન્હકાળ થઇ જવા છતા એને સમયનુ ભાન રહ્યુ નહિ અને આણી તરફ બાદશાહે એની બહુ બહુ રાહ જોઇ, તથાપિ એ આવ્યો નથી એવુ જાણીને ગુસ્સે થઇને ત્હેણે એ સેનાને જલદી બોલાવી મગાવવાને દૂત મોકલ્યો ત્હેને

૧ ચિદ્રૂપ પરમાત્માસમાન બીજા કોનો ઉત્તમ વર્ણ--રગ--છે ? તેને લીધેજ સઘળાના ઉત્તમ વર્ણ (રગ, સૌન્દર્ય, તેજ ઇત્યાદિ) છે ચૈતન્ય ગયા બાદ દેહનો કેવો વર્ણ થાય છે, તે શુ જોતા નથી ?

જોઇને સેનાની પત્નીએ પતિને કહ્યું કે, રાજાનો સિપાહી બોલાવવા આવ્યો છે, તો હવે આ પૂજા ધ્યાન વગેરેનુ વિસર્જન કરીને નોકરીપર જાઓ ભગવદ્ધ્યાન અને પૂજનમા વિઘ્ન આવ્યુ તેથી એને મનમા ભારે સંતાપ થયો અને કાન્તાને કહેવા લાગ્યો કે, 'ઘરમા હું નથી' એમ એને કહેજે પતિની આજ્ઞાનુસાર સ્ત્રીએ તે સિપાહીને કહ્યુ કે બાદશાહને જઇને કહેજો કે સેના બહાર ગયો છે જ્યારે ત્હેણે આવીને તેવુજ કહી દીધુ કે 'સેનાનાઇ ઘેર નથી, કહી બહાર ગયો છે,' ત્યારે તો બાદશાહ વધારે ગુસ્સે થયો અને કહેવા લાગ્યો, 'આ હજામ કેવીક નોકરી કરે છે ? કેટલો મગરૂર થયો છે ?' ત્યાર બાદ થોડો વખત રહીને ત્હેણે સિપાહીને કહ્યુ કે, ફરી જઇને એને ગમે ત્યાથી હુડી લઇ આવો બાદશાહે એ પ્રમાણે દૂતને ચાર પાચ વખત મોકલ્યો, છતા 'ઘરમા નથી' એજ જવાબ ત્હેના ઘરમાથી મળ્યા કીધો એવુ જોઇને ત્હેના એક દાયાદે (ભાઇએ) સેના ઘરમા છે એવુ જાણીને ઝટ બાદશાહને તે સમાચાર કહી દીધા હજૂર ! 'સેનાનાઈ તો ઘરમાજ છે, અને જુઠું કહેવડાવે છે કે, હુ ઘરમા નથી એ વાત મ્હે નજરેનજર જોઈ છે, તેથી કહુ છુ'

ત્યારે તો સેના જુઠુ બોલે છે, એવુ જાણીને બાદશાહનો ક્રોધ અનિવાર થયો અને ત્હેણે અરબ સિપાહીઓને બોલાવીને હુકમ કર્યો કે સેના હજામ ઘણો ઘણો મગરૂર થયો છે, જુઠુ બોલે છે, માટે એને ઘેર જઇને એને બાંધીને પહેલા મ્હારી પાસે લઈ આવો, બાદ હુ એને ભયકર શિક્ષા કરૂં યમના દૂત પ્રાણહરણ કરવાને માટે જે પ્રકારે આવે છે, તેજ પ્રમાણે બાદશાહની આજ્ઞા થતા વારને અરબ દૂતો સેનાને ઘેર આવી પહોચ્યા અને તેઓએ એના મકાનને ઘેરો ઘાલ્યો કાગડો જે પ્રમાણે ક્ષત (વ્રણ) જોઇને દોડે છે, તે પ્રમાણે ખલ પુરૂષ સજ્જનના ન્યુન (છિદ્ર) જોઇને આનદથી ત્હેને દુ ખ દેવાને દોડે છે સેનાને શિક્ષા થાય, તેમા એના દાયાદને શો ફાયદો ? પરન્તુ દુષ્ટોનો હોય છે એવોજ સ્વભાવ ! માખી પેટમા જાય છે, તો ખાધેલુ પેટમાથી બહાર કાઢે છે, અને પોતે પણ મરણ પામે છે તે પ્રમાણે દુર્જનો પણ કદી ચુપચાપ બેસવાના નહિ, ચાડી ચુગલી કર્યા કરશે અને બીજાને દુ ખ દયા કરશે કવિઓએ કહ્યુ છે કે --

तुष्यन्ति भोजनैर्विप्रा मयूरा घनगर्जितै ।
महान्त परकल्याणैर्नीचा परविपत्तिभि ॥

બ્રાહ્મણો મિષ્ટાન્નથી સતુષ્ટ થાય છે, મેઘોની ગર્જનાથી મોર હર્ષિત થાય છે, મહાત્મા પુરૂષને બીજાનુ કલ્યાણ થવાથી, તેમજ નીચ દુર્જનને

બીજાને વિપત્તિ (દુ ખ) આવી પડવાથી આનદ થાય છે, પરતુ પરમાત્મા પોતાના ભક્તનુ સર્વત્ર અને સર્વકાલ રક્ષણુ કરનારા હોવાથી ત્હેને વિપત્તિ કશી થતીજ નથી બાદશાહે જ્યારે આ પ્રમાણે કર્યું, ત્યારે પરમાત્માએ તે સેનાનુ સ્વરૂપ ધારણુ કયુ અને ગુપ્ત રીતે ત્હેના ઘરમાથી કપડા લીધા અને ત્હેની પેટી બગલમા ઘાલીને બાદશાહની પાસે પ્રગટ થઇને ત્હેને મુજરો કર્યો

પરમાત્માને જોતા વારને બાદશાહનો ક્રોધ શાન્ત થયો, અને ત્હેણે એને કાઈ પણુ પૂછ્યુ નહિ ઝટ બાદશાહને આસનપર બેસાડીને ભગવાને ત્હેની હજામત કીધી, અને એક સુવર્ણની કટોરીમા સુગધીદાર તેલ લઇને ત્હેના શરીરપર માલીસ કર્યું પરમાત્માનો હાથ શરીરે અડકતા વારને બાદશાહ એટલો તો શાન્ત અને સુખી થયો કે ના પૂછો વાત! એટલામા શો ચમત્કાર થયો કે, પાસે જે તેલની કટોરી મુકી હતી ત્હેનાપર બાદશાહની નજર એકાએક પડતા ત્હેમા એણે પિતામ્બરધારી ચતુર્ભુજ મુગુટકુડલ-યુક્ત પરમાત્માની મૂર્તિ દીઠી ત્યારે તો વિસ્મિત થયો અને કોનુ આ પ્રતિબિબ છે, તે જોવા લાગ્યો ઉપર જુએ છે તો સેના અગમર્દન કરે છે, અને પ્યાલામા જુએ છે તો માધવની મૂર્તિ!! ત્યારે તો એનુ દેહભાન જતુ રહ્યુ અને અખિલ ઇન્દ્રિય અને મનોબુદ્ધિ પણુ તે સ્વરૂપને વિષે લીન થઈ ગઇ થોડા વખત પછી બાદશાહે સેનાને ફરી કહ્યુ, તુ ઘણો ચતુર, અને ગુણી છે, મ્હારી પાસે નિરન્તર રહે, હવે ઘેર જઇશ નહિ અને જશે તો મ્હારા પ્રાણુ રહેશે નહિ' સેનાએ કહ્યુ, હુ તો સદા હજુરની પાસેજ છુ દૂર ક્યા છુ! વાસ્તવિક રીતે જોતા, પરમાત્મા અન્તર્યામી હોવાથી, અત્યન્ત સમીપવર્તિ છે, પરન્તુ વિશુદ્ધ અન્તકરણવાળાજ ત્હેમને જોઈ શકે છે મલિનચિત્ત પુરૂષોને માટે તે અત્યન્ત દૂર છે સેનાએ કહ્યુ, હુ હમણા ઘેર જઇને પાછો જલદી આવુ છુ બાદશાહે પ્રસન્ન થઇને ત્હેને સુવર્ણની મહોરો આપીને શીઘ્ર આવવા કહ્યુ પરમાત્માએ તે દ્રવ્ય પેલી પેટીમા મુકીને પાછી ત્યાની ત્યાજ સેનાના ઘરમા મુકી દીધી

સેના જ્યારે ગયો ત્યારે બાદશાહ પાગલ બની ગયો અને ત્હેને ખાવુ પીવુ ન્હાવુ વગેરે કાઇ પણુ સુઝે નહિ એવી અવસ્થા થઇ ગઇ ત્હેને દૂતોને કહ્યુ કે, 'જલદી સેનાની મુલાકાત કરાવો, તો મ્હારા પ્રાણુ બચે, એથી એને ઘેર જઇને બોલાવી લાવો' આણી તરફ આરબ સિપાહીઓ જે પહેલા ગયા હતા, ત્હેમણે સેનાને મુશ્કેતાટ બાધ્યો અને ત્હેને દરબારમા લઇ આવવા લાગ્યા એટલામા બાદશાહે ફરી પાછા દૂતોને બોલાવી લાવવા મોકલ્યા હતા તેઓએ

આવી પહોચીને એને બંધમાથી છુટો કીધો અને ઝટ ચાલવા કહ્યુ સેનાએ ઘરમાથી હજામત કરવાની પેટી લીધી અને દૂતોની સાથે બાદશાહની પાસે આવી પહોચ્યો સેનાને જોઇને બાદશાહે ઉભા થઇને ત્હેની પાસે આવીને કહ્યુ કે 'હે સેના! મ્હારી હજામત કરીને ત્હે જે રૂપ મ્હને બતાવ્યુ હતુ, તે ફરી બતાવ,' એટલુ કહીને ત્હેના પગપર માથુ મૂકયુ

સેનાએ કહ્યુ, હજુર! હુ કયારે આવ્યો હતો અને આપની હજામત કયારે બનાવી? બાદશાહે કહ્યુ, એક પ્રહર પહેલા તુ આવ્યો હતો અને મ્હારા શરીરે તેલ મર્દન ક્રતી વખતે તેલના પ્યાલામા ત્હે મ્હને ચતુર્ભુજ સ્વરૂપના દર્શન કરાવ્યા હતા એટલુ કહીને તેનથી ભરેલો પ્યાલો ત્હેની આગળ ધર્યો, અને તેમા સેનાને જોવાને માટે કહ્યુ સેનાએ તેમા જોયુ તો ત્હેનુ જેવુ સ્વરૂપ હતુ, તેવુજ એમા પ્રતિબિંબ પડયુ બાદશાહે જોયુ તો પહેલા જેવુ રૂપ નથી, તેથી દીન થઇને સેનાની પ્રાર્થના કરવા લાગ્યો કે, આમ ફસાવ નહિ, પહેલાનુ તે સ્વરૂપ જલદી દેખાડ સેનાએ કહ્યુ, આજે હુ આવ્યોજ નથી અને મ્હારૂ રૂપ જુઓ તો આ આપની પાસે હાજર છે બાદશાહ બોલ્યો, તુ જુઠ્ઠ બોલે છે મ્હે ત્હને મુઠ્ઠીભર સુવર્ણની અશરફી આપી હતી અને ઘેરથી જલદી પાછા આવવા કહ્યુ હતુ એવુ સાભળી, સેનાએ જોયુ તો પોતાની પેટીમાથી અશરફીઓ નીકળી, ત્યારે એની ખાતરી થઇ કે, હુ અહી આવ્યો નથી એ સત્ય અને બાદશાહ કહે છે કે તુ આવ્યો હતો, એ પણ સત્ય અર્થાત્ મ્હારે ખાતર પરમાત્માએ મ્હારૂ સ્વરૂપ લઇને નીચ વ્યવસાય કર્યો અને મ્હને બચાવ્યો, એ ચોકકસ

પછી કહેવા લાગ્યો, હે ભગવન્' બાદશાહ મ્હારો પ્રાણ લેત, તોપણ મ્હને આટલુ બધુ દુ ખ નહિ થાત કે જેટલુ ત્હમે મ્હારૂ રૂપ લઇને બાદશાહની સેવા કીધી તેનાથી થાય છે બ્રહ્માદિકોને પણ આપનુ દર્શન દુર્લભ! શ્રુતિ સ્મૃતિ પુરાણ આપના ગુણગાન કરે છે! તેમજ આપ લક્ષ્મીપતિ વૈકુંઠવાસી છો! એવુ હોવા છતા આપે મ્હારૂ રૂપ લીધુ અને બાદશાહની સેવા કીધી, એ ઠીક ના થયુ ધન્ય ધન્ય આ બાદશાહ, કે જેને આપે દર્શન દીધુ, પરન્તુ હુ આપનો ભક્ત હોવા છતા, મ્હને આપના દર્શનનો લાભ નથી થયો, તેથી દુ ખ થાય છે સેનાએ જ્યારે ઘણુજ આક્રોશ સાથે પ્રાર્થના કીધી ત્યારે પરમાત્મા સ્વયમ્ પ્રગટ થયા, અને એને તથા બાદશાહને પણ દર્શન દીધા ત્યારે બાદશાહનુ મન પ્રસન્ન થયુ, અને ત્હેણે સેનાને કહ્યુ કે, તેલના પ્યાલામા મ્હે જે રૂપ દીઠુ હતુ તેજ આ છે. આ દર્શનનો લાભ ત્હારી સગતિથી મ્હને થયો. તે દિવસથી બાદશાહને

અનુતાપ થયો અને વિષયભોગ તજી દઇને ત્યારથી તે હરિભજનને વિષે તત્પર થયો પરમાત્મા અન્તર્ધ્યાન થયા અને પછી સેનાએ સઘળી અશરફીઓ બ્રાહ્મણોને વ્હેંચી દીધી, અને આજથી પરમાત્મા સિવાય બીજા કોઇની નોકરી નહિ કરૂ એવો નિશ્ચય કરીને, પરમાત્માના અખડ ભજનને વિષે તત્પર બન્યો પરમાત્મા ભક્તોને ખાતર માનાપમાન કશાની દરકાર રાખતા નથી કવિ કહે છે કે —

**मानरहित स्वकार्ये पटुश्चतुर्दशजगत्प्रथितगोत्र ।**
**मकरालयांतवासी प्रियभक्तश्चित्तपावनो भगवान् ॥**

પરમાત્મા માન (પ્રમાણ) રહિત અર્થાત્ અપ્રમેય છે એમ હોવાથીજ માન (અભિમાન) રહિત છે જે પ્રમાણસહિત હોય છે, તે પરિચ્છિન્ન યાને મર્યાદિત હોઇ માનયુક્ત હોય છે પરતુ પરમાત્માનુ માન કયો પુરૂષ કેવી રીતે કરી શકશે? જ્યા જુઓ ત્યા એક પરમાત્મા ઓતપ્રોત ભરેલો હોવાથી, ત્હેનુ માન કરવુજ અસભવિત છે અથવા મા ( લક્ષ્મી ) અને નર (અર્જુન) એમનો હિતકર્તા છે એમ સમજવુ બન્નેય ભક્ત છે એ પ્રમાણે જે ભગવાન્ પોતાના ભક્તોના કામ કરવામા કુશળ છે અને ચતુર્દશ ભુવનમા જેનુ નામ પ્રસિદ્ધ છે, તથા જે નિરતર સમુદ્રને વિષે નિવાસ કરે છે અને ભક્તો જેને અત્યન્ત પ્રિય છે તેમજ જે સ્મૃતિમાત્રથી ચિત્તને શુદ્ધ (નિર્મલ, વાસના રહિત) કરે છે એથી કરીને ત્હેની કૃપા સપાદન કરવી હોય તો નિરન્તર એકાગ્રતાથી ત્હેના સ્મરણપરાયણ થવુ, એમ કર્યાથી સુલભતાથી ત્હેની પ્રાપ્તિ થશે અને સસાર ચક્રનો ફેરો બધ થશે

**॥ इति शिवम् ॥**

---

## ષષ્ઠ પુષ્પ.

---

### સાકાર સ્મરણ પછી નિરાકારને વિષે મનનો પ્રવેશ.

**सा हानिस्तन्महच्छिद्रं सा चांध्यजडमूढता ।**
**यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते ॥ पां० गी०॥**

મનુષ્ય નિરન્તર ચિન્તાપરાયણજ હોય છે એક ક્ષણ ભર પણ કોઇ ચિન્તા વગરનુ રહી શકતુ નથી, પરન્તુ અચિન્ત્ય એવા અનેક પ્રકારના દુખો અકસ્માત્ આવી પડે છે પાપરૂપ અનાત્મવસ્તુનુ ચિન્તન દુખનુ કારણ છે, અને આનદરૂપ પરમાત્માનું એકાગ્રતાથી ચિન્તન મુક્તિનુ

કારણ છે, એમ શાસ્ત્રમા કહ્યુ છે એટલા માટે બાણપ્રહારવિના મર્મચ્છેદ કરનારા, અપ્રાર્થિત અને અકસ્માત્ થનારા જે પુત્રકલત્રાદિ અનાત્મ વિષયોના ગાઢ શોકપ્રહાર, તેમને વિષે અચિન્તા (અવિચાર) એજ મહાન્ ઔષધ કહ્યું છે સારાશ અચિન્ત (અકસ્માત્) પ્રાપ્ત થનારા દુ ખોનો નાશ અચિન્તા (ચિન્તન રાહિત્ય) થીજ થાય છે તથાપિ અનાત્મવસ્તુના ચિન્તનમાથી મનનુ નિવારણ કરવુ કઠીણ છે વિવેકી પુરૂષે એનુ ગમે તેટલુ વારણ કરેલા છતા જે પ્રમાણે વાયુવડે સચાલિત મેઘપટલોથી ચન્દ્રબિમ્બ આચ્છન્ન થઇ જાય છે, તે પ્રમાણે ચિન્તા પરપરાથી આ મન પરાભૂત થઈ જાય છે એટલા માટે એ મનને શોકમોહાદિશૂન્ય અને શાન્ત વિષયને પ્રવેશિત કરી દેવુ જોઇએ, એવુ કહેવુ છે પ્રબોધચન્દ્રોદયમાં લખ્યુ છે કે—

> नित्यं स्मरज्जलदनीलमुदारहार- ।
> केयूरकुण्डलकिरीटधरं हरिं वा ॥
> ग्रीष्मे सुशीतमिव वा ह्रदमस्तशोकम् ।
> ब्रह्म प्रविश्य भज निर्वृतिमात्मनीनाम् ॥

હે મન ! તુ ત્રિકાલને વિષે સસાર કારણીભૂત દુ ખ જેમા નથી, એવા બ્રહ્મસ્વરૂપને વિષે પ્રવેશ કરીને, અર્થાત્ ત્હેને અદ્વિતીયતાથી જાણીને વિક્ષેપરહિત રીતે ત્હારા પોતાના ઇપ્સિત પરમ સુખને પ્રાપ્ત થા સૂર્ય-કિરણોથી સતપ્ત થએલો મનુષ્ય નદીના ઠડા જલના હ્રદમા પ્રવેશ કરીને જે પ્રકારે શાન્ત અને સુખી થાય છે, તે પ્રમાણે સાસારિક દુ ખોથી સતપ્ત થએલો પુરૂષ અગાધ અને શાન્ત બ્રહ્મ હ્રદને વિષે પ્રવિષ્ટ થઇને સુખી થાય છે હવે આનાપર શકા થશે કે નિર્ગુણ, નિરાકાર, નિર્વિષય એવા બ્રહ્મ-રૂપને વિષે મનની સ્થિતિ શી રીતે થઇ શકે ? તો સમાધાનમા કહેવામા આવે છે કે, પ્રથમ સાકારને વિષે મનની પ્રવૃત્તિ સુલભ છે, તેથી ઘનશ્યામ અને કિરીટ, કુડલ, બાહુભૂષણ તથા ઉત્કૃષ્ટ હારાદિઅલકાર ધારણ કરનારા હરિનુ (અજ્ઞાન અને તત્કાર્ય સસારનો નાશ કરનારા સગુણ તથા સાકાર બ્રહ્મનુ) નિત્ય સ્મરણ કરવુ તેમ કર્યાથી નિરાકારને વિષે સુખપૂર્વક પ્રવેશ થઇ શકશે ધનુર્વિદ્યા શીખનારો નૂતન ધનુર્ધારી, પ્રથમ સ્થૂલ લક્ષ્યનું પણ ભેદન કરવાને અને તેનાપર ચિત્ત સ્થિર કરવાને માટે અસમર્થ નીવડે છે તથાપિ, અભ્યાસ કરતા કરતા વાળમા પરોવેલી કોડીઓને દૂરથી લક્ષીભૂત કરીને તેમનો વેધ કરવાને તે શક્તિવાન્ થાય છે તે પ્રમાણે સગુણ, સાકાર, પરમેશ્વરનુ ચિન્તન કરતા કરતા તે અભ્યાસના કૌશલ્યથી નિર્ગુણ, નિરાકાર બ્રહ્મને લક્ષ્ય કરવાને ઉપાસકનુ મન સમર્થ નીવડે છે જુઓ !—

बाला स्थूलाक्षरोपास्तिप्रतिकूला भवन्ति चेत् ।
सूक्ष्माक्षरं न लेखार्हस्थिति तत्करगं भवेत् ॥

જે પ્રમાણે નાનુ બાળક પ્રથમ નિશાળમા જઇને સ્થૂલ અક્ષર (મોટા મોટા સ્વર વ્યજનાદિ વર્ણ ' अआ, कख ' ઇત્યાદિ) લખે છે, ત્યારે પત્ર લખવામા યોગ્ય સૂક્ષ્મ અક્ષર (નાના હરફ) ત્હેને હસ્તગત થાય છે સ્થૂલ અક્ષરથી પત્રવ્યવહાર થતો નથી, તો પણ તેનાથી લખતા લખતા અભ્યાસ થઇને, સૂક્ષ્માક્ષરની પકિત સુલભતાથી હાથપર આવી જાય છે પરતુ જો કદાચ તે બાળક પહેલેથીજ સૂક્ષ્માક્ષરની લેખનરૂપ ઉપાસનાને પ્રતિકૂલ થશે, તો ત્હેના હાથપર એકાએક સૂક્ષ્માક્ષર આવશે નહિ, તે પ્રમાણે જેઓ બાલ (અજ્ઞ)જનો છે, તેઓ પ્રથમ સ્થૂલાક્ષર (ભક્તને માટે વ્યક્ત થએલા એવા રામકૃષ્ણ શિવાદિ સગુણબ્રહ્મ) ની ઉપાસના કરવાને માટે પ્રતિકૂલ થશે, તો શુદ્ધ સાત્વિક દેવોને વિષેજ યોગ્ય સ્થિતિ છે જેની એવો જે સૂક્ષ્માક્ષર (પરમ સૂક્ષ્મવસ્તુભૂત બ્રહ્મ) છે, ત્હેની પ્રાપ્તિ થશે નહિ એથી કરીને પ્રત્યેક મનુષ્યે પ્રથમ સગુણસ્વરૂપ રામકૃષ્ણાદિના નામનુ સ્મરણ અવસ્ય કરવુ જોઇએ ત્યારેજ ત્હેના પ્રસાદથી શુદ્ધ સાત્વિક સ્થિતિ થઇને, મન સુલભતાથી નિર્ગુણ નિરાકારને વિષે પ્રવેશ કરી શકશે, એમ નિસદેહ સમજવુ ગીતોપનિષદ્મા શ્રીકૃષ્ણચન્દ્ર પણ આ પ્રમાણે કહે છે કે —

मय्यावेश्य मनो ये मा नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मता ॥
ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्य च कूटस्थमचल ध्रुवम् ॥
सन्नियम्येन्द्रियग्राम सर्वत्र समबुद्धय ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रता ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दु ख देहवद्भिरवाप्यते ॥

હે અર્જુન ! હુ ભગવાન્ વાસુદેવ સગુણ બ્રહ્મ છુ, તો મ્હારા વિષે નિરતિશય પ્રીતિથી અને અનન્યશરણતાથી પોતાના મનને રાખીને જે ભક્ત પુરૂષો નિત્યયુક્ત થઇને મ્હારૂ ચિન્તન કરે છે, તેઓ સાત્વિક શ્રદ્ધાયુક્ત યાને ઇશ્વરસ્મરણવડે હમારો ઉદ્ધાર થશે એવી આસ્તિક બુદ્ધિ ધારણ કરીને, મ્હારૂ આરાધન કરનારા અત્યન્ત શ્રેષ્ઠ છે, એવો મ્હારો મત છે કેમકે, તેઓ સદા મ્હારી આસક્તિથી અન્ય વિષયોમાથી વિમુખ રહીને મ્હારૂજ ચિન્તવન કરીને અહોરાત્રાદિ કાલક્રમણ કરે છે, તેથી યોગી શ્રેષ્ઠ છે, એવો

મ્હારો અભિપ્રાય છે તે પ્રમાણે જે મનુષ્યો વિષયોમાંથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરીને, સર્વત્રતુલ્ય (હર્ષ વિષાદ રાગ દ્વેષ શૂન્ય) બુદ્ધિ રાખીને, નિખિલભૂતોના હિતમા રત થઇને અનિર્દેશ્ય (શબ્દથી જેનું કથન થઇ શકતુ નથી) અને અવ્યક્ત, સર્વવ્યાપી, અચિન્ત્ય (મનોવૃત્તિના અવિષય) કૂટસ્થ (અજ્ઞાન અને તત્કાર્ય પ્રપચના અધિષ્ઠાન) ચલનરહિત અને નિત્ય એવા અક્ષર બ્રહ્મની ઉપાસના[1] કરે છે, તેઓ મ્હને અક્ષર બ્રહ્મનેજ પ્રાપ્ત થાય છે પરન્તુ નિર્વિશેષ અક્ષર બ્રહ્મને વિષે જેઓનુ આસક્ત ચિત્ત હોય છે, તેઓને અતિશય ક્લેશ થાય છે કેમકે, દેહાભિમાની પુરૂષોને અક્ષરાત્મિકા ગતિ યાને બ્રહ્મપદની પ્રાપ્તિ અત્યત દુ ખવડે થાય છે જ્યારે સાધક પુરૂષનુ દેહાભિમાન પૂર્ણ નષ્ટ થઇને પરમ વૈરાગ્ય ઉત્પન્ન થાય, ત્યારેજ નિરાકારની સાધના કરવાને માટે ત્હેને અધિકાર પ્રાપ્ત થઇ શકે

આ ઉપરથી જેઓ દેહાભિમાની થઇને હમે નિર્ગુણ નિરાકારની ઉપાસના કરીએ છીએ એમ કહેતા હશે, ત્હેમના મનની શી રીતે તેને વિષે તદાકાર-વૃત્તિ થતી હશે, તે તો ત્હેમનેજ માલુમ હશે કારણ કે, 'નિરાકાર, નિર્ગુણ' ઇત્યાદિ શબ્દોચ્ચાર કરીને એ રીતે લોકોને ફસાવવા એ જેટલુ સુલભ છે, તેટલુ નિરાકારને વિષે મનને સ્થિર કરવાનુ કાર્ય સુલભ નથી તાત્પર્ય, પ્રથમ સગુણની ઉપાસના અને સ્મરણ કરવુ ઉચિત છે કારણ કે, નવવિધા ભક્તિમા સ્મરણ ભક્તિના કરતા અન્ય કોઇ ભક્તિ અધિક નથી, એટલા માટે એને વિષે પરાયણ થવુ આવશ્યક છે

કવિઓએ કહ્યુ છે કે, તુલસીની તુલના કયા પુષ્પની સાથે થઇ શકે તેમ છે? જેની અપ્રાપ્તિથી શાલિગ્રામ ઉપવાસી રહે છે તેના ભાગ્યનુ વર્ણન કોણ કરી શકશે? ભગવાન્ વિષ્ણુને અનેકવિધ સુગન્ધપૂર્ણ પુષ્પો સમર્પણ કરવા છતાય તુલસીપત્રના અર્પણ વિના તે બધાય વ્યર્થજ છે તુલસીપર ભગવાન્ વિષ્ણુનો આટલો બધો પ્રેમ શાથી? વસ્તુત જોશો તો શ્વેતકમલ તથા કુન્દાદિ સુગન્ધયુક્ત પુષ્પોના કરતા તુલસીમા અધિક સુગન્ધ નથી, તેમ છતા એના પત્રમાત્રથી સમર્પણ કરનારાને ભગવાન્ યોગીઓને પણ દુર્લભ એવો જે આત્મભાવ છે, તેની પ્રાપ્તિ કરાવી દે છે, એટલી બધી તે પ્રિય છે એનુ કારણ એ છે કે, પહેલા શ્રીકૃષ્ણ ભગવાને ગોપીઓની સાથે વૃન્દાવનમા રાસલીલાદિ અનેકવિહાર કર્યા હતા અને દ્વાપરના અન્તમા ગોપી

---

૧ યથા શાસ્ત્ર ઉપાસ્ય અર્થને પ્રત્યક્ષ કરવાથી, તેની પાસે જઇને તૈલ ધારાવત્ તત્ સમાન પ્રત્યયને પ્રવાહિત કરીને દીર્ઘકાલ પર્યન્ત જે રહેવાનુ થાય છે તેને ' **उप-आसन** ' **उपासनं**, ઉપાસના કહે છે

તથા શ્રીકૃષ્ણ પરમધામને વિષે સિધાવ્યા હતા પરંતુ ભગવાનને ફરી એ વૃન્દાવનવિહારની ઇચ્છા થાય, તો ત્યાં એમની સાથે રમમાણ થવાને માટે કોઇપણ નહિ હોવાથી, જ્યાં જ્યાં વૃન્દાવન એ નામ હોય છે, ત્યાં ત્યાં એ સુરસા (તુલસી) સુરસા (શૃંગારરસ યુક્ત) થઇને રહે છે, તેનો ત્યાગ કરતી નથી આ પ્રમાણે ભગવાનના ઉપર એનો ઘણોજ ઉપકાર હેવાથી ભગવાન્ એનુ પત્ર પોતાના ઘર આવનારને સમર્પણ કરનારાનો ઉદ્ધાર કરે છે વ્યવહારમા પણ જે જેને પ્રિય હોય છે, તે કોઇની સાથે ત્હેને પત્ર (કાગળ) મોકલે છે, તો તે પુરૂષ વિચાર કરે છે કે મ્હારા પ્રિયમિત્ર યા ભાઇએ આ પત્ર મોકલ્યો છે, તો એની કામના મ્હારે પૂર્ણ કરવી જોઇએ તેજ પ્રમાણે તુલસીનુ પત્ર ( પાદડુ ) લઇને જો ભગવાનને અર્પણ કરવામા આવે, તો પરમાત્માને તે પ્રિય હોવાથી સમર્પકની કામના ત્હેમને પૂરી કરવી પડે છે તાત્પર્ય, એ છે કે, તુલસી પરમાત્માને પ્રિય હોવાથી અત્યન્ત સુગન્ધીદાર પુષ્પોથી પણ તેની બરાબરી થઇ શકશે નહિ કવિએ ચમત્કૃતિ ભર્યું જે વર્ણન કર્યું છે, તે રસજ્ઞ પુરૂષોને માટે આપ્યુ છે [એમા વૃન્દાવન, પત્ર તથા સુરસા એ શબ્દોના બબ્બે અર્થ થાય છે વૃન્દાવન—વૃન્દારણ્ય અને ઘેર ઘેર તુલસીને સારુ જે ઈંટોનો ક્યારો બનાવે છે તે પત્ર—કાગળ અને પાદડુ સુરસા—તુલસીનુ નામ અને શોભન શૃંગાર રસ ]

વસ્તુત પરમાત્માનુ નિવાસસ્થાન જે હૃત્પ્રદેશ છે, તેજ વૃન્દાવન સમજવુ પરમાત્મા જો કે સર્વવ્યાપી છે, તથાપિ વિશેષતાથી હૃદય પ્રદેશને વિષેજ ત્હેમનો નિવાસ અને ક્રીડા થાય છે તે સ્થાનને જે કોઇ છોડતા નથી, અર્થાત્ ઇન્દ્રિયનિગ્રહપૂર્વક અન્તરને વિષે સદૈવ દૃષ્ટિ રાખે છે અને સુરસા યાને ઉત્તમ પ્રેમયુક્ત બુદ્ધિવૃત્તિરૂપ તુલસી ત્હેને સમર્પણ કરે છે તેઓના ઉપર પરમાત્મા અત્યન્ત કૃપા કરે છે અને એવા સદ્ભક્તોનો પરમાત્માને પત્ર આવે, અર્થાત્ કોઇના ઉપર અનુગ્રહ કરવાને માટે સ્વત કિંવા પરત ભલામણ કરવામા આવે, તો ભગવાનને પણ એવા ભક્તોના વચનને માન આપવુ પડે છે, અને ત્હેના ઉપર કૃપા કરવી પડે છે, એમ સમજી લેવુ ભીષ્મને ખાતર સ્વપ્રતિજ્ઞા મિથ્યા કીધી અને અર્જુનનુ રક્ષણ[1]

૧ અર્જુનનુ રક્ષણ કરવુ એવી ભીષ્મની ઇચ્છા હતી અને કૃષ્ણને સ્વત કહ્યુ પણ હતુ, તેથી પરમાત્માએ પોતાની પ્રતિજ્ઞા મિથ્યા કરીને ત્હેની રક્ષા કીધી બાકી બન્નેય ભક્ત હતા એ વાત નિરાળી ભીષ્માર્થ અર્જુનનુ રક્ષણ ગૌણ માનવુ

કીધું. ચિત્રસેન ગંધર્વના ઉપર અર્જુનને લીધે સ્વપ્રતિજ્ઞા જુઠી કરીને શ્રીકૃષ્ણને દયા કરવી પડી ભીમસેનને માટે પણ પ્રતિજ્ઞા મિથ્યા કરીને ડાગવી રાજાના ઉપર કૃપાદૃષ્ટિ કરવાની ફરજ પડી એવા અનેક દૃષ્ટાન્ત છે કે જેમા પરમાત્માએ ભક્તને ખાતર બીજા ઉપર પણ દયા કીધી છે તુલસી પ્રત્યક્ષ પ્રિય હોય, એમા તે શુ આશ્ચર્ય ? પરતુ —

**यद्दस्या पश्य दासोऽपि प्राणप्रियतमोऽभवत् ।**

જે તુલસીનો દાસ પણ ( તુલસીદાસ સાધુ ) પરમાત્મા શ્રીરામચન્દ્રને પ્રાણ કરતાયે અધિક પ્રિય થઇ પડ્યો, તે તુલસીની પરમાત્માને વિષે પ્રિયતા કેટલી છે તેની તે વાત શી કરવી ?

એક વખત સત્યભામાએ નારદને પૂછ્યુ કે, મહારાજ ! જન્મોજન્મ શ્રીકૃષ્ણ પતિ પ્રાપ્ત થાય એવુ કાંઇક સાધન હોય તો કહો ત્યારે નારદે કહ્યુ, હે સત્યભામા ! જો તુ આ જન્મમા એકાદ સત્પાત્ર બ્રાહ્મણને કૃષ્ણનુ દાન કરે તો, તે પુણ્યના પ્રભાવથી ત્હને હરેક જન્મમા એ પતિ મળે પહેલા અદિતિએ પોતાના પતિ કશ્યપનુ, શચીએ ઇન્દ્રનુ, રોહિણીએ ચન્દ્રનું, કુબેરભાર્યાએ કુબેરનુ દાન કર્યું હતુ એવુ સાભળીને સત્યભામાએ દ્વારકામાં દાન આપવાને માટે સત્પાત્ર બ્રાહ્મણની તપાસ કીધી, પરન્તુ કોઇપણ દાન લેવાને તૈયાર થયુ નહિ પરમાત્માનુ દાન ગ્રહણ કરવાને યોગ્ય બ્રાહ્મણ દુર્ભિલજ હોય ! જ્યારે કોઈ નહિ મળ્યુ ત્યારે નારદની પ્રાર્થના કીધી અને કહ્યુ કે દાન ત્હમેજ લ્યો નારદે તે વાત કબુલ કર્યાબાદ સકલ્પપુરસર સત્યભામાએ કૃષ્ણપતિનુ દાન કર્યું અને દક્ષિણા આપી ત્યારબાદ નારદ શ્રીકૃષ્ણને સાથે લઇને દ્વારકામાથી જવાને નીકળ્યા જ્યારે નગરવાસી લોકો અને સોળહજાર સ્ત્રીઓને ખબર પડી ત્યારે તેઓ બધાજ વિસ્મય તથા શોકથી આકુલ થયા. સત્યભામાના મદિરમા કાલિન્દી, મિત્રવિન્દા, જાબવતી ઇત્યાદિ અષ્ટનાયિકા અને બીજી પણ સ્ત્રીઓ ત્હેને આવીને કહેવા લાગી કે, હે સત્યભામા ! આ ત્હારી કવી અક્કલ ? કદી કોઇ સ્ત્રીએ પતિનુ દાન કીધુ છે ? વળી શ્રીકૃષ્ણ હમારા બધાયના પતિ હેવા છતા ત્હે હમને કોઇનેયે પૂછ્યાવગર એમનું દાન કીધુ તો શુ ત્હારી એકલીનીજ એમના ઉપર સત્તા હતી ? સ્યમંતકમણીની ચોરીનો આરોપ ત્હારા પિતાએ શ્રીકૃષ્ણના ઉપર મુક્યો હતો પરતુ તે મિથ્યા ઠર્યો, તેથી ત્હને સમર્પણ કરીને કૃષ્ણની સમજુત કરી લીધી નહિતર કૃષ્ણની સાથે ત્હારો વિવાહ પણ કેમ થઈ શકત ? એ વાત ભૂલી જઇને, ત્હે હમારા પ્રાણ, આત્મરૂપ પતિનુ દાન કરી દીધુ અને હમને દુઃખી કર્યા એવી દુષ્ટ તથા મૂઢ તું છે

ત્યારે સત્યભામાએ જવાબ દીધો કે, શ્રીકૃષ્ણની મ્હારા ઉપર અત્યન્ત પ્રીતિ હોવાથી મ્હે આ પ્રમાણે કર્યું હું જ મુખ્ય રાણી છુ તેથી એમના પર મ્હારીજ સત્તા છે! હવે ત્હમારે પતિની મુક્તતા કરવી હોય, તો નારદની પાસે પહોચો સઘળી સ્ત્રીઓ ત્યાથી નીકળી અને નારદની પાસે આવીને પતિને નહિ લઈ જવા સારૂ પ્રાર્થના કરવા લાગી નારદે કહ્યુ, જો ત્હમારા પતિને છોડાવવા માગતી હો, તો એના તોલ બરાબર સુવર્ણદાન કરો ત્યારે સર્વ સ્ત્રીઓ પોતપોતાને મદિર જઇને સુવર્ણ લઈ આવી ભગવાન્ શ્રી કૃષ્ણને ત્રાજવામા બેસાડયા, અને બીજી બાજુએ સુવર્ણાલકાર મુકયા સર્વના સુવર્ણની બરાબર શ્રીકૃષ્ણનુ વજન થયુ નહિ, ત્યારે સત્યભામાએ પણ ગર્વથી, 'શ્રીકૃષ્ણને હુંજ છોડાવી લઉ એ હેતુથી', પોતાના અખિલ સુવર્ણાલકાર ગોઠવી દીધા, પરતુ તેથી શુ? જેના ઉદરમા અનત બ્રહ્માણ્ડ રહે છે, ત્હેની તુલના સુવર્ણાલકાર વડે શી રીતે થઇ શકે?

આખરે રૂક્મિણીને ખબર થતા, તે ચિત્કલા શ્રીહરિનું યથાર્થરૂપ જાણતી હોવાથી, ત્હેણે વિચાર કર્યો કે, એમની તુલના ભકિત વિના થઇ શકે તેમ નથી રૂક્મિણીએ તુલસીવૃદાવન (કયારા)માથી એક પત્ર પાત્રમા તોડીને મુકયુ, અને જ્યા તુલા ચાલી રહી હતી ત્યા આગળ આવી પહોચી આવ્યા બાદ બધીયને કહ્યુ કે, આ અલકાર કાઢી લ્યો ત્રાજવામાથી અખિલ સુવર્ણ કાઢી લીધા બાદ, રૂક્મિણીએ તેમા એક તુલસીપત્ર-જે તોડીને સાથે આણ્યુ હતુ તે-મુકી દીધુ એટલે તરતજ ભગવાનના વજન બરાબર તે થઇ ગયુ આ પ્રમાણે તુલસીના પત્ર વડે ભગવાનની તુલા થએલી જોઇને નારદ હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, સુવર્ણ ગયુ અને કૃષ્ણ પણ ગયા ફક્ત તુલસી પત્ર હાથમા આવ્યુ નારદની સ્વારી કલહ પ્રિય, તેથી આ પ્રકારના ચમત્કારથી સત્યભામાદિ સ્ત્રીસમૂહનો ગર્વ નષ્ટ કરીને રૂક્મિણીની ભકિત અને યોગ્યતા શ્રેષ્ઠ છે, તથા તુલસીના પત્રનુ માહાત્મ્ય અચિન્ત્ય છે, એવુ ત્હેમણે પ્રગટ કરી બતાવ્યુ તુલસીનુ પત્ર (કાગળ અને પાદડુ) લઇને જ્યારે રૂક્મિણી આવી ત્યારે પરમાત્માએ રૂક્મિણીનો હેતુ (ભગવાનને દાનમાથી મુકત કરૂ એ કામ) પૂર્ણ કર્યો તુલસીની એવી યોગ્યતા હોવાથી તેની બરાબરી બીજા કયા પુષ્પ અગર પત્રથી થઇ શકવાની હતી? અસ્તુ!

એ પ્રમાણે જળના જેવુ બીજુ કયુ દાન છે? મનુષ્યને અન્ન ન મળે તો પણ ચાલે, પરતુ જળ વિના જરીયે ચાલે નહિ સસ્કૃતમા જળનુ નામ જીવન છે, તે યથાર્થજ છે, તે વિના જીવન (પ્રાણ) ધારણ થઈ શકે નહિ એટલા માટે સઘળી વસ્તુઓના દાનમા જળદાન શ્રેષ્ઠ કહેલુ છે. ગ્રીષ્મ વગેરે

ઋતુઓમાં સર્વત્ર જળપાન કરાવવા સારૂ પ્રપા (પરબ) રાખવામા આવે છે તે સર્વના જોવામા હશેજ તથા એવુ બીજુ કયુ શાસ્ત્ર પવિત્ર છે કે જેની ગીતાની સાથે તુલના થઇ શકે ? કહ્યુ છે કે —

**बालकानां यथा माता तथा गीता हितावहा ।**
**अमेध्यहारिणी सद्य स्वहृद्यामृतदायिनी ॥**

જે પ્રમાણે માતા બાળકોનુ સદૈવ હિત કરે છે અને અમેધ્ય–મલ-મૂત્રાદિ–વસ્તુઓને જાતે ઉપાડીને ફેકી દે છે તથા પોતાના હૃદયસ્થ સ્તનનુ દૂધ પીવડાવે છે, તે પ્રમાણે ગીતા માતા પણ પોતાના બાલકો (અજ્ઞજનો) નુ સદૈવ કલ્યાણ કરે છે અને અમેધ્ય (દોષ) સમૂહને દૂર કરી દે છે તથા સ્વ યનિ આત્મા અને તેજ પરમાત્મા, ત્હેને જે પ્રિય અમૃત ( મોક્ષ અમર ભક્તિ) છે, તે આપે છે સારાશ, ગીતાથી પાપનાશપૂર્વક મોક્ષની પ્રાપ્તિ થાય છે, એની બરાબરી બીજા કોઇ પણ શાસ્ત્રથી થઈ શકે તેમ નથી પ્રબોધચન્દ્રોદયકાર મહાત્મા કૃષ્ણમિશ્રયતિ તો કહે છે કે, માતા અને ગીતામા જમીન આસ્માન જેટલો ફરક છે —

**अनुग्रहविधौ देव्या मातुश्च महदन्तरम ।**
**माता गाढं निबध्नाति बन्ध देवी निकृन्तति ॥**

અનુગ્રહ કરવાના કામમા ઉપનિષદ્રૂપ ગીતા અને માતા એ બન્નેમા ઘણો ફરક છે કેમકે, માતા પોતાના બાલકોના ઉપર સ્નેહ કરે છે અને સ્ત્રી પુત્રાદિ વિષયોનો ત્હેમના મનમા સ્નેહ (મમત્તા, પ્રીતિ) વધારે છે પરતુ તેમ કર્યાથી સસારબન્ધન દૃઢજ થઇ જાય છે અને ગીતા દેવી તો પોતાના બાલકોનો સ્નેહ (વૈષયિક પ્રેમ) નષ્ટ કરીને સસારબધનો છેદ કરે છે અને પરમાનદરૂપ પરમાત્માના સ્વરૂપને વિષે ત્હેમને મેળવી આપે છે એથી માતાની સાથે ગીતાની તુલના (સરખામણી) કરવી ઉચિત નથી પાવનતાને માટે જેની પ્રસિદ્ધિ છે, એવી ગગાને જે ભગીરથ રાજા પોતાના પિતરોના ઉદ્ધારને કાજે ભારે તપશ્ચર્યા કરીને મર્ત્યલોકનેવિષે લઇ આવ્યા હતા, તે તો પરમાત્માના ચરણ કમલમાથી ઉત્પન્ન થએલી છે, પરતુ અર્જુને જગતના ઉદ્ધારને કાજે લાવેલી ગીતા તો ભગવાનના મુખકમળમાથી પ્રગટ થએલી હોઇ, પવિત્રતા કરવામાંય ગગાની ઉપમા ગીતાને શોભે તેમ છે નહિ, એમ કવિઓએ કહેલુ છે જ્ઞાનેશ્વર મહારાજ તો કહે છે કે, ગીતા અવિમુક્ત (કાશી) નગર છે' ત્યા જેમ મુક્ત થવા માટે કોઇ વર્ણાશ્રમની આવશ્યકતા નથી, તેજ પ્રમાણે ગીતામા શ્રવણ અને પાઠરૂપથી નિવાસ કરનારા

મનુષ્યોને વર્ણાશ્રમની ગરજ રહેતી નથી, તેથી એ અવિમુક્ત પુરજ સમજવુ 'अ-विशेषतो मुक्ता यस्मिन्' શ્રુતિએ પણ કહ્યુ છે કે —

**क्षेत्रेऽत्र तव देवेश यत्र कुत्रापि वा मृता ।**
**कृमिकीटादयोऽप्याशु मुक्ता सन्तु न चान्यथा ॥**

હે દેવેશ! મહાદેવ! ત્હમારા ક્ષેત્રને વિષે જે કોઇ સ્થાનમા કૃમિ-કીટકાદિ પ્રાણી પણ મરી ગયા હોય, ત્હેમની પણ શીઘ્ર મુક્તિ થાઓ ત્હેમને ફરી સસારની પ્રાપ્તિ ના થાય તોજ આ પુરીનુ નામ 'અવિમુક્ત' યથાર્થ થાય વળી જે પ્રકારે કાશીમા પરમશિવ (મહાદેવ) નો નિવાસ છે, તેજ પ્રમાણે ગીતામા પણ પરમ શિવ (મોક્ષાખ્ય કલ્યાણ) નો વાસ છે અથવા ગીતા એ આત્મરાજાની સભા છે, જેમા સાતસો શ્લોકો સુવર્ણ-(શોભન અક્ષર) ના સ્તભ છે કિવા દેવીએ જ્યારે ચડ મુડ, શુભ નિશુભ, મહિષાસુર ઇત્યાદિ દુષ્ટ રાક્ષસોનો વધ કરીને દેવોને સુખ પ્રદાન કર્યું હતુ, તે વખતે તેઓએ એમનુ સ્તવન કર્યું હતુ એ સ્તવ ચડીપાઠ નામથી પ્રસિદ્ધ છે અને તેના સાતસો શ્લોક છે, તેથી એને સપ્તશતી પણ કહે છે તે પ્રમાણે ગીતા દેવીએ પણ મોહરૂપી મહિષાસુર તથા તેનો પરિવાર જે કામ ક્રોધાદિ સપત્તિ છે, તેનો નાશ કર્યો અને સુખ અક્ષય્યુ તેથીજ સમજો કે સાતસો શ્લોક એમનુ સ્તવન કરે છે કાયાવાચામનવડે ત્હેમનો સેવક થઇને જો કાઇ સાતસો મત્ર (શ્લોક) નુ પઠનપૂર્વક આરાધન કરે, તો તે આનદસામ્રાજ્યનો ઉપભોગ કરે. અથવા સસારતાપથી સતપ્ત તથા શ્રમી લોકોની વિશ્રાન્તિને કાજે ગીતા મડપરૂપ છે, અને તેના ઉપર સાતસો શ્લોક જાણે સુદર દ્રાક્ષના ગુચ્છજ લટકે છે, જે અર્થરસથી પરિપૂર્ણ ભરેલા છે, અને જેના ભક્ષણથી ક્ષુધાતૃષાદિ શાન્ત થઇને પરમાનદને વિષે સ્થિતિ થાય છે અથવા શ્રીકૃષ્ણરૂપ ગીતાના સરોવરમા જાણે સાતસો શ્લોકો રૂપી પ્રફુલ્લ કમળોજ આવી રહેલા છે અને તેમના અર્થરૂપી પરિમલ લેવાને અને આનદરસ ગ્રહણ કરવાને માટે સત તથા ભક્ત ભ્રમર તુલ્ય આસક્ત થએલા હોય એમ પ્રતીત થાય છે અગર અર્જુનરૂપ સિહસ્થ પર્વણિમા ગીતારૂપ વૃદ્ધગગા ( ગોદાવરી ) ને મળવાને સાતસો શ્લોકોરૂપી તીર્થાદિ આવ્યા છે કે શું ? એવો ભાસ થાય છે ભારતમા પણ કહ્યુ છે કે —

**गीता सुगीता कर्तव्या किमन्यै शास्त्रसंग्रहै ।**
**या स्वय पद्मनाभस्य मुखपद्माद्विनि सृता ॥**
**सर्वशास्त्रमयी गीता सर्वदेवमयो हरि ।**
**सर्वतीर्थमयी गंगा सर्ववेदमयो मनु ॥**

**गीता गंगा च गायत्री गोविन्देति हृदि स्थिते ।**
**चतुर्गकारसंयुक्ते पुनर्जन्म न विद्यते ॥**

જે પ્રમાણે યુદ્ધના વખતે દુર્યોધને દ્વારકામા જઇને શ્રીકૃષ્ણને સગ્રામને સારૂ આમન્ત્રણ કર્યું તે વખતે પરમાત્માએ પોતાની શસ્ત્રધારણ નહિ કરવાની પ્રતિજ્ઞા સભળાવીને કહ્યુ કે, 'હુ એવો છુ કે લડાઇ નહિ કરૂ, જો ત્હારી ઇચ્છા હોય તો આવુ, અને નહિ તો મ્હારા નારાયણગણ ઘણા છે, તેઓને મોકલી આપુ' દુર્યોધન અજ્ઞ હોવાથી ત્હેણે, ચિન્તામણિને ફેકી દઇને લક્ષાવધિ કોડીઓનો સગ્રહ કરનારા મૂઢ બુદ્ધિ પુરૂષની પેઠે 'કૃષ્ણ એકના છે, તથા નિ શસ્ત્ર મ્હારી તરફ આવીને શુ કરશે ?' એવા વિચારથી ત્હેમનો ત્યાગ કર્યો અને કોડીઓ જેવા નારાયણગણનો સગ્રહ કર્યો તે પ્રમાણે બીજા અનુગે શાસ્ત્રોનો સગ્રહ તથા વ્યાસગ કર્યાથી શુ વળવાનુ હતુ ? એક ગીતાનુ સારી પેઠે અધ્યયન કર્યું હોય, તો 'ચિત્ત ચિન્ત્ય ચિન્તન' એ ત્રિપુટીનો નાશ થઇને નિરન્તર નિશ્ચિન્તતા બની રહેશે, અને જીદગીભર પરિશ્રમ કરીને ઘણાયે શાસ્ત્રોનો સગ્રહ કર્યો હશે, તોપણ ચિન્તા (સ્મરણ) કરતા કરતા શરીર કૃશ બની જવાની સાથે ચિત્તની અસ્વસ્થતાજ રહેવાની એથી ભગવન્મુખમાથી નિ સૃત થએલ ગીતામૃતનુ પાન કરવુ જે પ્રકારે હરિ સર્વ દેવમય છે, ગગાને વિષે સકલતીર્થો આવી રહ્યા છે, મનુને સર્વ વેદોનુ સ્વરૂપ કહે છે, તે પ્રમાણે ગીતા અખિલ શાસ્ત્રમયી છે ગીતા, ગગા, ગાયત્રી, ગોવિન્દ, એ પ્રકારે ચારે ગકારોથી જેનુ હૃદય યુક્ત છે, યાને જે ભાગ્યવાન્ મનુષ્ય ગીતાપાઠ અને ગગાપાન, ગાયત્રી જપ તથા ગોવિન્દનુ સ્મરણ નિત્ય કરતો હોય, ત્હેનો ફરી જન્મ થશે નહિ પરતુ એટલુ ખ્યાલમા રાખવુ કે, પાચમો ગકાર (ગર્વ) જો અતરમા રહેવા પામે તો એ ચારે ગકારોથી યુક્ત હોવા છતા એ પાચમો ગકાર એ ચારેયનો નાશ કરે છે અર્થાત્ ગર્વી પુરૂષને આટલુ બધુ કરવા છતાય સસારમા ફરી જન્મ ધારણ કરવો પડવાનો, મુક્તિ મળવાની નહિ ભગવાન્ પણ કહે છે કે —

**अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।**
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥**

હે અર્જુન ! જો કોઇ મુમુક્ષુ ત્હારા અને મ્હારા સવાદરૂપ, મોક્ષનું કારણ જ્ઞાનસિદ્ધિનુ હેતુભૂત એવુ જે આ ગીતાશાસ્ત્ર છે, તેનો શ્રદ્ધા ભક્તિથી અથ જ્ઞાનપૂર્વક નિત્ય નિયમ રાખીને પાઠ કરશે, તો તે મ્હારા ભક્તે જ્ઞાનયજ્ઞથી મ્હારૂ આરાધન કર્યા બરોબર થશે, એવો મ્હારો નિશ્ચય

છે ગીતામાં અર્જુન પ્રત્યે એવો વાક્ય છે, એથી કરીને અર્થજ્ઞાનપૂર્વક પઠન કર્યાથી, બ્રહ્માનુસંધાન કરવાનું જે કૈવલ્ય ફલ છે, તે પાઠ કરનારને ક્રમશ પ્રાપ્ત થશે, એમ નિઃસંશય સમજવું જે ગીતાની મહત્તા આ પ્રકારની છે, તેની બરાબરી બીજું કયું શાસ્ત્ર કરી શકશે? અસ્તુ!

તેજ પ્રમાણે પરમાત્મા નારાયણના કરતા બીજો કયો દેવ ભક્તોનું વિશેષ કલ્યાણ કરવાવાળો છે? અર્થાત્ મોક્ષપ્રદાન કરી શકે તેમ છે? કોઇ નહિ તથા મનના જેવું બીજું કયું સાધન છે કે જે ઇશલાભ કરાવી આપે? ઉપર વર્ણવેલા (તુલસીપત્ર, જલ, ગીતા, નારાયણ, ચેતઃસાધન, વગેરે) વસ્તુઓ સમાન અન્ય કોઇ પણ પદાર્થ નથી, તેમજ સ્મરણ તુલ્ય અન્ય કોઇ ભક્તિ નથી, એમ સમજવું વર્ણાશ્રમવિહિત આચાર અને તપશ્ચર્યા, અધ્યયન ઇત્યાદિને સારૂ અત્યન્ત પરિશ્રમ વેઠવા છતાં તેનું ફળ કીર્તિ અને સંપત્તિ સંપાદન થવી એટલુંજ છે પરંતુ પરમાત્માના ગુણ-શ્રવણ અને વર્ણન કરવાથી, ત્હેમના ચરણકમળનું વિસ્મરણ થતું નથી, એ ફળ મળે છે તેથી શું થાય છે? એમ જો પૂછતા હો, તો પરમાત્માના પદકમલનું સતત્ સ્મરણ પાપસમૂહનો નાશ કરે છે, શાન્તિનો વિસ્તાર કરી દે છે, તથા ચિત્તશુદ્ધિ, ઇશ્વરભક્તિ, ઔપનિષદ્જ્ઞાન તેમજ વૈરાગ્ય સહિત અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરાવે છે એટલા માટે, ચિત્ત એકાગ્ર કરીને, સતત નહિ તો એક ઘડીભર પણ કયાં નહિ હોય? દિવસમાં સ્મરણનો નિયમ રાખવામાં આવે, તોયે મનને ધીરે ધીરે અભિરૂચિ ઉત્પન્ન થશે દક્ષિણમાં વામન પંડિત મોટા વિદ્વાન્ કવિ તથા શ્રીકૃષ્ણોપાસક થઇ ગયા છે, ત્હેમણે લખ્યું છે કે —

ધડયા જયા વસ્ત્રાચ્યા રજક પરિમાર્જીત જીતુક્યા ।
જલસ્પર્શે હોતી વરિલ ધડિને શુદ્ધ તિતુક્યા ।
અશા સાઠીમધ્યે સ્મરણ હરિચે જે ઘડિ ઘડે ।
તથાચ્યા સંસર્ગે મળકટ ઘડયાચ્યા મળ ઝડે ॥

[પહેલા એવો રીવાજ હતો કે ધોબીનો કોઇ સ્પર્શ કરતું ન હતું ધોબી આપણે ઘેર આવીને કપડું લઇ જતો અને પાછો ધોઇને લઇ આવતો હમણાની માફક ત્હેને ઘેર જઇને અડકવાનો ધર્મ પ્રચારમાં ન હતો. ધોબી જ્યારે કપડા લાવે, ત્યારે એક પાટલાપર તેમને મુકીને તેમના પર પાણી છાંટીને શુદ્ધ કર્યા બાદ તે લઇ લેવામાં આવતા એ રીત જાણ્યા વગર શ્લોકનો અર્થ ખ્યાલમાં આવી શકે તેમ નહિ હોવાથી એનું કથન કરેલું છે.]

ધોબી કપડાંને ધોઇ કરીને તેની ઘડી બનાવીને ઘરમાં લાવીને જ્યારે મૂકતો ત્યારે એ કપડાની શુદ્ધિને સારૂ એમનાપર જલસિંચન કરવામાં આવતું અને પછી કપડા લેતા પરંતુ ઉપરના એક કપડાની ઘડીઉપર જળ છાંટવાથી નીચેની સઘળી ઘડીઓને શુદ્ધ ગણી લેવામા આવતી દરેક ઘડીપર જૂદું જૂદું પાણી છાંટવું પડતું નહિ તે પ્રમાણે દિવસની આઠ ઘડીઓમાંથી[1] જે ઘડીએ હરિનુસ્મરણ થાય, તે એક ઘડીના સ્મરણથી બાકીની ઘડીઓનો મલ (દોષ) દૂર થઇને શુચિતા થશે. હરિસ્મરણનું એ પ્રકારનું માહાત્મ્ય છે પરંતુ એકાગ્ર મનથી કરવું જોઇએ આ ઉપરથી એમ નહિ સમજવું કે, એક ઘડીથી વધારે સ્મરણ નહિ કરવું વિશેષ થાય તો ઉત્તમજ, પરંતુ નિદાન એક ઘડીભર તો કરવુંજ કરવું એ બારે હાનિ છે, એ સહાન ઝિદ છે કે જેમા કામાદિ ચોર પ્રવેશ કરે છે અને એજ આપાપો તેમજ જડભરત ભાવ છે, કે મનુષ્ય એક મુહૂર્ત અગર ક્ષણ પણ પરમાત્મા વાસુદેવનું ચિન્તન કરતો નથી દ્રવ્ય પાસે હોય, તો આપદા નડે નહિ, તે પ્રમાણે પરમાત્માના સ્મરણરૂપી ધનસંપન્ન મનુષ્યની પાસે સંસારરૂપ વિપત્તિ આવતી નથી.

પદ—રાગ બિહાગ, તાલ દાદરા

હૃદય ભુવન નારાયણ વાસ કર સદા । જનન મરણ સંસૃતિ ભય નાશ હો તદા ॥ ટેક ॥ ચોર્યાશી લખયોની અંત નરતન । પાવત નર, ચિંતત મન રાત દિન ધન । પર પ્રભુપદ ચિંતનમેં લાગત કછુ મન । હોત વિફલ આયુ ઐસે સિરપે ભ્રમ ગદા ॥ ૧ ॥ સ્વહિત સાધ છાડ દૂર વિષયકામના । બાલક યહ દ્રવ્ય ભાર્યા પુત્ર અંગના । ભરણ પોષણાદિકોંસે હોવે વેદના । તોભી માન આનંદ, સ્મરન આપદા ॥ ૨ ॥ દેહ નિન્ધ વસ્તુઓકી જાન નિર્ઝરી । પર ભવાબ્ધિતારક હૈ સુદૃઢ જો તરી । કર મલાક્ષ ગુરૂ, પુવન સ્થાનમેં હરી । કહત દત્ત ફિર ન સૌખ્ય ભંગ હો કદા ॥ ૩ ॥

॥ इति शिवम् ॥



1 ઘડી એટલે ઘટિકા અને કપડાની ઘડી

# ૯ સપ્તમ પુષ્પ

## નારાયણસ્મરણવડે નારાયણસાક્ષાત્કાર.

**कश्चिद्वदन्ति धनहीनजनो जघन्य ।**
**नारायणस्मरणहीनजनो जघन्य ॥ सु० श्लो० ॥**

ધનહીન મનુષ્યને કેટલાક લોકો નીચ કહે છે, તથા કેટલાક ગુણહીનને નીચ કહે છે, પરન્તુ અખિલ શાસ્ત્ર પુરાણ વગેરેનુ અવલોકન અને શ્રવણ કરીને બુદ્ધિમાન્ પુરૂષ એમ કહે છે કે, સઘળા કરતા નારાયણનુ સ્મરણ નહિ કરનારો મનુષ્યજ વધારે નીચ છે જે નારાયણ નામના શ્રવણ મનન નિદિધ્યાસનથી મનુષ્યને પરબ્રહ્મપદનો સાક્ષાત્કાર થાય છે, તેનો પરિત્યાગ કરીને, '**ना**' યાને પુરૂષ, '**राय**' એટલે ધન તેનુ સ્મરણ કરે છે, પરતુ દ્રવ્યના સ્મરણના એક લેશ માત્ર કાળમા જો નારાયણનુ સ્મરણ કરે, તો શ્રીયુક્ત થઈને, દારિદ્રય નાશપૂર્વક કલ્પાન્ત પર્યન્ત સુખમા વિરાજમાન થઈ શકે કવિ કહે છે કે, સચેતન પુરૂષ 'ધનધન' ઈત્યાદિ શબ્દનો મુખવડે ઉચ્ચાર તથા સ્મરણ કરે, એમા તે શુ આશ્ચર્ય ? કેમકે અચેતન (જડ) એવુ જે દુદુભિ (નગારૂ) છે, તેના મુખમાથી પણ 'ધનધનધન' ઈત્યાદિ શબ્દ નીકળે છે જ્યારે દુદુભિ વાગતુ હોય ત્યારે બરાબર ખ્યાલ રાખ્યાથી 'ધનધનધન' એવો જે ધ્વનિ નીકળે છે, તે સ્પષ્ટ સમજાશે તાત્પર્ય, ધનાદિકોના જપથી, તે મળતું તો નથીજ, પરન્તુ ઉલટી અધોગતિ પ્રાપ્ત થાય છે, અને નારાયણના સ્મરણવડે ભુક્તિ તથા મુક્તિ પણ મળશે ભાગવતમા કહ્યુ છે કે—

**नारायणपरो मायामंजस्तरति दुस्तराम् ।**

આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ લયના હેતુ અને જેમનો કોઈ પણ હેતુ (કારણ) નથી, એવા નારાયણની આરાધનાને વિષે તત્પર પુરૂષ, તરી જવાને કઠીણ, એવી માયાને અનાયાસે તરી જાય છે, અર્થાત્ ત્હેને પરમાનદરૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે. આના ઉપર શકા થશે કે, સુષુપ્તિમા જીવને એવા આનદરૂપ કૂટસ્થ આત્માનો અનુભવ થાય છે, તેમ છતા જે પ્રકારે ફરી તે સસારમા આવીને સુખ દુખાદિનો અનુભવ કરે છે, તે પ્રમાણે આત્મસાક્ષાત્કારસપન્ન પુરૂષને સુદ્ધા ફરી સસારની પ્રાપ્તિ થશે તો એના સમાધાનમા કહેવામા આવે છે કે, અવિદ્યા અને તત્કાર્ય અહકારાદિ સુષુપ્તિને વિષે લીન થઈને રહી જતા હોવાથી, જીવને પુન સસારપ્રાપ્તિ થાય છે, પરન્તુ તે અવિદ્યા અને અહકારનો પરમાત્માની વિપુલ ભક્તિદ્વારા નાશ થઈ

જતાં, પોતાની જાત સહિત આ ચરાચર બ્રહ્મરૂપ છે, એવો વ્યવધાન રહિત સ્પષ્ટ અનુભવ જેને થાય છે, તે જીવ સંસારમાં ફરી આવતો નથી. આ પ્રકારનો અનુભવ થવા સારૂ આજ ઉપાય કહેલો છે —

यत्पादपङ्कजपलाशविलासभक्त्या ।
चेतो मलानि विधमेद्गुणकर्मजानि ।
तस्मिन्विशुद्ध उपलभ्यत आत्मतत्त्वम् ।
साक्षाद्यथाऽमलदृशो सवितृप्रकाशः ॥

નિર્વિકાર આનંદરૂપ આત્માના લાભને કાજે પુરૂષે પુત્રૈષણા, લોકૈષણા તેમજ વિત્તૈષણાનો ત્યાગ કરીને કેવળ એક પરમાત્માના ચરણની સેવાની ઇચ્છા ધારણ કરવી અને નિર્મલ તથા વિપુલ સ્મરણાદિ ભક્તિ કરવી તેમ કર્યાથી ચિત્તસ્થ રજ અને તમોગુણ તથા તેમના કાર્યરૂપ મલ ધોવાઇ જાય છે જળ વડે જેમ શરીરના મલનો નાશ થાય છે, તે પ્રમાણે ભક્તિરૂપી રસ (જલ) વડે અંતરનો મલ દૂર થઇ જાય છે જેમ જેમ ચિત્ત નિર્મલ થતું જશે, તેમ તેમ વૈરાગ્ય ઉપજીને વિષયો પ્રત્યેની આસક્તિ આપોઆપ નિર્મૂલ થઇ જશે બીજને જળ મળે તોજ તે વૃદ્ધિ પામે છે, પરંતુ સૂર્યના કિરણોથી સંતપ્ત થએલી અત્યુષ્ણ જમીનમાં પડતાં તેનો નાશ થાય છે તેજ પ્રમાણે વૈરાગ્યતાપવડે તપેલી અન્તઃકરણ ભૂમીમાં જો વિષયાભિલાષ કદાચ ઉત્પન્ન થાય, તો તે આપોઆપજ બળીને ખાખ થઇ જશે, અંકુરોત્પત્તિનું તેમાં સામર્થ્ય નહિ રહેવાનું, એથી કરીને તે નિર્બીજ સમાન રહે છે

નેત્રમાં તિમિર રોગ અગર અંધાપો વગેરે વિકૃતિ થાય તો જે પ્રકારે સૂર્ય સન્મુખ હોવા છતાંય તેનો પ્રકાશ દેખાતો નથી, તો પછી તેણે પ્રકાશિત કરેલી અન્ય વસ્તુઓના દર્શનની તો વાત શી કરવી! પરન્તુ અંજનાદિ ઔષધવડે નેત્ર પટલ દૂર થતાં દૃષ્ટિ નિર્મલ થઇને સૂર્યનો પ્રકાશ અને તેનાથી પ્રકાશિત થએલી સર્વ વસ્તુઓ જણાવા લાગે છે તેજ પ્રમાણે હૃદયાકાશને વિષે આત્મસૂર્ય ઉદિત થએલો હોવા છતાં વાસના દોષોથી ચિત્ત મલિન થઇ ગએલું હોવાથી તેના આનંદરૂપ પ્રકાશને એ (ચિત્ત) દેખી શકતું નથી. પરંતુ નારાયણની ભક્તિ વડે એ મલ નષ્ટ થઇને, તેને આત્માનંદનો વ્યવધાન રહિત અનુભવ થાય છે, અને પછી તે આનંદ પ્રકાશથી આ ચરાચર પ્રકાશિત થએલું છે, એમ પ્રતીત થવા લાગે છે સારાંશ, આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી, નિખિલ જગત્ તદ્રૂપ છે, એવો સર્વત્ર સર્વદા નિર્વિકાર અનુભવ થાય છે આટલું થાય, તોજ માયાનું તરણ થયું એમ સમજવું એને માટે નારાયણસ્મરણને વિષે ચિત્તની તત્પરતા

રાખવી જોઇએ, એ પ્રમાણે ફલિત ( સિદ્ધ ) થયું એજ વિષય છાંદોગ્યો-પનિષદ્‌મા શ્વેતકેતુ અને ઉદ્દાલકના સવાદમા વર્ણવેલો છે.

શ્વેતકેતુ પોતાના પિતા ઉદ્દાલક મહર્ષિને પૂછે છે કે, હે તાત ! આપે કહ્યુ કે, 'સુષુપ્તિમા અખિલ જીવોને સદ્‌વસ્તુ (આત્મા) ની પ્રાપ્તિ થાય છે,' તો તે સમયે તેઓને ત્યા આગળ તેનુ સ્પષ્ટ ભાન કેમ નથી હોતુ ? કે હમે અહી સદ્‌રૂપને પ્રાપ્ત થયા છીએ તે સદ્‌વસ્તુની પ્રાપ્તિ થવા છતા શા કારણથી તેનું અજ્ઞાન રહે છે, તે કહો ત્યારે ઉદ્દાલકે કહ્યુ, હે પુત્ર ! જે પ્રકારે મધમાખીઓ અનેક વૃક્ષોનો રસ લાવીને મધપુડામા એકત્રિત કરે છે, અને તે બધાયને મધભાવ પ્રાપ્ત કરાવે છે, તથાપિ એ નાના પ્રકારના રસો હમે ફલાણા ઝાડમાંહેના છીએ એ પ્રમાણે પોતાની જાતને ઓળખતા નથી તે પ્રમાણે કાલરૂપી મધુમક્ષિકા નાના શરીરરૂપ વૃક્ષના જીવરૂપ રસોને સુષુપ્તિ લક્ષણ મધપુડાને વિષે લાવીને કૂટસ્થ પરમાત્મારૂપ મધુભાવને પ્રાપ્ત કરાવી દે છે (જીવાત્મા સુષુપ્તિની સાક્ષીમા લીન થઇ જાય છે), તેમ છતા હમે ફલાણા ઝાડના છીએ અને મધુભાવને પહોચ્યીએ છીએ, એ પ્રમાણે ત્યા આગળ તે સમયે સ્પષ્ટ જાણતા નથી દૃષ્ટાન્ત તથા દાર્ષ્ટાન્તમા એટલો ભેદ છે કે, રસમા પોતાનુ રૂપ નહિ જાણવાનો જે અવિવેક છે, તે સ્વાભાવિક જડતાને લીધે છે, અને જીવ ચિદ્રૂપ હોવાથી, તેમા માયાના આવરણને લઇને બનેલો છે એ માયાપટલ દૂર થતા સ્પષ્ટ અનુભવ થઇને સદૈવ નિર્વિકાર સ્થિતિ રહેશે તેને માટે નારાયણની આરાધનામા તત્પર થવુ અને સદૈવ સ્મરણ કરવુ એ પ્રમાણે નારાયણનુ અખડ સ્મરણ કરનારો પ્રહલાદ અદ્વિતીય ભક્ત થઇ ગયો. કવિ કહે છે કે —

**पित्रा पितृव्येण च नामशेषतामापादितासॕ श्रुतिरत्र विष्टपे ।**
**अत स्वधर्माचरणे धृतव्रत प्रल्हाद एष स्मृतितत्परोऽभवत् ॥**

નવવિધા ભક્તિમાથી પ્રહલાદે સ્મૃતિ (સ્મરણ) ભક્તિનો આશ્રય કીધો અને તત્પરાયણ થયો, એ યોગ્યજ સમજવુ પિતા હિરણ્યકશિપુ અને કાકા હિરણ્યાક્ષ, એ બન્ને જણાયે જ્યારે શ્રુતિઓનો નાશ કરી નાખ્યો, ત્યારે પ્રહલાદે વિચાર કર્યો કે, સ્વધર્મ (સ્વ એટલે આત્મા જે ભગવાન્ તેના સબધી ધર્મ, અર્થાત્ ભાગવત ધર્મ ) નુ આચરણ કરવા સારૂ સ્મૃતિ (ધર્મશાસ્ત્ર) નુ અવલબન કર્યા વિના ચાલશે નહિ સ્વધર્મ યાને નિત્ય નૈમિત્તિક કર્મના અનુષ્ઠાનને માટે પ્રત્યક્ષ શ્રુતિનો જ્યા અભાવ હોય ત્યા સ્મૃતિનેજ પ્રમાણભૂત માનીને તદનુસાર કર્મ કરવામા આવે છે એથી કરીને, સ્વધર્માચરણ (ભાગવત ધર્માનુષ્ઠાન) કરવામા ધારણ કર્યું છે વ્રત જેણે એવો

પ્રહલાદ નિરન્તર સ્મૃતિ તત્પર થયો, તે યુક્તજ સમજવુ  શ્લિષ્ટાર્થમા એમ સમજવાનુ છે કે, જ્યારે શ્રુતિ ( કર્ણેન્દ્રિય ) નો નાશ થઇને બધિરતા પ્રાપ્ત થાય છે, ત્યારે સ્મૃતિ ( સ્મરણ ) કરવાનુજ મુખ્ય  સાધન રહે છે  તાત્પર્ય, નારાયણની અખડ સ્મૃતિપરાયણ  થએલો  પ્રહલાદ  નારાયણનો  સાક્ષાત્કાર કરીને કૃતાર્થ થયો  શુભ કર્મોને વિષે કેટલા બધા વિઘ્નો નડે છે, તથા નિશ્ચય વડે તે સર્વનો કેમ નાશ થઇ શકે છે, તેને માટે પ્રહલાદનુ  ચરિત્ર આદર્શ-ભૂત છે. અહિ એનુ  કાઇક દિગ્દર્શન કરવામા આવે છે

હિરણ્યકશિપુનો પુત્ર પ્રહલાદ ભગવાન્ શ્રીવિષ્ણુનો ભક્ત હતો  ગર્ભમા રહ્યા રહ્યાજ ત્હેણે નારદને મ્હોડેથી તત્ત્વજ્ઞાનનુ  શ્રવણ કર્યું હતુ, તેથી પરમાત્મા પ્રત્યે સ્વાભાવિક નિષ્ઠા એના મનમા ઉત્પન્ન થઇ હતી, અને નારાયણનુ એ નિત્ય ભજન કર્યા કરતો  પિતાએ એક વખત પ્રહલાદને પ્રશ્ન કર્યો કે, ગુરૂને ઘેર શુ ભણી આવ્યો, તે કહે ત્યારે પ્રહલાદે કહ્યુ, હે તાત ! જીવોએ આ જન્મની પ્રાપ્તિ થયા બાદ મિથ્યાભૂત સસારનો મોહ તજીને, અરણ્યમા જઇ ભગવાન્ શ્રીવિષ્ણુની ભક્તિને વિષે પરાયણ થવુ એજ ઉત્તમ છે  આ પ્રમાણે પોતાના શત્રુ વિષ્ણુનુ  ભજન કરવાની વાત પુત્ર મુખે શ્રવણ કરીને, હિરણ્યકશિપુએ કહ્યુ, હે પ્રહલાદ ! અખિલ અસુરોના કુલને દીપાવનારા તથા નિર્મલ એવા આ દનુવશમા ઉત્પન્ન થવા છતા એ ઉત્તમ કુલને છાજે નહિ તેવુ અનુચિત આચરણ તું કરે છે ત્હારા કાકાનો  જેણે પ્રાણઘાત કર્યો છે, એવા શત્રુનુ તુ નામ સ્મરણ કરે છે, તે યોગ્ય  નથી  આ પ્રકારની બુદ્ધિ ત્હને કોણે સૂઝાડી ? ત્યાર બાદ ગુરૂને બોલાવીને પૂછ્યુ  કે, મ્હારા પુત્રને શત્રુનુ ભજન કરવાનુ કેમ ત્હમે શિક્ષણ આપ્યુ ? ત્યારે ત્હેણે પ્રત્યુત્તરમા કહ્યુ કે, હે દૈત્યેશ્વર !  આ પ્રહલાદ હુ જે  શીખવુ છુ  તે તથા બીજાનુ શીખવેલુ બોલતો નથી,  પરન્તુ ભગવદ્ ભજનમા એની નૈસર્ગિક પ્રવૃત્તિ છે  હિરણ્યકશિપુએ કહ્યુ, જાઓ આને ફરી સારી શિક્ષા આપીને સુધારો, નહિતર ત્હમને શિક્ષા કરવામા આવશે

ગુરૂજી પ્રહલાદને પોતાને ઘેર લઇ જઇને ભગવદ્ ભજન નહિ કરવા વિષે ત્હેને શીખામણ દેવા લાગ્યા અને કરશે  તો ત્હારા પિતા  ત્હારો પ્રાણ લેશે એવો ભય પણ બતાવ્યો, તો પણ પ્રહલાદે તે કશુ કાનપર લીધુ નહિ અને કહ્યુ કે, ભલે મ્હારા પિતા કોપાયમાન થાય ! એના ભયના માર્યા મ્હારે શુ નારાયણ ભજન છોડી દેવુ જોઇએ ?  મકાનમા મચ્છરાદિક જીવજન્તુ ઘણાયે ઉત્પન્ન થાય છે, પરતુ તેમના ભયથી કયો પુરૂષ પોતાના મકાનનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે ?  પરમાત્મભજનમા મ્હારા પ્રાણ જાય તો પણ મ્હને ક્યા

તેની પરવા છે? પરંતુ સાંસારિક તાપોનું ભજન કરનારા એવા જે પરમાનંદ-રૂપ મુકુન્દ છે, હેમના ચિન્તનમાંથી મ્હારૂં મન કદાપિ વિમુખ થશે નહિ. ઇન્દ્રિયારામ પુરૂષોની પેઠે હું પણ શું સંસારપંકને વિષે પુનઃ પુનઃ નિમગ્ન થયા કરૂં? એવો એનો દૃઢ નિશ્ચય જોઇને ગુરૂએ હિરણ્યકશિપુને કહ્યું કે, હે રાજન્! પ્રહલાદને આપજ શિક્ષા દેશો તો સુધરશે, નહિતર મ્હારા હાથે કાંઈ એની બુદ્ધિમાં ફેરફાર થાય તેમ છે નહિ. કેમકે, હેની બુદ્ધિ વિશાલ, જ્ઞાન ગંભીર અને વિપુલ, તથા દૃષ્ટિ પણ સમભાવને પ્રાપ્ત થએલી જણાય છે. સૂર્યની આગળ ખદ્યોતના જેવીજ મ્હારી સ્થિતિ થઈ છે. ગુરૂનું વચન સાંભળીને, હિરણ્યકશિપુએ પ્રહલાદને બોલાવ્યો અને અનેક ઉપદેશો વડે હેના મનને નારાયણ ભજનમાંથી નિવૃત્ત કરવાનો યત્ન આદર્યો. પરન્તુ પ્રહલાદે ધૈર્યપૂર્વક પિતાને કહ્યું કે—

**॥ કબિત ॥ પાવન બેરી બધાવ ગલે તોખ પહેરાવ હાથ ઘેદે ભરવાવ ઉપચાર ખચ્ચી ખાલસો । નદી દે બહવાવ કાલી નાગ તો દિખાવ મોહે બિચ્છુ લે બિછવાવ મૈ બિખ લેઉ હાતસે । હાથીતરે દિરવાવ ઘોરે તરે તુરવાવ મોહે તીર માર કરવાવ દેહ લપટાવ અગ્નિસે । કહે ગિરધર કબિરાય કહે પહેલાદ મોહે ઇતનાહી કરવાવ પૈ પ્રીત મત છુરવાવ ગિરિધર નદલાલસે ॥**

હે તાત! મ્હારા પગોમાં બેડી તથા હાથોને વિષે કડી, અથવા ગળામાં શસ્ત્ર ધારા પહેરાવો, કિંવા નદીને વિષે મ્હને ફેંકી દો, વૃશ્ચિક સર્પ વગેરે પાસે દંશ કરાવો, અથવા વિષપાન કરાવો તો હું ખુશીથી મ્હારે હાથે પી જાઉં. અગર હાથીના પગ તળે ફેંકી દેવડાવો, ઘોડા નીચે છુંદાવી દો, શરીરપર બાણ છોડાવરાવો, અગ્નિજ્વાળા વડે શરીરને આવૃત કરાવી દો, પહાડપરથી ફેંકી દેવડાવો, તો હું આનંદથી એ શિક્ષા સહન કરૂં, પરંતુ માત્ર એટલીજ મ્હારી પ્રાર્થના છે કે, આનંદકંદ પરમાત્મા શ્રી નારાયણની સાથે મ્હારી જે અનંત જન્મોપાર્જિત પુણ્ય કર્મોને લઇને પ્રીતિ બંધાએલી છે, તે છોડાવશો નહિ. અર્થાત્ હું જે પ્રીતિપૂર્વક મુકુન્દનું ભજન કરૂં છું તે કરીશ નહિ એવો ઉપદેશ કૃપા કરીને ના કરો. કેમકે, એ મ્હારાથી છોડાશે નહિ. એને ખાતર તો મ્હારૂં જીવન છે.

પ્રહલાદના આ પ્રકારના વચનથી હિરણ્યકશિપુ અત્યંત સંતપ્ત થયો, અને હેણે પુત્રને ખોળામાંથી દૂર ફેંકી દીધો અને રાક્ષસોને બોલાવીને કહ્યું કે, આ પુત્ર નથી પરંતુ મ્હારા ભ્રાતાના ઘાતકનું ભજન કરનારો હોઇ મ્હારે

મને દુષ્ટ શત્રુ તુલ્યજ છે એથી કરીને, મહાત્મા જે પ્રકારે દુર્દાન્ત ઇન્દ્રિયનો નાશ કરે છે, તેજ પ્રમાણે આ પુત્રરૂપધારી શત્રુનો નાશ કરવો ઉચિત છે' શુ જોઈ રહ્યા છો? ઉપાડો એને અને ફેંકી દો અગ્નિ કુડમા પ્રહલાદ આ પ્રકારના ભાષણથી ભયભીત થયો નહિ, પરતુ મનમા વિચાર કરવા લાગ્યો કે —

**जगदीशनिदेशमंतरा दहनो नैव दहेत किंचन ।**
**यदि तत्र भवेत्स्वतत्रता जठरस्थो न दहेत किं वपु ॥**

પરમાત્માની આજ્ઞા વગર અગ્નિ યત્કિંચિત્ વસ્તુ પણ બાળી શકતો નથી જો એનામા સ્વતન્ત્રતા હોય, તો પેટમા રહેલો અગ્નિ કેમ શરીરને સળગાવી મુકતો નથી? પરતુ સ્વતત્રતા નહિ હોવાને લીધેજ, તે શરીરને વિષે સ્થિત થઇને તેની રક્ષામા ઉપકારક થઈ પડે છે એને માટે કેનોપનિષદ્‌મા આ પ્રમાણે વર્ણન છે

પરમાત્માની કૃપાથી ઇન્દ્રાદિક દેવોને અસુરોની સાથે સગ્રામ કરતા કરતા વિજયની પ્રાપ્તિ થઈ, પરતુ તેનુ તેઓને સ્મરણ રહ્યુ નહિ અને માયાથી મોહિત થઇને તેઓ અભિમાન કરવા લાગ્યા હમારા સમાન કોણ રૂપવાન્, બલવાન્, ઐશ્વર્યસપન્ન અને શમદમયુક્ત છે? હમે હમારી પોતાની શક્તિવડેજ જગત્ પાલન કરી રહ્યા છીએ અસુરોનુ બળ હમારી આગળ તૃણતુલ્ય છે પરમાત્માએ એમનામા આવા અનર્થાવહ ગર્વની ઉત્પત્તિ જોઇને, તેની નિવૃત્તિ કરવાને કાજે પોતે જાતે અદ્‌ભુત યક્ષનુ સ્વરૂપ ધારણ કર્યુ, અને તે દેવોની નિકટમા પ્રગટ થયા જેને અનત મસ્તક, અસખ્ય નેત્રાદિ ઇન્દ્રિય, સર્વ જાતિઓના મુખ અને અખિલ વસ્ત્ર, આયુધ, અલકાર જેના શરીરપર છે એવા યક્ષને જોઇને સકલ દેવો આશ્ચર્ય ચકિત થયા માહોમાહ્ય પૂછવા લાગ્યા કે, આ કોણ છે? આવુ પ્રાણી અત્યાર લગી કદી જોવામા આવ્યુ નથી, જેના શરીરપર સ્ત્રી પુરૂષ નપુસક એ ત્રણેના ચિન્હ જોવામા આવે છે આ પ્રમાણે સાશકિત થઇને દેવો સઘળા વિચાર કરી રહ્યા છે, પરતુ ભયના માર્યા કોઇની પણ ત્હેની પાસે જવાની હિમત ચાલતી નથી આખરે ઇન્દ્રાદિ દેવતાઓએ અગ્નિને કહ્યું કે, ત્હમે એની પાસે જઇને તપાસ કરી આવો એ કોણ છે? અને અહી શા માટે આવ્યો છે? તથા આપણને અનુકૂલ કે પ્રતિકૂલ છે?

દેવોની આજ્ઞા લઇને જ્યારે અગ્નિ યક્ષની પાસે આવી પ્હોચ્યો, ત્યારે યક્ષે પૂછ્યુ, તુ કોણ છે? અગ્નિએ કહ્યું, હુ જાતવેદા નામનો અગ્નિ છુ. યક્ષે પૂછ્યુ, ત્હારામા કેટલુ બળ છે? અગ્નિએ કહ્યું, આ અખિલ વિશ્વને

એક પલકમા સળગાવી દઉ, એટલુ મ્હારૂ સામર્થ્ય છે. યક્ષે કહ્યુ ઠીક! ત્હારૂ બળ તો અનુપમ છે, પરતુ પ્રથમ આ ઘાસની સળીને તો સળગાવી દો એનુ આવુ વચન સાભળીને અગ્નિએ પોતાનુ નિખિલ બળ પ્રગટ કર્યું અને તૃણશલાકાને દહન કરવાનો પ્રયત્ન કર્યો, પરતુ તેનાથી કશુ વળ્યુ નહિ ત્યારે ગર્વરહિત થઇને લજ્જાવડે મુખ નીચુ નમાવીને તે દેવતાઓની પાસે આવ્યો, અને કહેવા લાગ્યો કે, એ યક્ષ કોણ હશે તે હુ જાણી શકતો નથી કેમકે, એની પાસે જતા વારને મ્હારૂ સઘળુ બળ નાશ પામ્યુ. હવે ત્હમે બીજા કોઇને મોકલો, અને તપાસ કરાવો કે એ કોણ છે? ત્યારે ઇન્દ્રે વાયુને મોકલ્યો, અને તે પણ પેલા યક્ષની પાસે આવીને હાજર થયો જ્યારે યક્ષે ત્હેને પૂછ્યુ કે તુ કોણ છે? ત્યારે વાયુએ કહ્યું કે હું માતરિશ્વા નામથી પ્રસિદ્ધ વાયુ છુ પછી યક્ષે ત્હેને પૂછ્યુ કે, ત્હારામા કેવુક બળ છે? વાયુએ કહ્યુ, જે પ્રમાણે બાળક મુખમા તૃણને લઇ જાય છે, તે પ્રમાણે આ અખિલ વિશ્વને બગલમા ઘાલીને બ્રહ્માણ્ડની બહાર ચાહે ત્યા લઇ જઈ શકુ, એટલુ મ્હારૂ સામર્થ્ય છે એવુ સાભળીને યક્ષે કહ્યુ કે, આ તૃણશલાકાને તો પ્રથમ ઉચકીને લઇ જા વાયુએ તેને ઉંચકવાને બહુ બહુ પ્રયાસ કરી જોયા, પોતાનુ સઘળુ બળ અજમાવ્યુ તો પણ તે યત્કિચિત્ હાલી સુદ્ધા નહિ ત્યારે ગર્વરહિત અને લજ્જીત થઇને દેવોની પાસે આવીને કહેવા લાગ્યો કે, હે દેવો! એ યક્ષના સ્વરૂપનો નિર્ણય મ્હારાથી થઈ શકે તેમ નથી, એની આગળ મ્હારૂ બળ નિષ્ફળ નીવડયુ હવે બીજા કોઇને મોકલીને એની તપાસ કરાવો

વાયુની આવી સ્થિતિ જોઇને અખિલ દેવોએ ઇન્દ્રની પ્રાર્થના કીધી અને યક્ષની પાસે ત્હેને મોકલ્યો ઇન્દ્ર આવતા વારને યક્ષ એકાએક અન્તર્ધ્યાન થઇ ગયો ઇન્દ્ર ચકિત થઇને ચોમેર જોવા લાગ્યો, પરતુ ક્યાઈ પણ એનુ દર્શન નહિ થવાથી ગર્વરહિત થયો ત્યારબાદ ત્યા આગળ કોઇ રૂપવતી સ્ત્રી એની નજરે પડતા, એણે ત્હેને પૂછ્યુ, હે દેવિ! આ સ્થાનમા જે એક અદ્ભુત યક્ષ પ્રગટ થયો હતો અને પછીથી ગુપ્ત થઇ ગયો, તે કોણ હતો? જો ત્હમને ખબર હોય તો કહો, એ જાણવાની મ્હને ઉત્કટ ઇચ્છા થઈ છે આ પ્રકારે પૂછ્યા બાદ તે સ્ત્રીએ (અર્થાત્ જે ઉમારૂપ[1] બ્રહ્મવિદ્યા

---

૧ 'पार्वती परमादेवी ब्रह्मविद्याप्रदायिनी । सदाकारा परानंदा संसारोच्छेदकारिणी । सा शिवा परमा देवी शिवाभिन्ना शिवंकरी ॥'
દેવી પાર્વતીજ બ્રહ્મવિદ્યા આપવાવાળી છે, સસારનો ઉચ્છેદ કરવાને સારૂ

હતી ત્હેણે) તે બ્રહ્મરૂપ મહાદેવનુ યક્ષરૂપ ધારણ કરવાનું કારણ કહ્યું, અને યથાર્થસ્વરૂપનો ઉપદેશ પણ કર્યો ત્યારે ઇન્દ્ર ગર્વરહિત થઇને પોતાના વિજયના કારણ રૂપ ત્હેને સમજીને નિરન્તર સ્મરણ તત્પર થયો તાત્પર્ય, એ છે કે પરમાત્માની ઇચ્છાનુસાર અગ્નિને વિષે દાહકત્વ, તથા અદાહકત્વ રહે છે, ત્હેમની આજ્ઞા વગર તે કોઇને પણ દગ્ધ કરવાને સમર્થ નીવડતો નથી, એમ સમજવુ અગ્નિ, વાયુ, ઇન્દ્ર ઇત્યાદિ દેવતા પોતાના બલ વગેરેની સ્વતત્રતા સમજીને ગર્વિષ્ટ થયા હતા, એટલા માટેજ પરમાત્માએ તેની અસ્વતત્રતાનો એમને અનુભવ કરાવી દઇને એમનો ગર્વ દૂર કર્યો એજ કારણને લઇને, પિતાએ પોતાને અગ્નિકુડને વિષે ફેકી દેવાનુ કહેવા છતા પ્રહ્લાદ ભયભીત થયો નહિ અસ્તુ !

જ્યારે હિરણ્યકશિપુની આજ્ઞાથી રાક્ષસોએ અગ્નિકુડ પ્રજ્વલિત કરીને પ્રહ્લાદને તેમા ફેકી દીધો, ત્યારે 'અગ્નિ નારાયણનુજ સ્વરૂપ છે,' એવુ ત્હેને જ્ઞાન હોવાથી, ત્હેણે એનુ સ્તવન કર્યું હે અગ્નિ ! ત્હારૂ સામર્થ્ય અખિલ ભુવનને ભસ્મીભૂત કરી દે એવુ છે ત્યારે હુ ભયભીત થઇને ત્હારી આગળથી પલાયન કરી જાઉ, તો તેથી શુ વળે ? માટે મ્હારી રક્ષા તુંજ કરજે મ્હારા ઉપાસ્ય નારાયણરૂપજ તું છે પ્રહ્લાદની સ્તુતિથી પ્રસન્ન થએલા અગ્નિએ ગગાના તરગો સમા શીતલ બનીને ત્હેનુ રક્ષણ કર્યું

પછી પ્રહ્લાદને પર્વતના શિખરપરથી ગબડાવી દેવામા આવ્યો, તોપણ એણે નિર્ભય ચિત્તથી નારાયણનુ સ્મરણ કર્યા કીધુ, જેથી એને કાંઇ પણ

---

એ હેતુભૂત છે તથા પરમાનદ જ્ઞાનરૂપ છે સકલ પ્રાણીઓને સુખકારી હોવાથી શિવા એ એનુ નામ છે, અને અખિલ શક્તિઓનુ ઉપાદાન હોઇ, સર્વોત્કૃષ્ટ છે. એનો ચિદ્રૂપ શિવથી પરમાર્થત ભેદ નથી, એના વડેજ શિવ સકલ પ્રાણીઓને ભુક્તિ મુક્તિ પ્રદાન કરવાને સમર્થ થાય છે એ પ્રમાણે સૂતસહિતાદિગ્રથમા એનુ વર્ણન છે એ ઉમા (પાર્વતી) દેવીએજ દેવોનો ગર્વ દૂર કરવાને કાજે દિવ્ય સ્રી રૂપ લીધુ' હતુ અને બ્રહ્મરૂપ શિવના યથાર્થ સ્વરૂપનો તેઓને ઉપદેશ કર્યો હતો એટલામાટેજ —

उपासते ये परमां सर्वलोकैकमातरम् ।
तस्मांह सकलं यान्ति विद्यां मुक्तिप्रदामपि ॥

જે મનુષ્યો અખિલ જગતની માતાનું ઉપાસન કરે છે, તેમના ઐહિક ભોગમાથી પ્રતિબધક કર્મોનો ક્ષય થાય છે અને મુક્તિહેતુભૂત બ્રહ્મવિદ્યાનો પણ ત્હેના પ્રસાદથી લાભ થાય છે, એમ નિ:સશય સમજવુ.

ઇજા થઇ નહિ ત્યારબાદ શૂલોના પ્રહાર કરાવીને સર્પોની પાસે કરડાવ્યો; હાથીના પગ નીચે ફેંકી દીધો, પાણીમા ડુબાડી દીધો, પરન્તુ પાપીની સત્ક્રિયા જેમ વિફલ થાય છે, તેજ પ્રમાણે પ્રહલાદના ઉપર કરેલા આઘાત પણ વ્યર્થ નીવડયા આખરે હિરણ્યકશિપુએ પોતાની સ્ત્રી કયાધુને કહ્યુ કે, આ દુષ્ટ પુત્રને ઝેર આપીને મારી નાખ સ્ત્રી સાધ્વી હોવાથી, ત્હેણે પતિની આજ્ઞા માન્ય કીધી, અને પ્રહલાદને ઉપદેશ કીધો હે પુત્ર! હવે તુ દુરાગ્રહ છોડી દે ત્હારા પિતાની મ્હને આજ્ઞા થઈ છે કે, ત્હને ઝેર આપીને મારી નાખવો તે સાભળીને પ્રહલાદે કહ્યુ, હે માતા! પિતાની આજ્ઞાને અનુસરીને તુ મ્હને ઝેર આપ, હુ તે ખુશીથી પી જઇશ, તેનુ મ્હને જરીયે ભય નથી, માટે ત્હારે સતાપ કરવો નહિ કેમકે —

**मन्मातुरिन्दिराया किमु न ज्ञात सहोदर गरलम ।**
**मातुलतामुपयात तस्मादस्मासु किं भयं भवति ॥**

નારાયણ મ્હારા પિતા અને લક્ષ્મી મ્હારી માતા છે, અને વિષ તે લક્ષ્મી માતાનો ભાઇ થાય છે કેમકે, લક્ષ્મી અને વિષ બન્ને સમુદ્રમાથી ઉત્પન્ન થએલા હોવાથી ત્હેમનો પરસ્પર ભાઈ બ્હેનનો સબધ થાય છે તે વિષ મ્હારા માતુલ (મામા) ના સ્થાનમા આવી રહેલુ હોવાથી મ્હને તેનો શો ભય છે? કારણ કે, મામો કદી પોતાના બ્હેનના પુત્ર (ભાણેજ) નો ઘાત કરતો નથી, એટલામાટે ભયરહિત થઇને વિષ આપો એ સિવાય બીજુ પણ હુ ત્હમને જે કહુ છુ, તે સાભળો વિષ સર્વ। વિષરૂપ (મારક) હોતુ નથી, અને અમૃત પણ અમૃતરૂપ (તારક) નીવડતુ નથી ઇશ્વરની ઇચ્છાથી કદી વિષ અમૃતમય અને અમૃત વિષમય થાય છે મહાદેવ વિષપાન કરીને મૃત્યુજય થયા, અને અમૃતપાન કરવા છતાયે રાહુનુ શિર કપાઇ ગયુ પછી પ્રહલાદે માતાએ આપેલા વિષનુ પાન કર્યુ, તેમ છતા મરી નહિ જવાથી હિરણ્યકશિપુ ચિન્તાક્રાન્ત થયો અને વિચાર કરવા લાગ્યો કે, 'આનો વિરોધ કર્યાથી કદાચિત્ મ્હનેજ મૃત્યુ પ્રાપ્ત થાય,' અને વસ્તુત હતુ પણ એમજ દેવોએ શ્રીવિષ્ણુની પાસે જઇને જ્યારે પ્રાર્થના કીધી હતી, ત્યારે તેઓએ એમ કહ્યુ હતુ કે —

**यदा देवेषु वेदेषु गोषु विप्रेषु साधुषु ।**
**धर्मे मयि च विद्वेष स वा आशु विनश्यति ॥**
**निर्वैराय प्रशान्ताय स्वसुताय महात्मने ।**
**प्रल्हादाय यदा द्रुह्येद्धनिष्येऽपि वरोर्जितम् ॥**

જે વખતે એ હિરણ્યકશિપુ દેવ, વેદ, ગાય, બ્રાહ્મણ, સાધુ, ધર્મ અને

હું એ બધાની સાથે દ્વેષભાવ ધારણ કરીને એમને ત્રાસ આપશે, તે વખતે એ શીઘ્ર નાશ પામશે બ્રહ્મદેવના વરપ્રદાનથી, એ જોકે બલ ઐશ્વર્ય વગેરેવડે પ્રમત્ત થયો છે, અને ત્હેમને અધિકાર ભ્રષ્ટ કર્યા છે, તોપણ એ જ્યારે વૈરશૂન્ય, અત્યંત શાંત સ્વભાવયુક્ત પોતાના મહાનુભાવ પુત્ર પ્રહલાદનો દ્રોહ કરશે, ત્યારે હું એનો વધ કરીશ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જન્માન્તરનાં પુણ્ય કર્મના પ્રભાવથી જેઓને વિપુલ બલ, વિદ્યા, સંપત્તિ વગેરે પ્રાપ્ત થઈ ગએલા હોવાથી, જેઓ ઉન્મત્ત થઇને દેવ, વેદ, ધર્મ સાધુ ભગવદ્ભક્ત વગેરેનો દ્વેષ કરે છે, તથા ત્હેમની નિન્દા કરીને ત્હેમને દુઃખ દેતા પણ આચકો ખાતા નથી, તેઓ પરમાત્માની અવકૃપાને પાત્ર થઇને સત્વર નાશ પામે છે હિરણ્યકશિપુએ બ્રહ્મદેવનુ ઘોર તપ કર્યું હતું અને ત્હેમની પાસે વરદાન મેળવ્યુ હતું, તેથીજ જ્યા લગી તે પુણ્યકર્મના ફલનો ભોગ થયો ન હતો, ત્યા લગીજ પરમાત્મા પણ ચૂપચાપ બેસી રહ્યા હતા પરંતુ જ્યારે પાપ કર્મ કરવાથી પુણ્ય કમી થઇ ગયુ અને ભોગવડે પણ કાંઇક ક્ષીણ થયુ, ત્યારે એનો વધ કરવામા પરમાત્માને કેટલી વાર લાગી?

તેજ પ્રમાણે પ્રમત્ત પુરૂષોએ પણ એ વાત ધ્યાનમા રાખવા લાયક છે કે, જન્માન્તરીય પુણ્ય કર્મોના ફલનો ભોગ જ્યા સુધી થવાનો બાકી છે અને પાપ કર્મથી તે પુણ્ય શીઘ્ર ક્ષીણ થયુ નથી, ત્યા સુધી પરમાત્મા તરફથી કાંઇ પણ વિશેષ ફલ મળેલુ જોવામા આવશે નહિ પરંતુ એ ઉપરથી તેઓએ એમ નહિ સમજવુ કે, હમે જે ચાહીએ તે (અભક્ષ્યભક્ષણ અપેયપાન, બ્રાહ્મણવિધાત, દેવ બ્રાહ્મણ સાધુની નિન્દા, બીજાના ગળાં રેંસીને દુઃખ દઇને સંપત્તિ મેળવવી વગેરે વગેરે) કર્મ કરીએ છીએ, પરંતુ હમને કોણ પૂછનાર છે? શુ થવાનુ છે? હમે જો કદાચ એમ નહિ કરીશું, તો આ (દુનિયાના) વૈભવાદિ સંપાદન કરીને સુખી થઇશુ નહિ પરંતુ જ્યારે વખત આવે છે, ત્યારે પરમાત્મા મૂલસહિત ઉખેડી નાખશે હિરણ્યકશિપુને ખાતર પરમાત્માને જાતે અવતીર્ણ થઇને એનો વધ કરવો પડયો, પરંતુ બીજાઓનુ એટલુ પુણ્ય નથી કે ભગવાન્ પ્રત્યક્ષ પ્રગટ થઇને ધાતપાત કરે તેઓશ્રી સર્વાન્તર્યામી હોવાથી ક્યા અને ક્યારે, કોને કેવા પ્રકારની સ્ફુરણા કરીને ઉન્મત્તોને જમીનદસ્ત કરી દેશે, તેનો પત્તો પણ લાગવાનો નથી અસ્તુ! અન્તમા હિરણ્યકશિપુએ પ્રહલાદને ક્રોધાંધ થઇને કહ્યુ કે—

> रे दुर्विनीत मन्दात्मन् कुलभेदकराधम ।
> स्तब्धं मच्छासनोद्वृत्तं नेष्ये त्वाद्य यमक्षयम् ॥

અરે ઉદ્ધત ! મદબુદ્ધિ! કુલનાશક, અધમપુત્ર ! મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને તુ વર્તન રાખે છે, તેથી આજે હુ ત્હને યમને ઘેર મોકલું છું હજી પણ જો દુરાગ્રહ તજી દઇશ, તો ઉગરવા પામીશ જે મારા ભયના માર્યા અખિલ પૃથ્વીપતિ ધનુર્બાણ ખડ્ગ વગેરે આયુધો છોડી દઇને, લગોટી લગાવીને ગિરિકંદરમા જઇને જેમ તેમ દિવસ ગુજારી રહ્યા છે તથા ઇન્દ્રાદિ દેવો નમ્રીભૂત થઇને પોતાના મસ્તકના કિરીટરત્નાદિથી મ્હારા ચરણને નીરાજન કરે છે (આરતી ઉતારે છે), તે મ્હારા સિવાય જગતમા અન્ય કોણ ત્હારો સ્વામી છે ? અને કહે તે ક્યા છે ? કે જેના બલથી તુ મ્હારી આજ્ઞાનું અતિક્રમણ કરી રહ્યો છે ?

પ્રત્યુત્તરમા પ્રહ્લાદે કહ્યુ કે, હે તાત ! જેના બળ વડે હું ભયશૂન્ય છુ, તે સમસ્ત બલીઓનો બલી છે, અને એ પોતાની શક્તિદ્વારા આ સંસારની ઉત્પત્તિ, પાલન તથા સંહાર કરે છે અખિલ દેહધારીઓનો એ આત્મા છે એથી કરીને માછલાઓને જેમ જળ તેઓનુ જીવન હોવાથી અત્યન્ત પ્રિય હોય છે, તેજ પ્રમાણે સર્વનુ તે જીવન હોવાથી જીવોની જેટલી ત્હેનાપર પ્રીતિ હોય છે તેટલી તો ત્હેમના પોતાના દેહપર પણ હોતી નથી આ સત્ય સમજ્યા વગર જે ગૃહાસક્ત થઇને તુચ્છ વૈષયિક સુખોનોજ અનુભવ કરે છે, ત્હેને મોટો છે એમ કહેવાનુ તો ફક્ત વયની અધિકતાથીજ થઈ શકશે પરંતુ જગતમા તો એવુ પણ જોવામા આવે છે કે, જેને એ પ્રકારનુ જ્ઞાન થયુ હોય, તે વયથી નાનો હોવા છતા મહાન્ ગણાય છે મ્હે જેને વિષે કથન કર્યું તે મ્હારો સ્વામી દુષ્ટ ચિત્તવાળા પુરૂષોના અનુભવવામા આવતો નથી, એટલા માટે ત્હમે આસુરીભાવનો પરિત્યાગ કરીને સર્વત્ર સમભાવને વિષે ચિત્તની સ્થાપના કરશો, તો મ્હારૂં વચન સત્ય પ્રતીત થશે જેને લીધે ત્હમે શૂરવીર, ઐશ્વર્યવાન્ ઇત્યાદિ નાના પ્રકારના વિશેષણને પ્રાપ્ત થયા છો, તે મ્હારો પ્રભુ નારાયણ પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, દિશા, અન્તરિક્ષ, સૂર્ય, ચન્દ્ર, પાતાલ, ચેતન, અચેતન, આ જગતની અંતર્બાહ્ય, સર્વત્ર સર્વદા વિરાજમાન છે વધુ શુ કહુ ? ત્હમારામા અને મ્હારામા પણ એ છે

પુત્રનુ આ પ્રકારનુ વચન સાભળીને, હિરણ્યકશિપુએ કહ્યુ, હે અતિમન્દ! ત્હારૂ મરણ નિકટ આવી પહોચેલુ હોવાથી, દીવો હોલવાતી વખતે જેમ ભપકી જાય છે તેમ, તું બહુ બકવાટ કરી રહ્યો છે હવે હુ ત્હારૂં શિર ધડથી અલગ કરૂ છુ. મ્હારાથી અન્ય જે કોઇ ત્હારો ઇશ્વર હશે, તે ત્હારી રક્ષા કરશે ત્હે કહ્યુ કે મ્હારો ઇશ્વર સર્વવ્યાપિ છે, તો આ સ્તંભને

વિષે કેમ નથી દેખાતો? પ્રહલાદે કહ્યું, જ્ઞાનદૃષ્ટિ કરીને જોશો, તો એનું સર્વગતત્વ દૃગ્ગોચર થશે 'पश्यन्ति ज्ञानचक्षुष' શુદ્ધાત્મા પુરૂષ અન્તર્મુખ થએલી નિર્મલ બુદ્ધિવૃત્તિરૂપી નેત્ર વડે તે નિર્વિકાર પરમાનંદરૂપ પરમાત્માને જુએ છે, પરન્તુ મલિનાંતર, બહિર્મુખ, વિવેકાદિસાધનશૂન્ય પુરૂષ ત્હેને કદી દેખી શકતો નથી ત્યારબાદ ખડ્ગ લઇને હિરણ્યકશિપુ સિંહાસન ઉપરથી કૂદી પડ્યો, અને પુત્રના વચનાનુસાર ઇશનુ સર્વગતપણુ અવલોકવાને કાજે ત્હેણે જોરથી સ્તંભઉપર મુષ્ટિ પ્રહાર કર્યો એટલે તો બ્રહ્માણ્ડ ભયભીત થાય, એવો ભયંકર શબ્દ થયો, અને —

सत्य विधातु निजभृत्यभाषितं व्याप्तिं च भूतेष्वखिलेषु चात्मन।
अदृश्यतात्यद्भुतरूपमुद्वहन्स्तंभे सभायां न मृगं न मानुषम् ॥

પોતાના ભક્તોનુ તથા પોતાનુ વચન સત્ય કરવાને સારૂ અને અખિલભૂતોને વિષે હુ વ્યાપક છુ એવુ દર્શાવવાને માટે ભગવાન્ અતિ ભયંકર 'નહિ મનુષ્ય કે નહિ પશુ' એવુ અપૂર્વરૂપ લઇને સભામા સ્તંભને વિષે પ્રગટ થયા પ્રહલાદના વચનને ખાતર અને બીજા પણ ભક્તોના (સનકાદિ, હિરણ્યકશિપુ, બ્રહ્મદેવ, નારદ એ સર્વ પરમાત્માના ભક્તજન છે, ત્હેમના) વચન સત્ય કરવાને ખાતર એવુ રૂપ લીધુ એમ જે કહ્યુ તે વચનોનુ ક્રમશ નિરૂપણ કરીશુ

૧ પ્રહલાદનુ દૈત્ય બાળકોની સાથે જે ભાષણ થયુ હતુ કે 'આબ્રહ્મસ્તંબપર્યન્ત ચરાચરાવત્ જીવોને વિષે, ઘટાદિ નિર્જીવ કાર્યોમા, આકાશાદિ મહાભૂતોમા, ગુણોમા ગુણની સામ્યાવસ્થા પ્રધાનમા અને ગુણોની વિષમાવસ્થાના પરિણામ મહત્ તત્ત્વાદિકોને વિષે એકજ પરમાત્મા નિર્વિકાર ભગવાન્ ઇશ્વર વસે છે,' તે સત્ય કરી બતાવવા

૨ સનકાદિકોએ વૈકુંઠમા જયવિજયને શાપ દીધા બાદ કહ્યુ હતું કે, 'ત્રણ જન્મ પછી તમે ફરી પાછા સ્વર્ગલોકનેવિષે આવવા લાયક થશો,' તે વચન સત્ય કરવા

૩ હિરણ્યકશિપુનુ બ્રહ્મદેવની સાથે જે ભાષણ થયુ હતુ કે, 'તમે ઉત્પન્ન કરેલા ભૂતોથી મ્હારૂં મૃત્યુ ના થાય. અંદર બહાર, દિવસના, રાત્રે, પૃથ્વીપર, આકાશમા, મનુષ્યોને હાથે, પશુઓ વડે, નિર્જીવ સજીવ, દેવ દૈત્ય સર્પ એમનાથી મરણ ના થવુ જોઇએ' તે પણ સત્ય કરી બતાવવા સારૂ 'નર-સિંહ' નહિ પશુ અને નહિ મનુષ્ય એવુ બ્રહ્મસૃષ્ટિ વ્યતિરિક્ત રૂપ સંધ્યાકાલને વિષે લીધુ એ ઉપરાંત એણે એમ પણ કહ્યુ હતુ કે —

नूनमेतद्विरोधेन मृत्युर्मे भविता न वा ।

એ પુત્રના પ્રભાવનુ પ્રમાણુ સમજી શકાય તેવુ નથી એને કોઇનો ભય અને મૃત્યુ નથી એથી એની સાથે વિરોધ કર્યાથી મ્હને પોતાને નિશ્ચયાત્મક મૃત્યુ આવશે, અન્યથા નહિ અતમા થયુ પણુ એમજ (હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ એ બન્ને જયવિજય નામના પરમાત્માના ભક્તોજ હોઈ શાપને લીધે અવતીર્ણ થયા હતા

૪ બ્રહ્મદેવે આપેલુ વરદાન, અન્ય પુરૂષોને દુર્લભ એવુ વરદાન તુ મ્હારી પાસે માગે છે, તથાપિ ત્હારી તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને હુ એ સર્વ ત્હને આપુ છુ' ઇત્યાદિ સત્ય કરવા

૫ નારદે ઇન્દ્રને જે કહ્યુ હતુ કે, 'એના ઉદરમા જે ગર્ભ છે, તે પાપરહિત મહાભાગવદ્દભક્ત છે અને સ્વયમેવ બલી છે ત્હારા હાથે એનો નાશ થઈ શકશે નહિ કેમકે, તે પરમેશ્વરનો સેવક છે' તે વચન સત્ય કરવાને ખાતર તથા

૬ 'न मे भक्त प्रणश्यति,' 'न वासुदेव भक्तानामशुभ विद्यते क्वचित्,' 'तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्'

મ્હારા ભક્તનો નાશ થતો નથી વાસુદેવના ભક્તોને કદીયે કોઇ પણુ પ્રકારનુ અશુભ પ્રાપ્ત થતુ નથી હુ એ ભક્તોનુ મૃત્યુ તેમજ સસારમાથી સરક્ષણુ કરૂ છુ ઇત્યાદિ ભગવાનના વચન છે [આ વચન જો કે ગીતાના છે અને ગીતાનુ નરસિહઅવતાર પછી કથન કરેલુ છે, તથાપિ બન્ને અવતાર એમનાજ છે, એ દૃષ્ટિથી આ વચનો અત્રે આપેલા છે, અને એવા બીજા વચનો પણુ નીકળી શકે પરતુ આ વચનો પ્રસિદ્ધ છે, અને મૂળ (ભાગવત)મા પણુ આપેલા છે, તેથી કોઇએ શકા ના કરવી ]

ત્યારબાદ, હિરણ્યકશિપુએ ગદા લીધી અને નરસિહના ઉપર પ્રહાર કરવાને તે તૈયાર થયો, પરતુ ગરૂડ જેમ સર્પને અગર સર્પ જે પ્રકારે ઉંદરને પકડે છે, તે પ્રમાણે નરસિંહે એને પકડયો અને પોતાની જાઘપર નાખી દીધો અને સન્ધ્યા સમયે નખો વડે એને ફાડીને મારી નાખ્યો આયુધોથી મ્હારૂ મરણુ ના થાય, એવુ એણે માગી લીધેલુ હોવાથી એને કાકડીની માફક ચીરી નાખ્યો અને એના આતરડા ગળામા લટકાવ્યા અને લોહીથી મુખ રગી દીધુ દૈત્યના નાશથી બ્રહ્મદેવ, ઇન્દ્ર, ઋષિ, પિતર, સિદ્ધ, વિદ્યાધર, ચારણુ, ગન્ધર્વાદિ સઘળા ભગવાનની પાસે આવી હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા, તેમ છતા એમનો ક્રોધ શાન્ત ના થયો આખરે પ્રહ્લાદે આવીને સાષ્ટાગ પ્રણિપાત કીધા અને સ્તુતિ કીધી, ત્યારે પરમાત્મા શાન્ત થઇને વરદાન માગવાનુ ત્હેને કહેવા લાગ્યા. પ્રહલાદે કહ્યુ, મ્હારા મનમા કદી

વૈષયિક વાસનાની ઉત્પત્તિ થાય નહિ, અને ત્હમારા સ્વરૂપને વિષે મ્હારા મનની સ્થિતિ સદૈવ રહે એવુ વરદાન આપો તથા બીજી પણ એક યાચના છે કે, મ્હારા પિતાએ આપની સાથે દ્વેષ કીધાથી જે પાપ સગ્રહ્યુ હોય તેનો નાશ થાય

ભગવાન્ પ્રસન્નાન્ત કરણથી કહેવા લાગ્યા કે, હે પ્રહલાદ ! આ લોકમા ત્હને પરમ ઐશ્વર્યની પ્રાપ્તિ થશે, અને દેહપાત થયા પછી મ્હારા સ્વરૂપનો લાભ થશે ત્હારી વિશુદ્ધ ભક્તિને લીધે એકલા પિતાનોજ શુ ! પરતુ ત્હારા એકવીસ પૂર્વજોનો પણ ઉદ્ધાર થશે, એમ કહીને અતર્ધ્યાન થઇ ગયા આ પ્રમાણે હિરણ્યકશિપુરૂપી ગહન અરણ્યને વિષે ભક્ત પ્રહલાદ જે ત્રસ્ત થયો હતો અને પરમાત્માનુ અખડ સ્મરણ કરી રહયો હતો, ત્હેની રક્ષાને કાજે નરસિહે પ્રગટ થઇને તે વનને કાપી નાખ્યુ અને સકટમાથી એને છોડાવ્યો

તેજ પ્રમાણે આપણે પણ સસારરૂપી અનાદિ અને ગહન અરણ્યને વિષે ઘુમીએ છીએ અને નાના પ્રકારના સકટાદિકોથી ત્રાસ પામીએ છીએ કદી ઘરને આગ લાગે છે, કદી પાણીમા ડૂબી જઇએ છીએ, કદી ઉચા સ્થાનપરથી ગબડી પડીએ છીએ, કદી સાપ વીંછી વગેરેનો દશ થાય છે, એ પ્રમાણે પ્રહલાદની પેઠે આપણને પણ ડગલે ડગલે અનુભવ થાય છેજ આપણા શત્રુ એ અરણ્યમા રહ્યા રહ્યા ગુપ્તરૂપે એવીજ શિક્ષા કરી રહ્યા છે, પરન્તુ પ્રહલાદની માફક આપણુ ચિત્ત પ્રભુ ચિન્તનમા આસક્ત થતુ નથી આપણે જો '**अटव्यां नारसिंहंच**' એ વચનાનુસાર નરસિહ ભગવાન્ (વિષ્ણુ)નુ સ્મરણ કરીશુ, તો ખાસ કરીને પરમાત્મા આપણા સસારવનનો ઉચ્છેદ કરશે, અને આપણી રક્ષા કરીને પરમાનન્દ સ્વરૂપનો લાભ કરાવી દેશે ઝાડીનો ઉચ્છેદ થતા તેમાથી જે પ્રમાણે હિસ્રશ્વાપદ અથવા ચોર વગેરે નાસી જાય છે, તેજ પ્રમાણે જો સસારવન વિધ્વસ અથવા વાસનાવન નાશ થઇ જાય, તો કામ ક્રોધ મોહાદિ ચોર પણ આપોઆપજ દૂર થઇ જાય એટલા માટે કવિ કહે છે કે —

**समसितरुचिराज्योपेतमरे नरकेसरिणं संसेवेथा ।**
**मोक्षाभिमुख स्या किं कुर्याद्दुस्सहतापभवज्वर एष ॥**

જે પ્રમાણે સમાન શર્કરાયુક્ત સુન્દર ઘીની સાથે નૃકેસરી નામનુ રસાયન સેવન કરીને દુગ્ધપાન કરે, તો દુસહ તાપથી ઉત્પન્ન થએલો તરૂણ જ્વર કાઇ કરી શકનો નથી, તેજ પ્રમાણે ઉત્તમ સ્યામલ કાન્તિની પક્તિથી- યુક્ત નરસિહ નામનુ ત્હમે સેવનુ કરો (સ્મરણ કરો) અને મોક્ષાભિમુખ

થાઓ તો આધ્યાત્મિકાદિ તાપોથી યુક્ત સંસારરૂપી જ્વર ત્હમને શું કરી શકશે ? કાંઇજ નહિ તાત્પર્ય, ભગવાનના અખંડ અને સતત સ્મરણવડે સંસારની બાધા નડશી નહિ અને ત્હેમની કૃપાથી મોક્ષકામના પૂર્ણ થઇને પરમાનંદની પ્રાપ્તિ થશે મનુષ્યદેહ વારવાર પ્રાપ્ત થઇ શકે તેમ નથી, એટલા માટે આ જન્મમા આવીને જે પુરૂષ વિષયાસક્તચિત્ત થઇને સર્વદા સ્ત્રી પુત્રાદિ વિષય સંપાદન કરવામા અને ભોગ ભોગવવામાજ તત્પર થાય છે ત્હેના જેવો બીજો કોણ અધમ હોઈ શકે ? નારાયણરૂપી ધનથી જે સંપન્ન થાય છે, ત્હેની ત્રૈલોક્યને વિષે પ્રતિષ્ઠા થાય છે, અને બધા વડે એવુ એવું પૂજન-ગૌરવ થાય છે, કે જેવું તુચ્છ ધનસંપન્ન અને ગુણવાન્ તથા કુલવાનનું પણ થતુ નથી મનુષ્યત્વનુ જો સાર્થક કરવુ હોય, અને પશુ વગેરેના કરતા આપણામા કાંઇક વિશેષતા છે, એવું સિદ્ધ કરી બતાવવુ હોય, તો અહર્નિશ નારાયણનુ સ્મરણ કરો

પદ. રાગ-બિહાગ-તાલ ત્રિતાલા.

નારાયણ ચતુરક્ષરમંત્ર ॥ ધ્રુ ॥ ચતુર્મુક્તિદાયક સુમિરન કર તો ટૂટે ભવયંત્ર ॥ ૧ ॥ બહુવિધ દુઃખ તુકયૌ ભોગત હૈ હોકે નિત પરતંત્ર ॥ ૨ ॥ વિષયોન્મુખ મન ઉન્મન કરકે હોજા ઝટ હિ સ્વતંત્ર ॥ ૩ ॥ કહે દત્તાત્રય સુલભ માર્ગ જો સંમત શ્રુતિ અરૂ તંત્ર ૪ ॥

'નારાયણ' એ ચાર અક્ષરથીયુક્ત એવા મન્ત્રને જપવાથી (સ્મરણ કરવાથી) ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થોની પ્રાપ્તિ થાય છે સંસારયંત્ર ઉપર આરૂઢ થઇને અનેક યોનીઓને વિષે જે ફરવુ પડે છે તે યંત્રનોજ ભંગ થઇ જવાથી ભ્રમણ બંધ થઇ જાય છે પરતંત્રતામા દુઃખ થાય છે એ સર્વના અનુભવમા છે માયાને પર કહી છે અને એને વશ થઇ જવાથી અનેક પ્રકારના દુઃખો ભોગવવા પડે છે એથી કરીને માયાના કાર્ય દૃશ્ય-વિશ્વ સંબંધી વિષયોમાથી મનને જો પરાવૃત્ત કરીને અંતર્મુખ કરવામા આવે, તો ઉન્મની અવસ્થામા સુખનો અનુભવ નિરન્તર પ્રાપ્ત થશે, અને ત્યારેજ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ એમ કહી શકાય, આ પ્રકારજ શ્રુતિ શાસ્ત્ર પુરાણાદિકોને સંમત છે એટલાભાટે બીજા સાધનોની કઠીણતાનો ખ્યાલ રાખીને, નારાયણના સ્મરણરૂપી સુલભ રાજમાર્ગે ગમન કરો

॥ इति शिवम् ॥



## અષ્ટમ પુષ્પ.

### શ્રીરામ અને કૃષ્ણનો એકભાવ.

**देव पापात्प्रपाताच्च वृष्टयेवणवातक ।**
**संसारध्वान्तविध्वंसहंस कंसनिषूदन: ॥ मु० श्लो० ॥**

પૂર્વ ગુચ્છમા નારાયણનુ સ્મરણ કરવા વિષે કહ્યું છે, તે પરથી અન્ય દેવનુ સ્મરણ કરવાનુ નથી, એમ નહિ સમજવુ સાંપ્રદાય પરંપરાને લીધે ઉપાસકોના અંતઃકરણમા પોતાના ઉપાસ્ય (ઇષ્ટદેવ) ને માટે અભિમાન ઉપજે છે અને બીજા દેવને તેઓ તુચ્છ સમજે છે હરિહરમાં જે પ્રમાણે ભેદ રાખવામા આવે છે, તે પ્રમાણે રામ કૃષ્ણ એ બન્ને એક વિષ્ણુનાજ અવતાર હોવા છતા, તેમને વિષે કેટલાક ભિન્નભાવ રાખે છે પરંતુ રહસ્ય નહિ સમજવાથીજ એવુ થાય છે નારાયણનુ, શ્રીરામનુ, શ્રીકૃષ્ણનુ ચાહે ત્હેનુ સ્મરણ કર્યું હોય તથાપિ તેઓનુ તત્ત્વ એકજ છે **'नार जीवसमूहोऽयनं स्थानं यस्य' स नारायण** જીવ સમૂહોના અન્તરને વિષે સ્થિત (અન્તર્યામી) હોવાથી, એ પરમાત્માનુ નામ નારાયણ છે તથા

**रमन्ते योगिनो यत्र परानंदे चिदात्मनि ।**
**अतो रामपदेनासौ परं ब्रह्माभिधीयते ॥**
**कृषिर्भूवाचक शब्दो णश्च निर्वृतिवाचक ।**
**तयोरैक्यं पर ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

સર્વસંગ પરિત્યાગ કરનારા યોગી, સન્યાસી, જે સચ્ચિદાનંદ પરમાત્માના સ્વરૂપને વિષે રમમાણ થાય છે, તેથી રામપદવડે પરબ્રહ્મજ કહેવાય-છે **'रमयतीति राम'** જેમનુ ચિત્ત બીજે કયાંઈ રમમાણ થતુ નથી, ત્હેમના ચિત્તને જે પોતાના સ્વરૂપ ગુણાદિકોવડે રમમાણ કરે છે, એટલા માટેજ રામ નામ રાખવાનુ ગુરૂ વસિષ્ઠજીએ રાજા દશરથને કહ્યુ હતુ તેજ પ્રમાણે **'कृषि'** શબ્દ ભૂવાચક યાને સત્તાવાચક છે અને **'ण'** નિર્વૃતિ યાને સુખ, આનંદનો વાચક છે આ ઉપરથી સત્તા અને આનંદ એમના ઐક્યરૂપ જે પરબ્રહ્મ તેનુજ 'કૃષ્ણ' શબ્દવડે પ્રતિપાદન કરવામા આવે છે એ ઉપરથી એ વાત સિદ્ધ થઇ કે, સર્વના નામનો અર્થ એકજ છે, એથી કરીને અમે તો નારાયણનુ, યા રામનુ અગર કૃષ્ણનું સ્મરણ કરવામા આવે, તો ત્હેમનુ તત્વ એકજ હોવાથી, ઉપાસકોના ફલમા ભેદ નહિ થાય. એ કારણને લઇને મહાત્મા આનંદઘનજ કવિએ કહ્યું છે, કે.—

પદ રાગ કાફી–તાલ દીપચંદી

સ્મર સીતારમણ માનસ । સ્મર રાધારમણ ॥ ટેક ॥ લીલા-ભંગિત શિવકોદંડ । બાલાલિંગિત નિજ ભુજદંડ ॥ ૧ ॥ વિદારિત-રાક્ષસરાજીવતંસં । મારિત માયામોહિતકંસ ॥ ૨ ॥ ખંડિત સર્વ નિશાચરદર્પં । દલિત દુર્ધર કાલિયસર્પમ્ ॥ ૩ ॥ સૂરકુલાવલિ-મંડનભૂપ । અસુરકુલોદ્ધૃતબલ્લવરૂપ ॥ ૪ ॥ આનંદાત્મજવરદ રામ । શ્રીનંદાત્મજનિજસુખધામ ॥ ૫ ॥

હે માનસ ! તું સીતાપતિ શ્રીરામ અને રાધાપતિ શ્રીકૃષ્ણ એ બન્નેમાથી જેનાપર ત્હારી પ્રીતિ થાય, ત્હેનુ સ્મરણ કર, બન્ને એક રૂપજ છે અને બન્નેના અવતારના કાર્ય પણ સમાન છે શ્રીરામે તાટિકાને અને શ્રીકૃષ્ણે પૂતનાને બાળપણમા મારી નાખી હતી તથા શ્રીરામે સુબાહુ, મારીચ, ખર-દૂષણાદિને અને શ્રીકૃષ્ણે અઘ, બક, તૃણ, શકટ, ધેનુક અને પ્રલબાદિકોને મારી નાખ્યા હતા શ્રીરામે અહલ્યાનો અને શ્રીકૃષ્ણેયમલાર્જુનનો ઉદ્ધાર કર્યો હતો રાવણનો ભંગ કરીને જાનકીની સાથે શ્રીરામે અને શિશુપાલનો ભંગ કરીને રૂક્મિણીની સાથે શ્રીકૃષ્ણે પાણિગ્રહણ કર્યું હતુ શ્રીરામે કપટથી વાલીનો અને શ્રીકૃષ્ણે કાલયવનનો વધ કર્યો હતો શ્રીરામે સુગ્રીવને કિષ્કિંધાનુ અને શ્રીકૃષ્ણે ઉગ્રસેનને મથુરાનુ રાજ્ય આપ્યુ વાનરસમૂહની સાથે લંકામા જઇને રાક્ષસોનો શ્રીરામે સંહાર કર્યો હતો અને ગોપાલોની સાથે મથુરામા જઇને શ્રીકૃષ્ણે ચાણૂર, મુષ્ટિક, શલ, તોશલ મલ્લ અને કંસ વગેરેનો વધ કર્યો હતો સમુદ્રપર શ્રીરામે પહાડને તાર્યો તેજ પ્રમાણે શ્રીકૃષ્ણે ગોવર્દ્ધન પર્વતને કરાંગુલિ ઉપર ધારણ કર્યો રાવણ કુંભકર્ણનો શ્રીરામે અને શિશુપાલ દંતવક્ત્રનો શ્રીકૃષ્ણે સંહાર કર્યો હતો વિભીષણને લંકાનુ રાજ્ય શ્રીરામે અને યુધિષ્ઠિરને હસ્તિનાપુરનુ રાજ્ય શ્રીકૃષ્ણે આપ્યુ હતુ આ ઉપરથી સામાન્યતઃ બન્નેની અવતાર લીલા સમાન છે, એમ ખ્યાલમા આવી જશે, અને એજ સર્વ લીલા કવિએ ઉપરના પદમા સંક્ષેપથી દર્શાવી છે, એટલા માટે ચાહે ત્હેનુ સ્મરણ કરતુ બન્નેના ભકત સંસારમાથી નિર્મુક્ત થઇને પરમાનંદનો લાભ કરી શકે છે હવે બન્નેને માટે કવિઓએ શ્લિષ્ટ પદદ્વારે જે વર્ણન કર્યું છે, તેનુ ક્રમશઃ નિરૂપણ કરીશુ

**विषयोपहितोऽस्खलस्थिति सतमस्कं कनकांगनाप्रियं ।**
**भव उग्र इहापि राघवस्मरणाच्छान्तिमुपैति निर्भरां ॥**

ઉગ્ર એવા જે ભવ (શંકર) તે શ્રીરામના [1]સ્મરણવડે જે પ્રકારે અત્યંત શાન્તિને અર્થાત્ પરમાનંદને પ્રાપ્ત થયા હતા, તેજ પ્રમાણે ઉગ્ર એવો જે ભવ (સંસાર) તે પણ શ્રીરામનુ સ્મરણ કર્યાથી અત્યંત શાન્ત (નિવૃત્ત) થઇ જાય છે [હવે શંકર અને સંસાર એ બન્નેનુ સમાનપણુ દર્શાવીશુ બન્નેનું નામ જેમ એક છે તેજ પ્રમાણે ગુણ પણ એક રૂપ છે એમ શ્લિષ્ટાર્થમાં કહ્યુ છે] મહાદેવને વિષનો મોહ નષ્ટ થઇ ગએલો હોવાથી 'વિષયોપહિત' કહેવામા આવે છે તેજ પ્રમાણે ભવ (સંસાર) મા પણ જ્યા જુઓ ત્યાં શબ્દાદિ વિષયજ ભરેલા જણાઇ આવે છે શંકર કૈલાસપર સ્થિતિ કરતા હોવાથી 'અચલસ્થિતિ' છે તેમજ, સંસારની ચલસ્થિતિ (ક્ષણભંગુર અવસ્થા) છે, અથવા વ્યવહાર કાળમા સંસારને અચલ યાને સ્થિર પણ સમજવોજ [ઉપરના શ્લોકમા 'અચલ અને ચલ' એવો પદચ્છેદ થાય છે.] તથા શંકર 'સતમસ્ક' તમોગુણયુક્ત અને સંસાર અજ્ઞાનસહિત છે. શંકરને 'કનકાંગનાપ્રિય' યાને ધતૂરા અને ગૌરી પ્રિય છે અને સંસારમાં જીવોને સુવર્ણ અને સ્રી પ્રિય હોય છે એથી કરીને શંકરના સમાન પોતાના ગુણનો પ્રકાશક એવો જે સંસાર, તે પણ ત્હેમની પેઠેજ નિરન્તર શ્રીરામનુ સ્મરણ કર્યાથી અત્યંત શાન્ત થશે, અને જીવને પરમાનંદની પ્રાપ્તિ થશે એ પ્રમાણે શ્રીકૃષ્ણને માટે પણ કવિ કહે છે કે —

**मृत्यूदर्कादघाद्घोरात्त्रातु मुग्धजने प्रति ।**
**कतमो नाम कुशलो विना कृष्णं कृपार्णवम् ॥**

મરણજનનયુક્ત સંસારની પ્રાપ્તિ એજ છે ઉત્તર ફલ જેનુ, તે અઘ (પાપ) વડે મૂઢ એવા અવિદ્વાન્ પુરુષને તારવાને કાજે કૃપાસિન્ધુ શ્રીકૃષ્ણવિના બીજો કોણ કુશળ છે? કોઇ પણ નહિ દૃષ્ટાન્તમા સમજવુ કે મૃત્યુપ્રદ અઘ (અઘાસુર) થી મૂઢ થએલા એવા જે ગોપાલબાલ ત્હેમની રક્ષા ચાતુર્યપૂર્વક શ્રીકૃષ્ણેજ કરી હતી. એ વૃત્તાન્ત ભાગવતમાં છે, છતાં અંહી કિંચિત્ કથન કરીશુ

કંસે પૂતના તથા બકાસુરના નાનાભાઈ અઘાસુરને કૃષ્ણનો વધ કરવાને વાસ્તે મોકલ્યા હતા, તે બન્ને જણા જ્યા આગળ ગોપાળોની સાથે શ્રીકૃષ્ણ વૃન્દાવનમા ક્રીડા કરી રહ્યા હતા, ત્યા આવી પહોંચ્યા પોતાના પ્રાણપ્રિય ભાઈ અને બ્હેનનો કૃષ્ણે પ્રાણઘાત કરીને પોતાને જે ત્હેમના વિયોગનું

---

૧ વિષપાનથી થનારા દાહનું અનેક ઉપાયોવડે શમન નહિ થયુ, પરન્તુ શ્રીરામના સ્મરણથી તે શાન્ત થયો, એ પ્રમાણે પુરાણાદિને વિષે વર્ણન છે

દુ ખપ્રદાન કર્યું હતુ, તે દુ,સહ થઇ પડવાથી ત્હેમને મારવાને માટે, 'વસ્તુત ત્હેમના હાથે મરણ પામીને ભાઇ બ્હેનને મળવા માટેજ' ત્યાં આવીને એણે પ્રચડ સર્પનુ સ્વરૂપ ધારણ કીધુ અને તે ગોપાળોના માર્ગમા શયન કર્યું કૃષ્ણના પ્રાણવાયુનુ પાન કરવાને માટે એણે સર્પરૂપ લીધુ હતુ વાયુ એ સર્પનુ ભક્ષ્ય છે, અને પ્રાણ વાયુરૂપ છે પરતુ, એ મૂઢના ખ્યાલમા એ વાત નહિ ઉતરી કે, સર્પોનો સ્વામી શેષ પણ એનુ સ્તવન કરે છે અને એ તેનાપર શયન કરે છે, અર્થાત્ શેષના કરતાયે એ વધારે સમર્થ હોવા જોઇએ અને તેથી પોતાની શક્તિ (સત્તા) એમના ઉપર ચાલશે નહિ પરતુ દુષ્ટ અને ઉન્મત્ત પ્રાણીઓને વિષે વિચારશક્તિ ક્યા હોય છે ? અસ્તુ !

તે સર્પે પોતાનુ મુખ ખુલ્લુ રાખ્યુ હતુ, તે જોઇને ગોપાળોને ગુહાનો ભાસ થયો અને એની મોટી લાબી જીભ રસ્તા જેવી જણાઇ તે માર્ગપરથી ભાષણ કરતા કરતા એ ગોપાળ બાળ ગાયના વાછરડા સમેત ત્હેના મુખને વિષે પ્રવિષ્ટ થઇ ગયા કૃષ્ણ પોતાના મુખમા હવે ક્યારે આવે છે, તેની એ રાહ જોઇ રહ્યો હતો, અને તેટલા ખાતર એણે મુખ બધ કર્યું ન હતુ શ્રીકૃષ્ણને જ્યારે એ દુષ્ટના આ રૂપ અને હેતુની ખબર પડી, ત્યારે પોતાના સખા (મિત્રો) ગોપાળોનો સર્પમુખમાથી છુટકારો કરવાને માટે ત્હેમણે એના ગળામા પ્રવેશ કીધો એનુ શરીર જો કે ચાર યોજનના પરિમાણનુ હતુ, તો પણ કૃષ્ણે પોતાનુ શરીર વધાર્યું અને ત્હેના પ્રાણ-વાયુનો માર્ગજ બધ કરી દીધો ત્યારે એની આખ્યો બહાર નીકળી પડી અને એ જમીનપર પટકાઇને આમતેમ તરફડીયા મારવા લાગ્યો, પેટમા ભરાઇ રહેલા વાયુને બહાર જવાનો માર્ગ નહિ મળતા, તે મસ્તક ફોડીને બહાર નીકળ્યો, અને તેજ દ્વારથી અખિલ ઇન્દ્રિયો બહાર નીકળી ગઇ પછી શ્રીકૃષ્ણે પોતાના દૃષ્ટિપાતથી મરણ પામેલા વત્સ તથા ગોપબાલોને સજીવન કર્યા એજ પ્રમાણે સસારરૂપી સર્પના મુખને જોઇને મનુષ્યોની બુદ્ધિને ભ્રમ થાય છે, અને તેઓ તેમા પ્રવેશ કરે છે, પરન્તુ જેમણે શ્રીકૃષ્ણની સાથે સખ્ય સપાદન કીધુ છે, ત્હેમની રક્ષા તેઓશ્રી આલસ્ય તજીને કરે છેજ, અર્થાત્ સસારમાથી નિર્મુક્ત કરે છે પરમાત્મા પોતાના ભક્તોની આ પ્રમાણે વ્હારે ધાય એમા તે શુ આશ્ચર્ય ? પરન્તુ —

**यो घातुकोऽप्यघोऽपि स्यात्कृष्णकंठो यदृच्छया ।**
**निमंद्य मूर्धसीमान स तत्सायुज्यमाप्नुयात् ॥**

જો કોઇ મનુષ્ય ઘાતકી અને પાતકી હોવા છતા ત્હેના કઠને વિષે

'કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ' ઇત્યાદિ નામ દૈવયોગથી સ્થિત થશે, તો જે પ્રકારે ઘાત કરનારા અઘાસુરના કંઠમા દૈવયોગથી કૃષ્ણ સ્થિત થયા અને તેનાથી ત્હેના મસ્તક ભેદ પુર સર યોગીઓસમી સાયુજ્યમુક્તિનો ત્હેને લાભ થયો, [મરી ગયા બાદ ત્હેના શરીરમાથી નીકળેલુ તેજ શ્રીકૃષ્ણને વિષે પ્રવિષ્ટ થયાનુ વર્ણન મૂલ ભાગવતમા છે] તેજ પ્રમાણે બ્રહ્મરન્ધ્રભેદ પુર સર તે પુરૂષને કૃષ્ણસાયુજ્ય પ્રાપ્ત થશે સારાશ પોતાના ભક્તોને સસારસર્પના મુખમાથી નિર્મુક્ત કરીને આનદ આપવાને માટે કૃષ્ણ વિના અન્ય કોણ કુશલ છે? એથી કરીને નિરન્તર ત્હેમનુ સ્મરણ કરવુ જે જેનુ સ્મરણ કરે છે, તે ત્હેની પાસે આવે છે, એવો વ્યવહારમા પણ અનુભવ છે તો પછી જે અન્તર્યામી છે, ત્હેનુ સ્મરણ કરવામા આવતા તે બહાર સ્પષ્ટપણે પ્રતીત કેમ નહિ થાય? એટલામાટે રામ અને કૃષ્ણ એ બન્નેને એક સમજીને આપણા મનની જેનાપર વિશેષ પ્રીતિ થાય ત્હેનુ સ્મરણ કરવુ, પરતુ ભેદ અને દ્વેષનો પરિત્યાગ કરવો ગીતોપનિષદમા ભગવાન્ કહી રહ્યા છે કે—

यो यो यां यां तनुं भक्त श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च तत कामान्मयैव विहितान्हितान् ॥

હે અર્જુન! જે જે ઉપાસક જે જે દેવતા (શકર, વિષ્ણુ, ગણપતિ ઇત્યાદિ અથવા એથી પણ બીજા)ની જે શ્રદ્ધાથી ઇચ્છિતફલની સિદ્ધિને કાજે આરાધના કરે છે, તે તે ભક્તને તે તે હરિહર, રામકૃષ્ણ, ગણપતિદુર્ગા વગેરે દેવતા સબધી તેજ શ્રદ્ધાને હુ બુદ્ધિસ્થ અતર્યામી પરમાત્મા અચલ કરૂ છુ જે પ્રકારે અશ્વત્થ, આબો, લીમડો વગેરેના અકુરમા રહેલુ જલ, તે અકુર પોતપોતાની વાસનાના પ્રમાણમા જેવુ પરિણામ પામે છે, તેવીજ તેને શક્તિ આપે છે, તેજ પ્રમાણે અન્તર્યામી પરમાત્મા, પ્રાણી પોતાની કર્માનુરૂપ વાસનાવડે જેવુ વર્તન કરવા ઇચ્છે છે, તેવીજ તેઓની બુદ્ધિની પ્રવૃત્તિને અનુરૂપ શક્તિ સ્વસનિધિમાત્રથી આપે છે પરતુ સારથી ઘોડાઓને પ્રેરણા કરે છે તે પ્રમાણે નહિ, એમ સમજવુ તે ભક્ત મ્હે આ પ્રમાણે કરેલી અચલ શ્રદ્ધાથી તે દેવતાનું આરાધન (તે દેવતા વિષયક મત્રજપ હોમાદિ લક્ષણ કર્મ) કરે છે, અને ત્યાર પછી તે તે દેવતાદ્વારા મ્હેજ અપાવેલા ઇષ્ટ ભોગોને તે પ્રાપ્ત થાય છે એથી કરીને અખિલ દેવોનુ તત્ત્વ એકજ છે એમ સમજીને ભેદનો પરિત્યાગ કરીને, ઇષ્ટ દેવતાના સ્મરણને વિષે તત્પર રહેવુ. રામકૃષ્ણમા ભેદ બુદ્ધિ રાખનારાનુ ઉદાહરણ ધ્યાનમા રાખો,

રોહિદાસ ચમાર શ્રીકૃષ્ણનો ઉપાસક હતો ત્હેણે ચામડાનીજ એક ગોપાલમૂર્તિ તૈયાર કીધી હતી, અને તેનુ તે પૂજન કરતો તથા કબીર વિરક્ત અને રામના ઉપાસક હતા, તે રામ સિવાય બીજા કોઇ દેવને માનતા નહિ. રોહિદાસની કીર્તિ વિષે કબીરે સાભળ્યુ ત્યારે એક વખત બે શિષ્યોને સાથે લઇને તે રોહિદાસને ઘેર આવ્યા તે વખતે રોહિદાસ પૂજામા બેઠા હતા બન્ને શિષ્યોએ ગોપાલમૂર્તિને નમસ્કાર કર્યા અને બેસી ગયા, પરંતુ કબીરે નમન કર્યું નહિ અને પાસે જઇને બેઠા ત્યારે રોહિદાસે નામ ગામ પૂછ્યુ અને કબીરે જવાબ પણ આપ્યો પછી રોહિદાસ વિસ્મય પામીને બોલ્યા, કબીર! મ્હારા સાભળવા પ્રમાણે ત્હમે તો એક મોટા સાધુ કહેવાઓ છો, પરન્તુ આશ્ચર્યની વાત છે કે, શ્રી ગોપાળમૂર્તિને જોઇને ત્હમે નમસ્કાર પણ ન કર્યા, આવડી બધી અહતા શા સારૂ ? પછી ત્હમે વૈષ્ણવ ભક્ત શાના ? કબીરે પ્રત્યુત્તરમા કહ્યુ કે, હુ ગુરૂની આજ્ઞાથી રામ સિવાય અન્ય કોઈ દૈવતને માનતોયે નથી અને દર્શન તથા નમન પણ કરતો નથી. તેમા ત્હે આ ચામડાની મૂર્તિ બનાવીને તેને વિષે રૂ ભરી દીધુ છે અને પૂજા કરે છે, તો નમન શી રીતે કરી શકાય ?

ध्यायामि राममभिरामभिरामरंद्‌-।
धारामदभ्ममिनराममरोर्विरामम् ।
आराममद्भुततरामलसद्गुणानाम् ।
घोरामयघ्नमसुरामरवंदितांघ्रिम् ॥

હે રોહિદાસ! હુ તો વાઙ્માધુર્યથી મકરદની મધુરતા તુચ્છ કરનારા તથા સીતાપહારક રાવણાદિ શત્રુનો વિનાશ કરીને સીતાને સપાદન કરનારા અને અત્યત [1]આશ્ચર્યકારક તથા નિર્મલ સદ્ગુણોના આરામ (અખિલજનોને સુખ શાન્તિ ઉત્પાદક હોવાથી ઉપવન) તુલ્ય, તેમજ સાસારિક ભયકર રોગ વિનાશક અને દેવ દૈત્યાદિકોએ વન્દ્યા છે ચરણ જેમના, એવા શ્રીરામનુ નિરન્તર મનમા ચિન્તન કરૂ છુ ક્યા મ્હારા રામ અને ક્યા ત્હારી આ ચામડાની કૃષ્ણમૂર્તિ! કબીરનુ આવુ વચન સાભળીને રોહિદાસે કહ્યુ, કબીર! હુ ત્હમને પૂછુ છુ કે જગતમા ચામડા સિવાય બીજી કઇ વસ્તુ છે ?

---

૧ આશ્ચર્યકારક ગુણ, નિર્મલતા (દૂષણ રહિત્ય) વિના વ્યર્થજ છે. રાવણ કુભકર્ણ વગેરેના ગુણોમા શુ અદ્ભુતત્વ ન હતુ ? પરતુ તે ગુણો લોકોના દુઃખના કારણરૂપ થઇ પડવાથી નિષ્ફલ અને અનુકરણીય નહિ થઇ શક્યા

પદ. રાગ પિલુ, તાલ દીપચન્દી.

જીત દેખો ઉત ચામહિ ચામા । ચામ મંદિરમેં બોલત રામા ॥ ટેક ॥ ચામકે ઘોરા ચામકે રાજા । ચામકે ઉટપર ચામકે બાજા ॥ ૧ ॥ ચામકે બછરા ચામકે ગાઇ । ચામકે માઇને ચામસે દોહી ॥ ૨ ॥ કહે રોહિદાસા સુન હો કબીરા ભાઇ । ચામ બિના કછુ ગત ન પાઇ ॥ ૩ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ઇત્યાદિ વર્ણ ચામડાથી આચ્છાદિત થયા છે કૃમી, કીટક, પક્ષી વગેરે સર્વ પ્રાણી ચામડાથીજ વેષ્ટિત થયા છે. ગાય ચામડાનીજ થાય છે, પરતુ તેનુ દૂધ પવિત્ર મનાઇને દેવના પચામૃત સ્નાનને વિષે વપરાય છે દેવ મદિરમા નગારૂ ચામડાનુ તૈયાર કરાવરાવીને તે ચામડાના હાથથીજ વગાડવામા આવે છે અને તેનો અવાજ ચામડાના કાન સાભળે છે ઘોડો ચામડાનો હોય છે અને તેનાપર બેસનારો રાજા પણ ચામડાનોજ હોય છે ઉટ, હાથી વગેરે ચામડાના હોઇ, તે પર રાજાની સ્વારીમાં નગારા ચઢાવવામા આવે છે, તે પણ ચામડાનાજ હોય છે બ્રાહ્મણ, પરમપવિત્ર નારાયણરૂપ વેદનો પાઠ ચામડાની જીભથીજ કરે છે તમે સઘળા ચામડાના હાથવડેજ અન્ન ખાઓ છો અને જળપાન કરો છો એજ ચર્મ-મદિરને વિષે અર્થાત્ શરીરને વિષે આત્મારામ સ્થિત થઇને મધુર ધ્વનિ કરે છે સારાશ, ચામડા વિનાની કોઇ વસ્તુ જગતમા નથી તથા તેના વગર ચાલતુ પણ નથી. તો પછી ચામડાની ગોપાળમૂર્તિની નિન્દા કરો છો, તે શા કામનુ ?

એના પ્રત્યુત્તરમા કબીર બોલ્યા, મ્હારા રામ જગનુ જીવન છે, સનકાદિકોને પૂજ્ય છે, પૂર્ણ બ્રહ્મરૂપ તથા સાર્વભૌમ રાજા છે પરન્તુ કૃષ્ણ તો ગોપીઓને ઘેર ચોરી કીધેલી હોવાથી, જસોદાએ એમને ઉલુખલ (ખાડણા)ની સાથે બાધી રાખ્યા હતા

એવુ સાભળીને રોહિદાસ બોલ્યા કે, રામ તો માયાવી સુવર્ણમૃગની પાછળ દોડીને સીતાને ખોઇ બેઠા હતા તથા હેને ખાતર શોક કરતા કરતા વન વન ભટકતા હતા, અને વૃક્ષ પાષાણને 'હા સીતા હા સીતા' કરીને ભ્રાન્તિથી આલિંગતા હતા. એ સાર્વભૌમ રાજા અને મહા પરાક્રમી હોવાનુ કહેવાય છે, તો વાદરાની સેના કેમ એમણે સહાયમા લીધી હતી ? એની સઘળી કીર્તિ મ્હારા સાભળવામા છે પરતુ શ્રીકૃષ્ણ તો પૂર્ણ બ્રહ્મ સ્વરૂપ । યશોદાની પ્રીતિને ખાતર પોતે બંધાઇ ગયા અને હેનો હેતુ પૂર્ણ કર્યો.

બાકી વસ્તુત તો એ કાળના પણ નિયતા છે ગોવર્દ્ધનને એમણે આગળી પર ધર્યો હતો, એવુ તો એમનુ સામર્થ્ય હતુ ! !

ત્યારે કબીરે કહ્યું, રોહિદાસ ! કૃષ્ણ કાળના નિયન્તા હતા, તો પછી કાલયવનના ભયના માર્યા ભાગી કેમ ગયા અને મુચકુન્દની ગુફામા જઇને છુપાઇ બેઠા ? ગોવર્દ્ધનની મહત્તાની વાત કરતા હો, તો મ્હારા શ્રીરામે વાદરાઓને હાથે ગોવર્દ્ધનથીયે મોટા મોટા પહાડ સમુદ્રપર રખાવી દીધા હતા અને સેતુબધન કર્યુ હતુ, એ વાત શુ ત્હમે સાભળી નથી ?

આ પ્રમાણે બન્નેનો વાદવિવાદ ચાલી રહ્યો હતો, તે ગુપ્ત રીતિથી શ્રવણ કરીને દેવ પણ હસવા લાગ્યા શ્રીહરિએ વિચાર કર્યો કે, રોહિદાસ અને કબીર બન્ને પૂર્ણ ભક્ત છે, પરન્તુ ઉપાસના ભિન્ન હોવાથી પોત-પોતાના ઉપાસ્યનો પક્ષ લઇને, 'આ ઉચ્ચ છે અને આ નિકૃષ્ટ છે' એમ કહીને નાહક તકરાર કરે છે જ્યા સુધી એમનો ભેદભાવ ગલિત નહિ થાય ત્યા લગી ઉપાસનાનુ ફળ શી રીતે મળી શકશે ? કામ, ક્રોધ, મોહ, અહકાર ઇત્યાદિ અતર મલનો નાશ કરવા માટે તો ઉપાસનાનુ વિધાન રાખેલુ છે, પરતુ ઉપાસનાનો આશ્રય કરવા છતાય જો તેમા અહકાર થવા પામે તો અધપાતજ સમજવો એ બન્નેનો રામકૃષ્ણ સબધી ભિન્નભાવ દૂર કરવો જોઇએ એ હેતુથી ભગવાન્ વિષ્ણુ ગરૂડારૂઢ થઇ, રોહિદાસને ત્યા આવી પહોચ્યા

પ્રથમ કબીરને ખાતર હાથમા ધનુષ્ય બાણ લઇને, શ્રીરામ સ્વરૂપે પ્રગટ થયા કબીરે જ્યારે પોતાના ઇષ્ટ શ્રીરામને દીઠા, ત્યારે ઉઠીને નમસ્કાર કીધા અને આજ દર્શનથી હુ કૃતાર્થ થયો છુ એમ કહ્યુ એટલામા એમનુ રૂપ બદલાઇ ગયુ અને હાથમા મોરલી લઇને શ્રીકૃષ્ણ ઉભા છે એવુ રોહિદાસના જોવામા આવતા વારને ત્હેણે ઝટ ઉઠીને સાષ્ટાગ નમસ્કાર કીધા પછી બન્ને જણાએ પરમાત્માને આલિગન દીધુ અને કહ્યુ કે 'જે રામ તેજ કૃષ્ણ અને જે કૃષ્ણ તેજ રામ છે' એમ સમજીને દ્વૈતભાવ તજીને તમે બન્ને જણા સભ્યતાથી રહો જે પ્રકારે અપર્ણા, પાર્વતી, અને નીલકઠ, કૈલાસપતિ ઇત્યાદિ એકજ વ્યક્તિના નામ છે, તેજ પ્રમાણે રામ અને કૃષ્ણ એ બન્નેને એકજ સમજો ત્રેતા અને દ્વાપરમા મ્હેજ એ બન્ને જૂદા જૂદા નામ ધારણ કરીને અવતાર લીલા કરી બતાવી હતી, તથાપિ બન્નેને વિષે તત્ત્વ એકજ છે આ પ્રમાણે પરમાત્માએ જ્યારે એમને ઉપદેશ કર્યો, અને એકનાજ બન્ને રૂપ છે એવુ પ્રત્યક્ષ બતાવ્યુ ત્યારે ત્હેમના મનનો ભેદભાવ દૂર થઇ ગયો ત્યારબાદ પરમાત્મા અતર્ધાન થઈ ગયા અને

કબીર રોહિદાસની રજા લઇને પોતાને ઘેર ગયા સારાંશ, રામ અને કૃષ્ણના ઉપાસકોએ પરસ્પરમા ભેદભાવ તજીને પૂજા, ધ્યાન, સ્મરણ ઇત્યાદિ કરવા જોઇએ આ પ્રમાણે શ્લિષ્ટ પદોમા કવિ બન્નેનો ઐક્યભાવ દર્શાવીને કહે છે કે —

**य [1]पूतनामारणलब्धकीर्ति काकोदरो येन विनीतदर्पः ।**
**यशो[2]दयालंकृतमूर्तिरव्यात्पतिर्यदूनामथवा रघूणाम् ॥**

જેમણે બાલ્યાવસ્થામા પૂતનાનો વધ કરીને કીર્તિ સપાદન કીધી હતી, તથા કાલિયસર્પના દર્પનુ દમન કર્યું હતું અને યશોદા માતા વડે જેમની મૂર્તિ અલકૃત થઇ હતી, એવા યાદવોના અધિપતિ શ્રીકૃષ્ણ, અથવા જેમનુ નામ પૂત (પવિત્ર) છે અને રાવણાદિ દુષ્ટોનો સહાર કરીને જેમણે રણમા કીર્તિ મેળવી હતી, તથા જેમણે કાકનો (ઇન્દ્ર પુત્ર જયત કાગડાનુ રૂપ લઇને ચિત્રકૂટ ઉપર આવ્યો હતો અને જેણે જાનકીને હેરાનગતિ કરી હતી ત્હેનો) ગર્વ નષ્ટ કરી નાખ્યો હતો, તેમજ યશ અને દયા વડે સુશોભિત છે દેહ જેમનો, એવા રઘુકુલપતિ શ્રીરામ ત્હમારૂ રક્ષણ કરો અર્થાત્ બન્ને એક રૂપજ છે રામકૃષ્ણ એ બન્નેજ એક રૂપ છે એટલુજ નહિ, પરન્તુ હનુમન્નાટકમા તો કહ્યુ છે કે —

**यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो ।**
**बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्तेति नैय्यायिकाः ।**
**अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः ।**
**सोऽयं वो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥**

શિવભક્તો જેની શિવ નામથી ઉપાસના કરે છે (મહારૂદ્રવડે પ્રકૃતિ થઇ અને તેનાથી મહત્તત્ત્વ, તેનાથી અહકાર અને તેનાથી અખિલવિશ્વની ઉત્પત્તિ થઇ છે એ પ્રમાણે શ્રુતિમા કહ્યુ છે, તે મુજબ તેઓ શિવોપાસના પરાયણ થાય છે) તથા "**एकमेवाद्वितीयं ब्रह्म**' એ પ્રકારની શ્રુતિ ઉપરથી વેદાન્તી 'બ્રહ્મ' એ નામથી જેની ઉપાસના કરે છે, અને બૌધ્ધો જેને બુદ્ધ નામથી ભજે છે, અને (પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ ઇત્યાદિ) પ્રમાણોનેવિષે નિપુણ ન્યાયશાસ્ત્ર પુરૂષો કર્તા માનીને જેની ઉપાસના કરે છે, તેજ પ્રમાણે જૈન આજ્ઞામા નિરત 'અર્હત્' એ નામથી જેની ઉપાસના કરે છે અને મીમાસક કર્મ માનીનેજ જેને આરાધે છે એવા જે સર્વરૂપ

---

૧ **पूतना मारण लब्ध कीर्ति**, અને **पूत नामा रण लब्ध कीर्ति** ૨ **यशोदया**, અને **यश दया**; એવા પદચ્છેદ કરીને, કૃષ્ણ તથા રામ, એ બન્નેના પર અર્થ ઘટાવવો.

શ્રીરામ, તે ત્હમને વાછિતફલ આપો અર્થાત્ ત્રૈલોક્યવાસી જન તે તે દેવતા વિશેષની આરાધના કરીને, જેની પાસે ફલ યાચના કરે છે, તેજ એ હરિ (અખિલ દુ ખનાશક) શ્રીરામ છે એટલામાટે ઉપાસકે ભેદભાવના ત્યાગપૂર્વક ઇષ્ટ દેવનુ આરાધન કરીને વાછિતફલ પ્રાપ્ત કરી લેવુ

શિવાજીના ગુરૂ રામદાસસ્વામી રામચન્દ્રના મહાન્ ઉપાસક હતા, એ વાત સુપ્રસિદ્ધ છે એક વખત યાત્રાનિમિત્ત પઢરપુર જવાને ઘણા લોકો નીકળી પડયા, તે વખતે એમને પણ શ્રીવિઠ્ઠલના દર્શનને માટે ત્યા આવવાને લોકોએ આગ્રહ કર્યો રામદાસે તે લોકોને કહ્યુ કે, ભાઈ! ત્યા હમારૂ ઉપાસ્ય દૈવત નહિ હોવાથી, હમે ત્યા આવીશુ નહિ જ્યારે જ્યારે કોઇ કહેતુ કે 'એક વાર તો ત્યા ચાલો,' ત્યારે ત્યારે સર્વને તેઓશ્રી એજ ઉત્તર આપતા એવુ જોઇને ભગવાન્ શ્રીવિઠ્ઠલના મનમા એકવાર રામદાસને પઢરપુર લઇ જઇને 'હું તથા રામ ભિન્ન છીએ,' એવો જે એમના મનમા સદેહ હતો, તે દૂર કરવાનો વિચાર થયો ત્હેમણે જાતે વૃદ્ધ બ્રાહ્મણનુ રૂપ લીધુ, અને રામદાસની પાસે આવીને ત્હેમને કહ્યુ કે, મ્હારી સાથે ત્હમને એકવાર પઢરપુર પધારો અને દેવદર્શન કરો રામદાસે કહ્યુ, ત્યા આગળ મ્હારા દૈવત રામ નથી, માટે હુ નહિ આવુ બ્રાહ્મણે જવાબ દીધો, ત્હમે મોટા જ્ઞાની હોવા છતા આમ શુ કહો છો? સર્વવ્યાપી રામ પઢરપુરમા નથી એમ કેમ હોઇ શકે? જરા જઇને જો જો તો ખરા! પછી તે બ્રાહ્મણના અત્યત આગ્રહને લીધે રામદાસ ત્હેની સાથે જવાને નીકળ્યા અને પઢરપુરમા આવી પહોચ્યા

ત્હેમનુ અતર રામમય થઇ જવાથી શ્રીવિઠ્ઠલની મૂર્તિ રામચદ્રના સ્વરૂપમાજ ત્હેમને દૃષ્ટિગોચર થઈ અર્થાત્ એમની ભાવનાને લીધે શ્રીવિઠ્ઠલ રામરૂપ થયા અને દર્શન આપીને ત્હેમનો સશય દૂર કર્યો ત્યારે તો રામદાસ આનંદિત થઇને ભગવાનને કહેવા લાગ્યા કે, હે મનમોહન, શ્રીરામ! અહી ત્હમે શી રીતે આવીને ઉભા રહ્યા છો? કમ્મરપર હથ રાખીને ઉભા છો, પરતુ ત્હમે ત્હમારા ધનુષ્યબાણનુ શુ કર્યુ? મ્હારી સીતા માતા ક્યા જતી રહી? આ તો રૂક્મિણી છે ત્હમારી વાનરસેના ક્યા જતી રહી? અહી તો આ બધા ગોપાળ એકઠા થયા છે ત્હમારી અયોધ્યા ક્યા ગઇ? અને સરયૂગગા ક્યા છે? આ તો પઢરપુર છે અને ચન્દ્રભાગા નદી છે એ પ્રમાણે શ્રીરામને પ્રાર્થના કરીને પૂછવા લાગ્યા સારાશ, પરમાત્મા શ્રીવિઠ્ઠલે હુ તથા રામ ભિન્ન નથી, એવુ દર્શાવી આપવાને રામ રૂપે દર્શન દીધુ, અને એમનો ભેદભાવ દૂર કીધો ત્યારબાદ ત્યા થોડા દિવસ રહીને

રામદાસ પોતાને ગામ ચાલ્યા આવ્યા આ પ્રમાણે ભક્તોને પરમાત્માએ ઘણા સ્થળમા પ્રતીતિ દર્શાવી આપીને હેમનો ભેદભાવ દૂર કર્યો છે એથી કરીને કોઇ ગણપતિની, જગદબાની, સૂર્યની, શકરની તથા વિષ્ણુની ઉપાસના કરે, તો પણ તેમને વિષે યત્કિચિત્ પણ ભેદભાવ રાખવો ના જોઇએ, તોજ ફળ મળી શકે, નહિ તો ઉલટુ પાપ લાગે છે ઉપર કથેલી પચ દેવતાની આરાધના સગુણ બ્રહ્મનીજ ઉપાસના છે, એમ શાસ્ત્રમા કહ્યું છે,

**उपासनं पंचविधं ब्रह्मोपासनमेव तत् ।**

પાચ પ્રકારની દેવતાઓની (ગણપતિ, સૂર્ય, દુર્ગા, શિવ, વિષ્ણુ એમની) મૂર્તિઓ સગુણ ઇશ્વરનુજ રૂપ હોવાથી, હેમને સામાન્યદેવ સમાન સમજવી નહિ એમની આરાધના એ સાક્ષાત્ ઇશ્વરનીજ ઉપાસના છે એટલા માટે —

**नारायणे गणे रुद्रेऽम्बिकायां भास्करे तथा ।**
**भेदाभेदौ न कर्तव्यौ कृतौ चेद्ब्रह्मघातिन ॥**

સૂર્ય, ગણપતિ, શકર, અબા, વિષ્ણુ ઇત્યાદિમા ભેદભાવ નહિ રાખવો જો ભેદભાવ રાખવામા આવે, તો બ્રહ્મહત્યાતુલ્ય પાપ લાગે છે, એમ સમજવુ એવા પચ દેવતાઓનુ એક શ્લોકના શ્લિષ્ટપદોને વિષે કવિએ વર્ણન કરીને, તેઓનુ જે ઐક્યત્વ ચમત્કૃતિપૂર્વક દર્શાવ્યુ છે તે રસિક વાચકોને માટે અહી આપવામા આવે છે સાધારણ લોકોને સમજવામા જો કે કઠીણતા લાગશે, તો પણ સસ્કૃત સમજનારા લોકોને આનદ ઉપજશે

**[1]पद्मोल्लासकरं [2]द्विजेश्वरभृत [3]गोपालकं [4]सद्गणे ।**
**ससेव्य [5]हरिसादरं [6]मधुपरोत्कठं [7]गिरीशाश्रितं ।**
**भक्त्या नौमि निरन्तर मुरहर लंबोदर शंकरम् ।**
**देव तिग्मकरं हरप्रियतर तेजो जगत्सुंदरम् ॥**

વિષ્ણુ કેવા છે? તો, ૧ લક્ષ્મીને પ્રસન્ન કરનારા છે ૨ ગરૂડના પોષક છે ૩ ધેનુ રક્ષક છે ૪ સાત્વત ગણોવડે ઉત્તમ સેવનીય છે ૫ હલી (બલરામ) ને વિષે આદરયુક્ત છે ૬ મધુદૈત્ય શત્રુના શિરચ્છેદક છે, અને ૭ ગોવર્ધનના આશ્રિત છે

ગણપતિ કેવા છે? તો ૧ બિંદુ[1] સમૂહથી જેમની શુડા શોભાયમાન

---

૧ પદ્મ તેજ પદ્મક થાય છે "સ્વાર્થમા, અલ્પાર્થમા તેમજ કુત્સિતાર્થમા '**क**' પ્રત્યય વપરાય છે પદ્મને સ્વાર્થમા '**क**' પ્રત્યય હોવાથી '**पद्मक**' થયુ છે, અને તેનો અર્થ બિન્દુસમૂહ છે ગણપતિને શુડ છે અને તેનાપર અનેક બિન્દુ હોય છે,

થઇ રહેલી છે એવા છે, ૨ મહાન્ દંતને ધારણ કરે છે ૩ સરસ્વતિ પાલક છે, ૪ પ્રમોદાદિ ગણોવડે સેવ્ય છે ૫ હરિતવર્ણું (લીલારંગ) વાળા તૃણ (દુર્વા) નુ ગ્રહણ કરે છે ૬ મધને વિષે આસક્ત ભ્રમરોની† ઉત્કંઠા છે જેમનામા એવા છે અને ૭ ગિરીશ (મહાદેવ) નો આશ્રય કર્યો છે પિતારૂપે જેમણે એવા છે

શંકર કેવા છે ? તો ૧ પદ્માસન§ જેમને ઉલ્લાસ કરે છે ૨ ચન્દ્રમા ધારણ કરે છે ૩ નદીના પાલક છે ૪ પ્રમથાદિ ગણોવડે સસેવિત છે ૫ હરિ (વિષ્ણુ) ને વિષે સાદર છે ૬ મધુપ યાને ભૃંગ અને ઝા યાને મેઘ તેમના જેવો ઉત્કૃષ્ટ છે કંઠ જેમનો અર્થાત્ નીલકંઠ છે અને ૭ કૈલાસાશ્રિત છે

સૂર્ય કેવો છે ? તો ૧ કમલોને વિકસાવનારો છે તથા ૨ ચન્દ્રનો પોષક‡ છે, ૩ કિરણોનો પાલક છે ૪ વેદગણોવડે સસેવિત છે અને ૫ અશ્વોની* ગતિને ગ્રહણ કરે છે ૬ મધપાનતત્પર રાહુના કંઠને જેણે અમૃતપાન કરતી વખતે નેત્રની ઇશારત કરીને મોહિનીરૂપ ભગવાનના ચક્રવડે ઉડાવી દીધો હતો એવા છે, તથા ૭ જેણે ઉદયગિરિનો આશ્રય કર્યો છે, એવા છે

હરપ્રિયતરતેજ+ યાને દેવી કેવા છે ? તો ૧ જેમના કમલસમા શોભિત હસ્ત છે તથા ૨ દ્વિજેશ્વર યાને સુરથ અને સમાધિ નામના ક્ષત્રિય વૈશ્ય એ લોકોની જે રક્ષક છે (જેમની કથા ચંડીપાઠને વિષે છે) ૩ ગોપ (જલ રક્ષક, અગર ધારક મેઘ) તુલ્ય અલક યાને વાળ છે જેમના એવા છે અને

† ગંડસ્થળમાથી દાનોદક (મદોદક) ઝરે છે, અને તેના ઉપર ભ્રમર લોલુપ થઇ ઉડે છે, એવુ વર્ણન છે

§ યોગમા ઘણા આસન કહ્યા છે, જે માહેનુ પદ્માસન એક છે અને તે શંકરને આનંદપ્રદ છે

‡ સૂર્યનુ તેજ ચંદ્રમંડળને વિષે પ્રતિબિંબિત થાય છે અને તેની વૃદ્ધિ થાય છે, તેથી સૂર્ય એનો (ચંદ્રનો) પોષક છે

* સૂર્યના રથને એક ચક્ર છે અને સર્પ વગેરેથી બાંધેલા સપ્ત તુરંગ (સાત ઘોડા) છે, તેમનાવડે એનુ ગમન થાય છે અખિલ પશુઓમા ઘોડાની ગતિ અતુલ હોય છે

+ શંકરને અત્યન્ત પ્રિય એવુ દેવી નામનુ તેજ

૪ દેવતાગણોથી સેવિત છે ૫ હરિ (સિંહ) વડે ગતિને§ ધારણ કરે છે, તથા ૬ મદ્ય અને માસને× વિષે જેમની ઉત્કંઠા છે એવા છે અને ૭ જેમણે હિમાચલનો આશ્રય કર્યો છે, એવા છે

એ પ્રમાણે સુરહર, લબોદર, શંકર, તિગ્મકર (સૂર્ય) અને જગત્-સુન્દર એવું જે દેવીનામક તેજ છે, ત્હેમને હુ નિરન્તર ભક્તિવડે નમન કરૂ છુ એ પાચ દેવતા એકરૂપજ છે

[આ શ્લોકનો અર્થ, શ્લોકસ્થ સાતપદોને લક્ષમા રાખ્યાથી સસ્કૃતજ્ઞ પુરૂષોના મનમા બરાબર ઉતરશે એથી કરીને, પાચ દેવના ઉપર કેવો અર્થ ઘટાવ્યો છે, તે જોવા સારૂ એકેક પદ પાચ ઠેકાણે કેવી રીતે લગાડયુ છે, તે શ્લોકમાના અંક અને હરેક દેવતાના અર્થમાના અંક એકઠી વખતેજ જોવા સસ્કૃતમા 'र' અને 'ल' નો તેમજ 'स' અને 'श' નો અભેદ છે, તેનો ઉપયોગ એમા કર્યો છે]

ત્રિગુણાત્મિકા પ્રકૃતિના વૈચિત્ર્યથી મનુષ્યોની પ્રકૃતિ વિચિત્ર થાય છે, અને એ કારણને લીધે નાનપણથી કોઇનો શિવપર તો કોઇનો દેવીઉપર અને કોઇનો વિષ્ણુઉપર પ્રેમ બધાય છે ભલે તેમ થાય! ઉપાસના તો એકનીજ કરવી જોઇએ, પરતુ સાપ્રદાયને ખાતર મનુષ્ય અન્યની સાથે વિરોધ કરીને એક મોટા અને બીજા હલકા એમ સમજીને જે નિન્દા તથા તકરાર કરે છે, તે નિરર્થક હોઇ અજ્ઞાનનુજ ફળ છે ઇશ્વરને માટે મત વૈચિત્ર્ય જોવુ હોય, તો પચદશીમા ચિત્રદીપ પ્રકરણ જોવુ

પુત્ર પ્રાપ્ત્યર્થ બ્રહ્મદેવની ઉપાસના કરનારા મનુષ્યો આ અખિલ સૃષ્ટિ ત્હેમણેજ નિર્માણ કરેલી હોવાથી ત્હેમનેજ ઇશ્વર માને છે એ બ્રહ્મદેવ વિષ્ણુના નાભિકમળમાથી ઉત્પન્ન થએલા હોવાથી, વિષ્ણુજ સર્વથી શ્રેષ્ઠ (વ્યાપક) છે, એમ વૈષ્ણવાદિ કહે છે વિષ્ણુ અને બ્રહ્મદેવ એ બન્નેને શંકરના સ્વરૂપનો અન્ત જણાયો નથી, તેથી શંકર સૌથી મોટા છે એમ શૈવો કહે છે ગાણપત્ય કહે છે કે, ત્રિપુરવધ કાળમા શંકરે જાતે ગણપતિનુ પૂજન કર્યું હતુ, એટલામાટે એજ ઇશ્વર અને મહાન્ છે દેવીના ઉપાસક, ત્હેનાથીજ સૃષ્ટિ ઉત્પન્ન થવાથી ત્હેને ઇશ્વર માને છે સારાશ, શિવપુરાણ,

§ દેવીનુ વાહન સિંહ પ્રસિદ્ધ છે, તેનાવડે એમનુ ગમન થાય છે

× મદ્ય તથા માસાદિનુ નૈવેદ્ય દેવીને પ્રિય છે અને તે અર્પણ કરવામા આવે છે, એ વાત પ્રસિદ્ધ તેમજ પ્રચલિત પણ છે.

ગણેશપુરાણ, દેવી ભાગવત, વિષ્ણુપુરાણાદિને વિષે તે તે દેવતાવડે જગતની ઉત્પત્તિ કહેલી છે, એ વાત સાચી છે। પરતુ જગતનુ કારણ જે ઇશ્વર ત્હેનીજ એ પચમૂર્તિ છે, એથી એવુ વર્ણન કરેલુ છે એ ઉપરથી એમનામા ભેદબુદ્ધિ અને એમના ઉપાસકોની સાથે દ્વેષ, તકરાર કદી કોઇએ કરવા નહિ એ સિદ્ધ થયુ એવી અભેદબુદ્ધિથી સ્મરણાદિ ભક્તિપરાયણ થએલા પુરૂષોને પરાભક્તિનો લાભ થઇને પરમાનદરૂપતા શીઘ્ર પ્રાપ્ત થાય છે

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य सहजानन्दसरस्वतीशिष्य श्रीदत्तात्रेयविरचित श्रीदत्तप्रबोधकल्पद्रुमे तृतीयस्कंधस्य प्रथमगुच्छ ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**



। ॐतत्सत्परमात्मनेनम ।

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## તૃતીયસ્કંધ—દ્વિતીયગુચ્છ.

### પ્રથમ પુષ્પ.

### રામ એ 'तत्त्वमसि' મહાવાકય સર્વને સુલભ તથા સુખપ્રદ છે.

**तत्त्वमस्यादिवाक्यं तु केवलं मुक्तिदं मतम् ।**
**भुक्तिमुक्तिप्रदं चैतत्तस्मादप्यतिरिच्यते ॥ र० उ० ॥**

વેદમા અવાતરવાક્ય અને મહાવાક્ય એવા બે પ્રકારના વાક્ય છે બ્રહ્મ શુદ્ધબુદ્ધમુક્તસ્વરૂપ છે, સર્વાન્તર્યામી છે, સચ્ચિદાનદ છે, એવાં બોધક વાકયોને અવાતર વાક્ય કહે છે અને તેમનાથી પરોક્ષજ્ઞાન થાય છે તથા જીવબ્રહ્મના ઐક્યનુ બોધ કરનારા જે '**तत्त्वमसि**' આદિ વાકયો છે, તે મહાવાક્ય કહેવાય છે, અને તેમના વડે અપરોક્ષજ્ઞાન થાય છે '**तत्त्वमसि**' એ સામવેદનુ મહાવાક્ય અને '**अहमब्रह्मास्मि**' એ યજુર્વેદનુ મહાવાક્ય છે, ઋગવેદનુ '**प्रज्ञानब्रह्म**' તથા અથર્વણનુ '**अयमात्माब्रह्म**' એ મહાવાક્ય છે આ પ્રકારના '**तत्त्वमसि**' આદિ મહાવાક્ય કેવળ મુક્તિ આપનારા છે, પરતુ ભુક્તિ અને મુક્તિ બન્ને આપનારૂ પરમાત્માનુ રામ એ નામ તેનાથી પણ અધિક શ્રેષ્ઠ છે, એમ રહસ્યોપનિષદ્મા કહેલુ છે '**तत्त्वमसि**' એ મહાવાક્યનો જે અર્થ છે, તેજ રામનો અર્થ છે, અને એથી કરીને એ મહાવાક્ય વર્ણાશ્રમની અપેક્ષાથી રહિત હોવાથી સર્વને સુલભ તેમજ સુખપ્રદ છે હવે પ્રથમત ગુરૂદ્વારા '**तत्त्वमसि**' મહાવાક્ય ક્યારે શ્રવણમાં આવે છે, તે જુઓ ગૃહ, ક્ષેત્ર, પુત્ર, કલત્ર, મિત્ર, દ્રવ્ય, શિખા, સૂત્ર, વસ્ત્ર ઇત્યાદિનુ હરણ કરીને કાષાયવસ્ત્ર, હાથમા દડ તથા ભિક્ષાટનની આજ્ઞા વગેરે આપીને ગુરૂ જ્યારે સન્યાસ દીક્ષા આપે છે, ત્યારેજ મહાવાક્ય શ્રુતિગોચર (શ્રવણ) થાય છે હાથમા જે વેણુનો દંડ આપવામા આવે છે, તેના પ્રત્યે યતિએ સર્વદા ધ્યાન આપવુ જોઇએ, કે મ્હારૂ મન જો પરિત્યક્ત વિષયોનુ ચિન્તન કરે, તો હુ દડ (શિક્ષા) ને માટે યોગ્ય થાઉં સારાશ, સર્વસગનો પરિત્યાગ કરીને સન્યાસ લીધા બાદ, ગુરૂ પાસેથી એકાન્તમા

મહાવાક્ય શ્રવણ કરવામા આવે છે, પરંતુ રામ એ મહાવાક્ય તો એનાથી વિપરીત છે હવે '**तत्त्वमसि**' નો શો અર્થ છે, તે પ્રથમ જુઓ

'**तत्त्वमसि**' તે સચ્ચિદાનંદ પરમાત્મા તુ છે આનાપર શંકા થશે કે, જીવ તો અલ્પજ્ઞ, અલ્પશક્તિસંપન્ન, પરિચ્છિન્ન પરાધીન છે, અને ઇશ્વર તો સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વવ્યાપી, સ્વતન્ત્ર છે તો તેની સાથે એ (જીવ) ની એકતા શી રીતે થઈ શકશે ? કેમકે, અલ્પજ્ઞતા સર્વજ્ઞતા ઇત્યાદિ ધર્મ પરસ્પર વિરૂદ્ધ છે એના સમાધાનમા સમજવુ જોઇએ કે, જીવ અને ઇશ્વરની એકતા જો કે સાક્ષાત્ સંભવતી નથી, તો પણ ભાગ-ત્યાગલક્ષણાવડે જોતા કિંચિત્ પણ વિરોધ જણાશે નહિ જેમ કોઇ આપ્ત પુરૂષે કહ્યુ હોય કે, આ કલશ સમુદ્રરૂપ છે, તો કલશના અલ્પવિસ્તાર અલ્પ ગાભીર્ય મગરમચ્છશૂન્યતા તથા ગર્જનારાહિત્ય, અને સમુદ્રનો વિપુલ વિસ્તાર, મહાન્ ગાભીર્ય, અનેક મગરમચ્છાદિકોથી યુક્તત્વ અને ગર્જનાપૂર્ણત્વ ઇત્યાદિ પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો પરિત્યાગ કરીને બન્નેનો લક્ષ્યાર્થ જે-જલ, તેમની એકતામા વિરોધ નથી એમ સમજી શકાય છે તે પ્રમાણે, જીવેશ્વરના વાચ્યાર્થમા જે વિરોધીપણુ છે, તેનો પરિત્યાગ કર્યાથી, '**तत्**' અને '**त्वं**' પદનો લક્ષ્યાર્થ જે સચ્ચિદાનંદ શુદ્ધચૈતન્ય તેમની એકતામા વિરોધ નથી [આ '**तत्त्वमसि**' મહાવાક્યનો ઉપદેશ શ્વેતકેતુને એના પિતા ઉદ્દાલકે કર્યો છે, અને તે શંકા સમાધાનપૂર્વક છાંદોગ્યોપનિષદ્મા વિસ્તારપૂર્વક વર્ણવેલો છે જીજ્ઞાસુ પુરૂષે ત્યાજ જોઇ લેવુ ઉચિત થઇ પડશે, અહી એ સંબધી વિસ્તાર કરવો અપ્રસ્તુત છે]

રામ એ મહાવાક્યનો અર્થ પણ રહસ્યોપનિષદ્મા એવોજ કહેલો છે '**तत्**' પદનો જે અર્થ છે, તેજ '**रा**' કારનો અર્થ થાય છે અને '**त्वं**' પદનો જે અર્થ થાય છે, તેજ '**म**' કારનો અર્થ છે અને એ બન્ને ('**रा**' અને '**म**') નો જે યોગ, તે '**असि**' પદ સમજવુ આ ઉપરથી '**रा**' યાને **तत्**' પદનો લક્ષ્યાર્થ જે પરમેશ્વર, તેજ '**म**' યાને '**त्व**' પદનો લક્ષ્યાર્થ ચિન્માત્ર જીવ છે, અને '**रा**' તથા '**म**' એ બન્નેના સંયોગથી '**असि**' તુ છે, એવો '**राम**' શબ્દવડે અર્થ સિદ્ધ થયો કહેવાની મતલબ એ છે કે, '**राम**' એ મહાવાક્ય બ્રાહ્મણથી આરંભ કરીને ચાણ્ડાલ પર્યન્ત સર્વ કોઇને શ્રવણ મનન નિદિધ્યાસને સારૂ સુલભ છે અને '**तत्त्वमसि**' આદિ મહાવાક્યો શ્રવણ કરવાને તો કેવળ બ્રાહ્મણોનેજ અધિકાર છે, અને તે પણ ગુરૂ અને શિષ્ય જ્યારે એકાન્તમા હોય, ત્યારેજ શ્રવણ કરી શકાય છે, પરંતુ '**राम**' એ મહાવાક્ય તો હજારો લોકોના સમુદાયમા સુન્દરવાદ્યોની

સાથે સાભળવામા આવે, તોપણ દોષ નથી લાગતો. 'तत्त्वमसि' આદિ વાક્ય શ્રવણ કરવા સારૂ સર્વ ત્યાગ કરવો પડે છે, અને 'राम' મહાવાક્ય પોતાને શ્રવણ કરવાખાતર જો કોઈ પુરૂષ સર્વત્યાગ કરવા ઇચ્છે તોપણ એ તો ત્હેને બળાત્કારે ભોગો અર્પે છે એને માટે હનુમાનજીજ ઉદાહરણ છે.

રામચન્દ્રને રાજ્યાભિષેક થયા બાદ, સર્વનુ સન્માન કરીને, હનુમાનને શ્રીરામે કહ્યુ કે, હુ ત્હમારાપર પ્રસન્ન છુ. મ્હારી પાસેથી ઇષ્ટ વર માગી લ્યો દેવતાઓને પણ દુર્લભ એવી વસ્તુ હું ત્હમને આપીશ ત્યારે હનુમાન્ આનદિત થઇને શુ કહેવા લાગ્યા ! કે —

त्वन्नामस्मरतो राम न तृप्यति मनो मम ।
अतस्त्वन्नाम सतत स्मरन्स्थास्यामि भूतले ॥

હે રામ ! હુ નિત્ય ત્હમારૂ નામ સ્મરણ કરૂ છુ, તે છતા મ્હારા અન્ત કરણની તૃપ્તિ થતી નથી એટલા માટે, મ્હારી એવી ઇચ્છા છે કે, ત્હમારા નામનુ નિત્ય સ્મરણ કરતો હુ આ ભૂતલઉપર રહુ, જ્યા સુધી ત્હમારૂ નામ જગતમા રહે, ત્યા સુધી મ્હારૂ શરીર રહે આ વરદાન મ્હારા મનને અત્યત ઇષ્ટ છે, પછી શ્રીરામે કહ્યુ 'तथास्तु' તુ મુક્ત થઇને સુખેથી પૃથ્વીપર વાસ કર, કલ્પસમાપ્તિકાળમા તુ મ્હારા સ્વરૂપને વિષે લીન થઇ જઇશ ત્યારે જાનકીએ સન્તુષ્ટ થઇને હનુમાનને આશીર્વાદ આપ્યો કે —

तमाह जानकी प्रीता यत्र कुत्रापि मारुते ।
स्थित त्वामनुयास्यन्ति भोगा सर्वे ममाज्ञया ॥

હે મારૂતિ ! તુ ગમે ત્યા રહો હઇશ, તોપણ તે સ્થાનમા મ્હારી આજ્ઞાથી સર્વ ઉપભોગ ત્હારી પાછળ આવશે, અને સતત્ નામસ્મરણથી જીવન્મુક્ત દશામા તુ વિચરીશ આ પ્રમાણે જાનકીનો જે આશીર્વાદ થયો, અર્થાત્ જેની સેવાથી તે પ્રસન્ન થઇને એનો આદર કરવા લાગી, તે સમજો કે બ્રહ્મવિદ્યાએજ એનો આદર કરીને એવુ વચન કહ્યુ હતુ કેમકે, જાનકી સાક્ષાત્ વિદ્યારૂપિણીજ છે ચડી પાઠમા કહ્યુ છે —"**विद्यासि सा भगवती परमा हि देवि**" । હે દેવિ ! વિપરીત ભાવનાથી નિર્મુક્ત થવાનેમાટે હેતુભૂત, અત્યન્ત ઉત્કૃષ્ટ એવી જે બ્રહ્મવિષયિણી વિદ્યા, તે તુજ છે. જાનકી લક્ષ્મીનો અવતાર અને લક્ષ્મી દેવીરૂપજ હોવાથી એવો સશય કરવો નહિ કે દેવી અને જાનકી એક કેવી રીતે ? તો એને સારૂ પ્રમાણ પણ ત્યાજ છે. જેવું

**वैष्णवीशक्तिरनंतवीर्या** ’ દેવ કહે છે કે, હે દેવિ ! જે શક્તિથી વિષ્ણુ ભગવાન્ અખિલ ભુવનનું પાલન કરે છે, તે વિષ્ણુસંબધિની અવિનાશી બલવતી શક્તિ તુંજ છે આ ઉપરથી દેવી લક્ષ્મીરૂપ છે અને લક્ષ્મીએ જાનકીરૂપ ધારણ કર્યું હતું એ નિર્ભ્રાન્ત પ્રસિદ્ધ છે એ ઉપરથી બ્રહ્મવિદ્યારૂપ જાનકીએ, સર્વત્ર વિરક્ત એવા હનુમાનને, ‘મ્હારી આજ્ઞાથી ત્હને અખિલ ભોગોની પ્રાપ્તિ થશે’ એમ જે કહ્યું તે યથાર્થજ સમજવું તાત્પર્ય એ છે કે, નામસ્મરણ કરનારા જો કે વિરક્તતા ચાહે છે, તોપણ ભોગો એમની પાછળ દોડયા આવે છે, અને નામ સ્મરણ કરનારા ભક્ત રાગદ્વેષશૂન્ય થઇને ભોગ ભોગવે, તોપણ કાંઇ દોષાવહ નથી પરંતુ સર્વસંગનો પરિત્યાગ કરીને ‘ **तत्त्वमसि** ’ આદિ વાક્યોને શ્રવણકરનારા સન્યાસી મનમાં પણ જો કદાચ ભોગોની વાસના ધરાવે, તોપણ દોષી (પાપી) અને દંડાર્હ થાય છે, તો પછી પ્રત્યક્ષ ભોગસંગ્રહ કરનારા દોષી થાય, એ કહેવાનું શું પ્રયોજન રહે છે ? સ્મૃતિમાં કહ્યું કે —

**स्त्रिय कामेन नश्यन्ति ब्राह्मणो हीनसेवया ।**
**राजानो ब्रह्मदंडेन यतयो भोगसंग्रहात् ॥**

કામવડે સ્ત્રીઓનો નાશ થાય છે, અને હીનવર્ણની સેવા કર્યાથી બ્રાહ્મણને હાનિ થાય છે, બ્રાહ્મણને દંડ કરવાથી રાજાઓનો નાશ થાય છે તથા વિષયોનો સંગ્રહ કર્યાથી, સન્યાસીઓનો અધઃપાત થાય છે [આના બીજા અર્થને માટે નીચે બતાવ્યા મુજબ પદચ્છેદ કરવો ] ‘**का मेन**’ કઇ સ્ત્રી, **म** યાને શંકરની સાથે પોતાનું મન યુક્ત કરે, તો નાશ પામે તેમ છે ? તેમજ ‘**अहीनसेवया**’ સર્પ સ્વામી જે વિષ્ણુ, ત્હેની સેવાથી કયા બ્રાહ્મણનો નાશ થાય તેમ છે ? તથા ‘**अब्रह्मदण्डेन**’ બ્રાહ્મણ જન્મની પ્રાપ્તિ થયા બાદ, વેદોદિત કર્માનુષ્ઠાનનો પરિત્યાગ કરીને, બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને, જેઓ અયોગ્ય થયા છે, અને વિષયભોગોને ; વિષે આસક્ત થઇ રહ્યા છે, એવા કેવળ નામધારી બ્રાહ્મણને દંડનાર કયા રાજાઓનો નાશ થશે ? બલ્કે નહિજ થાય તેમજ ‘**अभोगसंग्रहात्**’ ભોગોના સંગ્રહથી શૂન્ય એવા કયા સંન્યાસીઓનો નાશ થશે ? કોઇનો નહિ તાત્પર્ય યતિ વગેરેઓએ કોઇપણ વસ્તુનો સંગ્રહ નહિ કરવો જોઇએ વાસિષ્ઠની સિદ્ધગીતામાં કહ્યું છે કે —

**ज्ञात्वाप्यत्यंतवैरस्यं य पदार्थेषु मूढधीः ।**
**बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभ ॥**

જે મૂઢબુદ્ધિ પુરુષ એકવાર ભોગ્યવિષયોને વિષે અત્યંત વૈરસ્ય જાણીને (વિષયો બંધક, તુચ્છ, સુખશૂન્ય, ક્ષણભંગુર છે એમ સમજીને) તેમના

પ્રત્યે પ્રેમરહિત, વાસનાશુન્ય થઇને ફરી પ્રાપ્ત થયેલા તેઓને સારૂ ભોક્તવ્યતા જણાતી, ભોગોને માટે અંતરમા વાસના ધારણ કરશે, તે મનુષ્ય નથી, પરન્તુ ગર્દભજ જાણવો. આ ઉપરથી મહાવાક્ય શ્રવણને સારૂ સર્વપરિત્યાગ કરવો જ પડે છેજ, પરન્તુ તેમ કર્યા બાદ વિષયવાસનાનો જો ફરી ઉદ્ભવ થાય, તો આ લોક અને પરલોકમા ભારે હાનિ થાય છે, એ ફલિત થયુ તે પ્રમાણે રામ મહાવાક્યનુ શ્રવણ અનન્ત સ્મરણ કરવામા કોઇ પ્રકારનો દોષ નડતો નથી એવા કથનથી એમ સમજવાનુ નથી કે, રામનામનું સ્મરણ કરનારે વિષયો-પભોગ કરવો પ્રત્યેક સાધના કરનારા સાધકને વિષયોની આસક્તતાનો પરિત્યાગ કરવોજ પડે છે તથાપિ યતિને તો યત્કિંચિત્ પણ અન્તર્બાહ્યવિષય-સંગ ના થાય તોજ મહાવાક્યજન્ય જ્ઞાન અને પરમાનન્દરૂપ મુક્તિનો લાભ થાય છે, અન્યથા અત્યંત ઉચ્ચ સ્થાનપર ચઢીને જેમ કોઇ પડે, તેજ પ્રમાણે દોષથી અધઃપાત થાય છે, અને એજ કારણને લઇને જ્યા સુધી આ પ્રકારની અંતર્બાહ્ય નિઃસંગતા નથી થઇ, ત્યા સુધી સંન્યાસ ગ્રહણ કરવો નહિ, એમ શ્રુતિસ્મૃતિપુરાણાદિમા કહ્યુ છે પણ ખરૂં. પરન્તુ બીજા સાધનનુ અવલંબન કરનારો પુરૂષ શાસ્ત્રોક્ત મર્યાદિત વિષયોપભોગ કરે, તો મુક્તિને માટે જો કે પ્રતિબંધક થઇ પડે છે, તો પણ દોષ લાગતો નથી, એટલો ખાસ તફાવત સમજવાનો છે મહાત્મા કેશવ સ્વામી કહે છે કે.—

પદ. રાગ કાલગડા, તાલ દીપચંદી.

રામ સુમરન કરનારે બાબા ॥ ટેક ॥ કામક્રોધ મદ મત્સર છાડકે ભવસાગર તરના ॥ ૧ ॥ છિન છિન આયુખ પાંવન ખસરત સાધુ સમાગમ ધરના ॥ ૨ ॥ ગમનાગમન નિવારન હરિગુન ગાવત બૈકુંઠ ચઢના ॥ ૩ ॥ ગ્યાનધ્યાન અઘમલ હરન મનમાં દયાનિધિ ભરના ॥ ૪ ॥ કહત કેશવ અબ આવેગા મરન બિસાર ન તૂ હરિચરના ॥ ૫ ॥

હે ભાઇ! તુ નિરન્તર રામનુ સ્મરણ કર જે પ્રકારે રત્ન મોતી વગેરે તુ કંઠમા તથા હૃદયપર ધારણ કરે છે, તે પ્રમાણે રામરૂપી અમર્ઘ્ય રત્નને હૃદયમા કેમ નથી ધારણ કરતો? રત્નના પ્રકાશથી જેમ અંધકારનો નાશ થાય છે, તેજ પ્રમાણે રામરત્નના અવિનાશી એવા અક્ષરબ્રહ્મ પ્રકાશવડે સંસારરૂપી ગાઢ અન્ધકાર દૂર થઇ જાય છે તથા જે રત્નથી હજાર આયાસે વાંછિતાર્થની પ્રાપ્તિ થાય છે, અને જેના અનંત ગુણોને વર્ણવવાને બ્રહ્મદેવ પણ સમર્થ નથી, એવા રામને તુ હૃદયને વિષે ધારણ કર. ભગવાન્

મહાદેવે પણ પોતાની બુદ્ધિને મથનદંડ કરીને વેદરૂપી રત્નાકરનુ મથન કર્યું અને તેમાથી રામ એ અત્યુત્કૃષ્ટ રત્ન બહાર કાઢીને પોતાના કંઠને વિષે ધારણ કરી દીધુ છે તે રત્ન જે મહાભાગ્યવાન્ દિવ્ય દેહધારી પુરૂષના ગળામા વિરાજમાન થશે, ત્હેની ઇચ્છા મુક્તિરૂપ વેસ્યા શુ નહિ કરશે? અર્થાત્ ત્હેની પાસે આવીને ત્હેને દેહાર્પણ કરશે જેની પાસે અધિક દ્રવ્ય હોય છે, તે ભાગ્યવાનનેજ વેસ્યા વરતી હોવાનુ વ્યવહારને વિષે પણ જોવામા આવે છે, એજ ન્યાયે મુક્તિ પણ, જેની પાસે રામરૂપી અમોલરત્ન હશે, ત્હેના ગળામા આવી પડશે અને પરમાનંદ પ્રદાન કરશે

વાલ્મીકિએ શતકોટિ રામાયણ નિર્માણ કર્યાબાદ, તેની અલૌકિકતા જોઇને દેવ, મનુષ્ય, પન્નગ માહોમાહ કલહ કરવા લાગ્યા કે, આ રામાયણ ગ્રન્થ હમારા લોકમા રહે ત્યારે ત્હેમણે બ્રહ્મદેવની પાસે જઇને, પોતપોતાનો હેતુ દર્શાવ્યો, અને ન્યાય કરવાનુ કહ્યુ દેવોએ પ્રથમ કહ્યું કે, શ્રીરામ દેવોના રાજા હોવાથી, ત્હેમનુ ચરિત્ર દેવલોકમા રહેવુ ઉચિત છે પન્નગ (સર્પ) બોલ્યા, શ્રીરામ શેષશાયી હોવાથી તે હમારા છે, એથી એમની કથા હમારા ભાગની છે, તે પાતાળમા રહેવી જોઇએ મનુષ્યોએ કહ્યુ, શ્રીરામે મનુષ્યદેહથી અગાધ પરાક્રમ કરીને ખ્યાતિ સંપાદન કરેલી હોવાથી, એમનુ ચરિત્ર હમારા ભાગમા આવવુ જોઇએ શ્રીરામ વૈકુંઠપતિ છે, તો ત્હેમણે વૈકુંઠમા કેમ પરાક્રમ નહિ કર્યું? તથા શેષશાયી છે, તો શેષપર પડયા પડયા કેમ એમણે લીલા નહિ કરી બતાવી? મનુષ્ય લોકમા મનુષ્યરૂપ ધારણ કરીને વિચિત્ર ચરિત્રલીલા કરેલી હોવાથી, એમનુ ચરિત્ર મનુષ્ય લોકમાજ રહેવુ ઉચિત છે એને માટે દેવ પન્નગ નાહક તકરાર કરી રહ્યા છે, એ ચરિત્રની સાથે એ લોકોને કશો સંબંધ નથી એમ કહ્યું તોપણ ત્હેમણે બધાયે રામચરિત્રને માટે લોલુપ થઇને, દુરાગ્રહનો ત્યાગ કર્યો નહિ ત્યારે બ્રહ્મદેવે એમ કહ્યુ કે 'એનો નિકાલ શિવજી કરશે,' અને ત્હેમને બધાયને એમની પાસે મોકલી આપ્યા

તેઓએ પણ કૈલાસપર જઇ, શિવજીને પ્રણામ કરીને પોતાના ટંટાનું કારણ કહી સંભળાવ્યુ અને યોગ્ય ન્યાય કરવા વિનતિ કરી શંકરે તે સાભળીને કહ્યુ કે મ્હારાથી કોઇ વિન્મુખ જતો નથી, તેથી હુ સઘળાને એના સમ ભાગ કરીને આપીશ, મ્હારૂ આ વચન તમે માન્ય કરશો, તોજ તકરારનો અંત આવશે શંકરના વચનાનુસાર જ્યારે સઘળા કબુલ થયા, ત્યારે ત્હેમણે શત કરોડ રામાયણના ત્રણ સમાન વિભાગ કીધા, અને દેવ પન્નગ તથા મનુષ્યોને વ્હેચી આપ્યા દરેકના વિભાગમા તેત્રીશ કરોડ, તેત્રીશ લાખ,

તેત્રીશ હજાર, ત્રણુસો ત્રીશ શ્લોક આપ્યા સો કરોડમાંથી બાકી રહેલો એવો જે એક શ્લોક અનુષ્ટુપ છંદનો હતો, અને જેના અક્ષર બત્રીશ હતા તેમાંથી ફરી પાછા પ્રત્યેકને દશ દશ અક્ષર આપ્યા, અને બાકી રહેલા બે અક્ષરને માટે શંકરે કહ્યું કે, તમે ત્રણ જણા છો, અને અક્ષર બે છે, તેથી તેના વિભાગ થઈ શકશે નહિ, તેથી એ બે અક્ષર મ્હારી પાસે રહેવા દો તમને સમવિભાગ કરીને વ્હેંચી દેવામાં મ્હને પરિશ્રમ પણ પડયો છે, તેથી કાંઇક દલાલી પણ મળવી જોઇએ, અને તે તમારે આપવી યોગ્યપણું છે, માટે આટલું આપો એ સાંભળીને ત્રણેએ એ વાત કબુલ કીધી અને બન્ને અક્ષર ત્હેમને આપ્યા, ત્યારે શંકરે પ્રસન્નાન્તઃકરણથી અને ભારે આદરસહિત તે અક્ષરોને પોતાના કંઠને વિષે ધારણ કર્યા શતકોટિ રામાયણનો સાર એ બે અક્ષર (રામ) માત્ર છે એમ સમજવું ત્યારબાદ ત્રણે જણા પોતપોતાના લોકને વિષે ચાલ્યા ગયા, અને જોવા લાગ્યા તો તેમાં રામ નથી એમ પ્રતીત થયું ત્યારે શંકરે હમને ફસાવ્યા અને મુખ્ય બીજ પોતાની સાથે રાખી લીધું, એવી તેઓની સમજ થઇ સારાંશ, પરમાત્મા શંકર જે રામને નિરન્તર કંઠમાં, હૃદયને વિષે, રાખે છે, ત્હેના સ્મરણવડે પુરૂષને તત્સમાન ભાગ્ય (બ્રહ્માનંદરૂપતા) પ્રાપ્ત થાય છે, એમાં સંદેહ રાખવો નહિ શંકર પોતેજ સ્વમુખે કહે છે કે —

**अहं भवन्नाम गृणन्कृतार्थो वसामि काश्यामनिशं भवान्या ।**
**मुमूर्षुमाणस्य विमुक्तयेऽहं दिशामि मन्त्रं तव राम नाम ॥**

હે રામ ! હું ત્હમારા નામનો જપ કરીને કૃતાર્થ થયો છું, અને પાર્વતિ સમેત કાશી ક્ષેત્રને વિષે નિરન્તર વાસ કરૂં છું તે ક્ષેત્રમાં જે પ્રાણી મરણોન્મુખ થયો હોય, ત્હેને મોક્ષ પ્રાપ્ત થાય એ હેતુથી ત્હમારા નામ મન્ત્રનો ઉપદેશ આપવો, એ તો મ્હારૂં વ્રતજ છે આ ઉપરથી રામનામની સ્મૃતિથી શંકરતુલ્ય જીવન્મુક્તસ્થિતિ પ્રાપ્ત થશે, એમ અભ્રાન્ત થયું. એક વખત ભોજનની તૈયારી થઇ રહી હતી, અને શંકર પાર્વતિજીને બોલાવી રહ્યા હતા, તે વખતે પાર્વતિએ શંકરને કહ્યું કે વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરવાનો મ્હારે નિયમ છે, તેથી પાઠ કર્યા બાદ હું ભોજન કરીશ, આપ ભોજન કરી લ્યો ત્યારે શંકરે કહ્યું કે —

**रामरामेऽतिरामेऽसिरमे रामे मनोरमे ।**
**सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने ॥**

હે વરાનને ! પાર્વતિ ! હું માયાથી અતીત શુદ્ધ પરંબ્રહ્મ તથા યોગીઓના મનને રમમાણ કરનારો રામસ્વરૂપને વિષે અખંડ રમમાણ થાઉં છું.

એમનું 'રામ' એ એક નામજ સહસ્ત્રનામસમુ હુ માનુ છુ હુ જો કે સર્વત્યાગી લૌકિકદૃષ્ટિવડે ભીખારી છું, તો પણ 'રામ-રા' રામજ મ્હારૂં દ્રવ્ય છે તેનાથી કોઇ પણ પ્રકારની આપદા પ્રાપ્ત થતી નથી અને જે ચાહે ત્હેને હું એ દ્રવ્યનું દાન કરીને સપન્ન બનાવુ છું, જેથી સસાર-રૂપ આપદા ફરી ત્હેને પ્રાપ્ત થતી નથી સસાર, એ નાના પ્રકારની આ-પત્તિઓનોજ ભડાર હોવાથી, તેની નિવૃત્તિ થાય તોજ અખિલ આપદા નષ્ટ થઈ જાય છે વ્યવહારમા પણ આપણે જોઇએ છીએ કે, જેની પાસે દ્રવ્ય હોય છે, ત્હેને આપદા નડતી નથી, તેજ પ્રમાણે રામરૂપી ધન જેની પાસે હશે, ત્હેને સસારની વિપત્તિ આવશે નહિ પરતુ એ ધન ધનિકોની પાસે હોતું નથી સુરદાસ કહે છે કે—

પદ રાગ હમીર—તાલ ત્રિતાલા

નિર્ધનકો ધન રામ હમારો ॥ ટેક ॥ ખાત ન ખર્ચત ચોર ન લૂટત સાધ્ય આવત કામ ॥ ૧ ॥ દિન દિન હોત સવાઇ દિઢી ખર્ચત નહિ કુછ દામ ॥ ૨ ॥ સૂરદાસ પ્રભુ સુખમો આવત આવત સો નહિ કામ ॥ ૩ ॥

હમારા નિર્ધનનું રામ એજ મુખ્ય ધન છે ધનવાનના સર્વ વ્યવહાર દ્રવ્યવડે થાય છે, તેજ પ્રમાણે પરમાત્માના ભક્તોનો નિખિલ વ્યવહાર રામ-ધનના ઉપરજ ચાલે છે લૌકિકધન ખાતા પીતા, તથા ખર્ચતા કમી થઇ જાય છે, અને તેને માટે ચોર લૂટી જવાની ભીતિ પણ રહે છે, તથા તે દ્રવ્યવડે સકલ કામ સિદ્ધ થશેજ થશે એવો કાઇ નિયમ પણ નથી પરતુ રામ ધન જેટલું ખર્ચશો, તેટલુજ વધ્યુ જવાનુ અને ચોરોથી લુટાતુ પણ નથી અને મોક્ષાવધિ કામ પૂર્ણ કરે છે સારાશ, મહાદેવે જે કહ્યુ કે રામ એજ મ્હારૂ દ્રવ્ય છે અને એને હુ સહસ્ત્રનામતુલ્ય માનુ છુ, તે સાભળીને તેનુ માહાત્મ્ય જાણી લેવાની પાર્વતિની ઇચ્છા થઈ શકર પાસેથી જ્યારે તેનો મહિમા એમણે સાંભળ્યો, ત્યારે શંકરને તેનો ઉપદેશ કરવાને માટે પાર્વતિએ પ્રાર્થના કીધી પછી પરબ્રહ્મરૂપ રામના રૂપગુણોનો યથાર્થ ઉપદેશ શકરે પાર્વતિને કર્યો, અને એમ કહ્યુ કે, તુ આ રામનામનો અખડ જપ જપતી રહેજે; કેમકે એ સહસ્ત્રનામના પાઠની બરાબર છે તુલસીદાસજીએ પણ કહ્યુ છે કે—

॥ ચૌપાઇ ॥

મહિમા જાસુ જાન ગનરાઉ । પ્રથમ પૂજીયત નામ પ્રભાઉ ।
સહસનામ સમ સુની શિવબાની । જપી જેહી બીજ સુસગ ભવાની ।

એ પ્રમાણે મહાદેવ પાસેથી જ્યારે 'રામનામ સહસ્રનામસમુ છે' એમ પાર્વતિજીએ જાણ્યુ, ત્યારથી તે બીજસહિત એનો જપ કરવા લાગ્યાં, અને પાર્વતિજી પાસેથી ગણપતિને તેના મહાત્મ્યનુ જ્ઞાન થયુ ત્યારે તેના પ્રભાવથીંજ ત્હેમને સર્વ દેવોમા અગ્રપૂજાનુ માન મળી ગયુ

એક વખત ઇન્દ્રાદિ દેવોમા સર્વથી શ્રેષ્ઠ કોણ તેને માટે વાદ ચાલ્યો અને દરેક કાર્યમા પોતાની પૂજા થાય એવી સર્વના મનમા કામના ઉત્પન્ન થઇ ત્યારે તેના નિર્ણયને સારૂ તેઓ બ્રહ્મદેવની પાસે પ્હોચ્યા, અને તેઓએ એમને પોતાનો વૃત્તાન્ત નિવેદન કર્યો ને સાભળીને બ્રહ્મદેવે કહ્યું કે, આ અખિલ બ્રહ્માણ્ડની પ્રદક્ષિણા કરીને જે સહુથી પ્રથમ આવે, તેજ શ્રેષ્ઠ છે એમ સમજવુ, અને ત્હેનીજ હરેક કાર્યમા પ્રથમ પૂજા થયા કરશે આટલુ સાભળીને અખિલ દેવ પોતપોતાના વાહનપર બેસીને પ્રદક્ષિણા કરવાને નીકળી પડયા એ વૃત્તની ગણપતિને ખબર પડતાં, ત્હેમને પણ અગ્રપૂજાને માટે ઇચ્છા થઇ, પરતુ એક તો દેહ સ્થૂળ અને બીજુ વાહન પણ ઉદર, તેથી પોતાને યશ મળવો, યાને બ્રહ્માણ્ડની સર્વથી પ્રથમ પ્રદક્ષિણા થવી કઠીણ છે, એવો વિચાર મનમા ઉપજ્યો, અને પોતે ચિન્તાતુર થઇને બેઠા પાર્વતિએ એમને ચિન્તાનુ કારણ પૂછતા ગણપતિએ તે હકીકત અને પોતાની ઇચ્છા કહી ત્યારે પાર્વતિએ એમને કહ્યુ, બસ એટલુજ છેને? એના શા ભાર છે? બ્હીતુ નહિ હુ ત્હને માર્ગ બતાવુ તે પ્રમાણે તુ ગમન કરશે, તો ત્હને અગ્રપૂજાનો લાભ તથા સર્વથી શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થશે ઓંકારનો જે અર્થ તેજ રામનો અર્થ છે, અને ઓંકારથી અખિલ બ્રહ્માણ્ડની ઉત્પત્તિ થએલી હોવાનુ કહ્યુ છે એટલા માટે તુ મનથી રામનામનો ઉચ્ચાર કેર અને મનવડે તેના અર્થનો ઓંકારસાથે ઐક્યભાવ ચિન્તવન કરીને તેની ચારે બાજુએ જો તું પ્રદક્ષિણા કરીશ, તો એક ક્ષણમાત્રમા અનત બ્રહ્માણ્ડની પ્રદક્ષિણા કર્યા જેટલુ ફળ મળશે પુષ્પદત ગધર્વે કહ્યુ છે કે —

**समस्तं व्यस्तं त्वां शरणद गृणात्योमिति पदम् ।**

હે આતજનોને અભયપ્રદ ઇશ્વર! સમસ્ત ઓંકાર એ પદ સર્વાત્મક અને નિરવયવ એવા ત્હમારા સ્વરૂપની સ્તુતિ કરે છે અને વ્યસ્ત (ભિન્ન) 'અકાર્ ઉકાર મકાર' ઇત્યાદિ સ્વતત્ર પદત્રયરૂપ ઓંકાર, અધ્યાત્મ અધિદૈવરૂપથી પૃથક્ પ્રતીયમાન થનારા ત્હમારી સ્તુતિ કરે છે બૃહન્નારદીયમા પણ કહ્યુ છે કે —

**वाच्यं तत्परमं ब्रह्म वाचकः प्रणवः स्मृतः ।**
**वाच्यवाचकसंबन्धस्तयोः स्यादौपचारिकः ॥**

ઇન્દ્રિયોનો અવિષય તથા જે ભાવગ્રાહ્ય અને મનોગમ્ય દેવ છે, તે પરમેશ્વરનુ ઓંકાર એ નામ છે તે નામવડે બોલાવ્યાથી પરમેશ્વર પ્રસન્ન થઇ જાય છે એટલા માટે વાચ્ય પરબ્રહ્મનો પ્રણવ (ઓંકાર) વાચક થયો એ બન્નેનો જે વાચ્યવાચક સબધ છે, તે વ્યાવહારિક છે, મુખ્ય નથી અર્થાત્ ત્હેમનો અભેદ છે એમ સમજવુ એવા બ્રહ્મરૂપ ઓંકારવડે સકલ સૃષ્ટિની ઉત્પત્તિ, અને રામના અર્થનો ઓંકારની સાથે ઐક્યભાવ હોવાથી, પહેલા જે કહ્યું કે, મુખેથી રામનામ અને તેના અર્થની ઓંકારની સાથે એકતા ચિન્તવન કરીને, જો મન તેની પ્રદક્ષિણા કરે, તો બ્રહ્માણ્ડની પ્રદક્ષિણા એક ક્ષણમા થશે, એ યથાર્થ જાણવુ મનનો વેગ કેવો અને કેટલો છે, તે સર્વના અનુભવવામા છેજ આ પ્રમાણે માતા પાર્વતીના મુખેથી ગજાનને સાભળ્યુ અને તેજ ક્ષણે એ સૂચનાનુસાર આચરણ કરીને બ્રહ્મદેવની પાસે હાજર થયા અને કહેવા લાગ્યા કે, સહુથી પહેલો હુ બ્રહ્માણ્ડની પ્રદક્ષિણા કરીને આવ્યો છુ બ્રહ્મદેવ તે સાભળીને વિસ્મય પામ્યા કે, આ શુ કહે છે ? ઉંદરવાહનપર બેસીને આ લબોદર સહુથી વહેલા શી રીતે આવી શકે ? પરંતુ અતરદૃષ્ટિથી જોયુ તો એમની વાત સત્ય લાગી કેમકે, ગણપતિ ત્યા ગયા પછી પણ પૂર્વોક્ત માર્ગનુ અવલબન કરી રહ્યા હતા, તેથી પોતાના વાહનપર સ્થિત થઇને અનત બ્રહ્માણ્ડની તે પ્રદક્ષિણા કરી રહ્યા છે, એવુ બ્રહ્મદેવના જોવામા આવ્યુ બ્રહ્મદેવે ત્હેમને પૂછ્યુ, આ વિદ્યા ત્હમને કોણે આપી ? ગણપતિએ કહ્યુ, પરમ રામોપાસક અને નિખિલ યોગીઓમા શ્રેષ્ઠ એવા જે મહાદેવ, તે મ્હારા પિતા થાય છે, અને મન્ત્રશાસ્ત્રને વિષે નિપુણ એવી જે આદિશક્તિ પાર્વતિ, તે મ્હારી માતા થાય છે, એમની પાસેથી મ્હને આ રહસ્યાત્મક વિદ્યા મળી અને શ્રદ્ધાપૂર્વક મ્હે તેનુ અનુષ્ઠાન કર્યું અને આપની પાસે આવી પહોચ્યો ત્યારે બ્રહ્મદેવે ગણપતિને શ્રેષ્ઠ માનીને, હરેક મગલકાર્યમા પહેલી એમની પૂજા થાય અને તેનાથી તે કાર્ય નિર્વિઘ્ને સિદ્ધ થાય એવો નિયમ કરી દીધો જેના શ્રવણથી સકલદેવ હતાશ થઇ ગયા એવુ રામનામનુ માહાત્મ્ય જાણીને ત્હેના સ્મરણને વિષે સદૈવ પરાયણ થવુ તુલસીદાસજી બીજુ પણ માહાત્મ્ય કહે છે કે—

બંદૌ રામનામ રઘુબરકે । હેતુ કૃશાનુ ભાનુ હિમકરકે ।
બિધિ હરિ હરમય બેદ પ્રાનસો । અગુણ અનુપમ ગુણનિધાનસો ॥

કૃશાનુ, ભાનુ, હિમકરના હેતુભૂત એવા જે રામ ત્હેમના નામને વન્દન કરો રામ શબ્દમા રકાર, અકાર, મકાર એવા જે ત્રણ વર્ણ છે, તે અગ્નિ, સૂર્ય, અને ચન્દ્ર એ ત્રણેના બીજ છે. કોઇપણ મન્ત્રનો જપ કરતી વખતે

પ્રથમ પ્રણુવ લગાડીને પછી, બીજનો ઉચ્ચાર કરે છે, અને ત્યારબાદ મંત્ર ભણે છે આ પ્રમાણે રામ ત્રણે દેવતાઓના બીજના કારણીભૂત હોવાથી, ત્હેમને નમન કરો કિવા, કૃશાનુ (અગ્નિ) સર્વમનુષ્યોએ ખાધેલા ચતુર્વિધિઅન્નનું પચન કરીને શરીર રક્ષણ કરે છે, અને સૂર્યના પ્રકાશથી સર્વવ્યવહાર તથા આરોગ્ય રક્ષણ થાય છે, તથા ચન્દ્ર વનસ્પતિઓનો પોષક છે, અને તે વનસ્પતિઓવડે સઘળાના વ્યાધિ દૂર થાય છે, એથી કરીને નિખિલ પ્રાણીઓના જીવનને કાજે એ ત્રણે તેજ મુખ્ય છે પરતુ તેમા આવડુ બધુ સામર્થ્ય રામરૂપ ચૈતન્ય જ્યોતિવડેજ આવ્યુ છે ગીતોપનિષદ્‌મા તથા અધ્યાત્મરામાયણાદિને વિષે એજ કહ્યું છે —

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥
गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

હે અર્જુન ! આદિત્યમા, ચન્દ્રને વિષે, અગ્નિની અદર જે ચૈતન્યાત્મક જ્યોતિરૂપ તેજ છે, તે મ્હારૂં (મત્સ્વરૂપ ભૂત)જ છે, એમ તુ જાણજે, આ અખિલ વિશ્વને તેજ પ્રકાશિત કરે છે તે ચૈતન્યજ્યોતિ જો કે સ્થાવર-જગમ પદાર્થોને વિષે સમાનજ છે, તથાપિ આદિત્યાદિકમા સત્વગુણની અધિકતા હોવાથી, ત્હેને વિષે અતિશયિત સ્પષ્ટ ભાસે છે. તમોગુણ અને રજોગુણ જેમનામા અધિક છે, એવા પદાર્થોને વિષે એ ચૈતન્ય જ્યોતિ હોવા છતાય સ્પષ્ટતાથી પ્રતીત થતી નથી જે પ્રમાણે મુખની પાસે કાષ્ઠ પાષાણ અને દર્પણાદિક હોય, તથાપિ અસ્વચ્છ કાષ્ઠાદિને વિષે મુખનુ પ્રતિબિબ પડતુ નથી, પરતુ સ્વચ્છતાની અધિકતા તથા ન્યૂનતાના પ્રમાણમા દર્પણાદિને વિષે મુખનું પ્રતિબિબ ન્યૂનાધિક યાને સ્વચ્છ અતિસ્વચ્છ એ પ્રમાણે પડે છે તે પ્રમાણે ચૈતન્યજ્યોતિ સર્વત્ર વિદ્યમાન છે, પરતુ સત્વ-ગુણપ્રધાન આદિત્યાદિને વિષે વિશેષ સ્પષ્ટતાથી ભાસે છે, અને તમોગુણ પ્રધાન વસ્તુઓને વિષે ભાસતી નથી

તથા જેમ વાયુ મેઘમડલમા પ્રવિષ્ટ થઇને, તેમાં સ્થિત થઇ રહેલ જલને ધારણ કરે છે, તેજ પ્રમાણે હુ પરમેશ્વર, આ પૃથ્વીને વિષે પ્રવેશ કરીને, સ્થાવર જગમાત્મક અખિલભૂતોને ધારણ કરૂં છુ શ્રુતિમા પણ કહ્યુ છે કે, 'येन द्यौरुग्रा पृथिवी च दृढा,' 'सदाधारपृथिवींद्यामुतेमां'

જે પરમાત્માએ સ્વર્ગલોક તથા આ મહતી ( મોટી ) પૃથ્વીને અત્યંત દૃઢ કીધી છે, એથીજ ગુરૂત્વધર્મવિશિષ્ટ થઇને પણ સ્વર્ગ પૃથ્વીનું નીચે પતન થતું નથી આ પૃથ્વીને સદ્રૂપ પરમાત્મા દેવનોજ આધાર છે ત્હેમણેજ પૃથ્વીને અને દ્યુલોકને ધારણ કર્યા છે. પરમાત્માએ પોતાના બળથી જો એને અત્યંત દૃઢ નહિ કરી હત, તો રેતીની મુઠ્ઠીની પેઠે આ પૃથ્વી વિશીર્ણ થઇ જાત અથવા અધોદેશને વિષે ચાલી જાત તથા સર્વ રસસ્વભાववाળો જે ચન્દ્ર ત્હેના રૂપવડે હું પરમેશ્વરજ પૃથ્વીપર ઉત્પન્ન થએલી અખિલ વનસ્પતિઓનું પોષણ કરીને સ્વાદુરસયુક્ત કરૂ છુ.

તેમજ હે અર્જુન ! વૈશ્વાનર નામના અગ્નિના રૂપથી હું અખિલ પ્રાણીઓના જઠરને વિષે સ્થિત થઇને, તે અગ્નિને પ્રજ્વલિત કરનારા પ્રાણ અને અપાનવડે યુક્ત થઇને ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, ચોષ્ય એ પ્રકારના પ્રાણીઓએ ખાધેલા ચતુર્વિધ અન્નનુ પાચન કરૂ છુ અથવા પાર્થિવ, આપ્ય, તૈજસ, વાયવ્ય, એ પ્રકારના ચતુર્વિધ અન્નનુ પાચન કરૂ છુ મનુષ્યાદિકોનું વ્રીહિયવાદિ પાર્થિવ અન્ન છે, ચાતકાદિ પક્ષીઓનુ જલરૂપ આપ્ય અન્ન છે, અને વાલખિલ્યાદિકોનુ અગ્નિરૂપ તૈજસ અન્ન છે, તથા સર્પાદિકોનુ વાયુરૂપ વાયવ્ય અન્ન છે, એમ પણ કહેલુ છે સારાંશ, જગતનો અખિલ વ્યવહાર આ ત્રણ તેજોવડે થાય છે, અને રામરૂપ ચૈતન્યજ્યોતિ એમનો પ્રકાશક છે, એટલામાટે રામ નામને પ્રણામ કરો એ પ્રમાણે તુલસીદાસે કથન કર્યુ છે અથવા અગ્નિકુળને વિષે પરશુરામ, સૂર્ય કુલમા દાશરથિ રામ, ચન્દ્રવંશમા બલરામ થઇ ગયા અને તેઓના 'રામ' એ નામ વડે ત્રણે કુલોનો ઉત્કર્ષ થયો તેથી કૃશાનુ ભાનુ હિમકર વંશના ઉત્કર્ષને કારણીભૂત એવુ જે રામનામ, ત્હેને નમસ્કાર કરો, એમ પણ સમજવુ કિંવા ગોરક્ષપદ્ધતિમા કહ્યુ છે કે —

**इडापिंगलासुषुम्ना प्राणमार्गे समाश्रिता ।**
**सततं प्राणवाहिन्यः सोमसूर्याग्निदेवता ॥**

મનુષ્યના શરીરને વિષે અસંખ્ય નાડીઓ છે, તેમા દશ મુખ્ય છે, અને તેમા પણ 'ઇડા પિંગલા સુષુમ્ના' એ ત્રણ પ્રધાન છે નાકના વામ ભાગમા સ્થિત થએલી તે ઇડા નાડી, દક્ષિણપુટમા પિંગલાની સ્થિતિ છે અને મધ્ય દેશમા સુષુમ્ના રહે છે પ્રાણમાર્ગનો ઉત્તમ આશ્રય કરીને, પ્રાણવાયુનુ સતત વહન કરનારી અને સોમ, સૂર્ય, અગ્નિ એ ત્રણ જેમના દેવતા છે, એવી ઇડા પિંગલા સુષુમ્ના નાડીઓ સ્થિત થઇ રહેલી છે. એથી કરીને કૃશાનુ ભાનુ હિમકર શબ્દવડે એ ત્રણે નાડીઓ ગ્રહણ કરવી, કેમકે તેઓના દેવતા એજ છે. એ ત્રણે દેવતાઓનો આધાર રામરૂપ ચૈતન્ય-

જ્યોતિષપર અવલંબી રહ્યો છે આ પ્રમાણે પ્રાણીમાત્રના જીવનને માટે કારણીભૂત રામતેજ છે, અને તેની સર્વત્ર વ્યાપ્તિ છે વ્યવહારમા પણ કોઇનામા તેજનો અભાવ જણાતા, કહેવામા આવે છે કે 'આનામા કાઇ રામ નથી' રામરૂપ તેજનો અર્થાત્ શક્તિનો આશ્રય છુટી જવાથીજ ત્રણે નાડીઓ બધ થઇને મૃત્યુ નીપજે છે તે સમયે 'રામનામ સત્ય છે' અને બીજુ સઘળુ મિથ્યા છે એવુ અનુભવવામા આવે છે. એટલા માટે રામનામનું નિરન્તર વન્દન, સ્મરણ કરવુ ઉચિત છે અખિલ જગતને વિષે રામ કેવી રીતે વ્યાપ્ત થઈ રહ્યા છે, તે હવે દેખાડીશુ —

॥ દોહા ॥ નામ ચતુરગુણ પચયુત દ્વિગુણિત વસુહૃતશેષ ।
રમ્યો રામ સબ જગતમે તુલસી યહ મતિલેશ ॥

અખિલ જગતને વિષે રામ કેવી રીતે વ્યાપ્ત થઇ રહ્યા છે, તેનો અનુભવ કરવાસારૂ મનુષ્યે પોતાના નામના જેટલા અક્ષર હોય, તેમને ચાર વડે ગુણીને જોવુ જે ગુણાકાર આવે, તેમા પાચ ઉમેરવા અને તે આખી રકમના બમણા કરવા પછી તેને આઠવડે ભાગવા, તો બાકી બેજ રહેશે તેજ 'रा' અને 'म' બે વર્ણ પરમાત્માના નામના છે, એમ જાણવુ. નામ અને નામી એમનો વાસ્તવ ભેદ નથી એમ પહેલા દર્શાવી ચુક્યા છીએ તેનુ એક ઉદાહરણ દેખાડીશુ કે જેથી સામાન્ય જનતા પણ સમજી શકે સમજો! આપણા નામના ચાર અક્ષર થાય છે, તેને ચાર વડે ગુણતા સોળ થાય તેમા પાચ ઉમેર્યા કે એકવીસની સખ્યા થાય છે અને તેના બમણા કરતા બેતાળીસ થાય છે. તેને આઠવડે ભાગ્યાથી, પાચનો ભાગ જવાબ તરીકે આવશે અને બાકી (શેષમા) બેજ રહી જાય છે એ પ્રમાણે દરેક વસ્તુના નામના જેટલા અક્ષર હોય, તેમને ઉપર દર્શાવેલી પ્રક્રિયા લાગુ પાડયાથી શેષમા બેજ રહેશે, અને તેજ રામનામના બે વર્ણ સ્થાવર જગમને વિષે વ્યાપ્ત થયા છે, એમ જાણી લેવુ હવે કોઇ મહાત્માએ એ પ્રકારની પ્રક્રિયાનુ કારણ પણ જણાવ્યુ છે, તે રસિક વાચકોને બતાવીશુ

બધ શુ છે અને મોક્ષ શુ છે તે જાણવાને મનુષ્ય સિવાય બીજુ કોણ સમર્થ છે? મનુષ્યજ તેનો અધિકારી છે મનુષ્યને ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થ સાધવાના હોય છે, એટલા માટે ચારવડે ગુણાકાર કરવાનુ કહ્યુ ચતુર્વિધ પુરૂષાર્થ સાધવાસારૂ પચ મહાભૂતોનો આશ્રય કરવો પડે છે, તેથી તેમા પાચ ઉમેરવાના છે અને પુરૂષાર્થને કાજે મનુષ્ય પ્રયત્ન કરે છે, ત્યારે સુખ દુ ખ, માનાપમાન, શીતોષ્ણ, ઇત્યાદિ દ્વદ્વોની સાથે લડવુ પડે છે,

તેથી શત્રુની સાથે લડવાને ખાતર જેમ તેનાથી અધિક સેનાની તૈયારી કરવી પડે છે, તેજ પ્રમાણે ઉપર કહ્યા મુજબ ખમણા કરવા પડે છે આખરે, ગીતોક્ત અષ્ટધા પ્રકૃતિનો વિસ્તાર વિવેકવડે દૂર કરી દઇને સત્ય સ્વરૂપને વિષે રમમાણ થવાનુ હોય છે, એ કારણને લીધે આડવડે ભાગવાનુ કહ્યું છે તાત્પર્ય, રામની વ્યાપ્તિ નિખિલ ચરાચરને વિષે છે, તે સત્ય છે, એટલા માટે રામનામને વદન કરવાનુ જે તુલસીદાસે કહ્યુ, તે યથાર્થ સમજીને તત્પરાયણ થવુ અનેક હેતુ ચમત્કૃતિજનક હોવાથી આપ્યા છે કોઇ કવિએ તો રામ નામના માહાત્મ્યનુ આવુ કથન કયુ છે કે —

> सुरापा वामांगी शिरसि गुरुदाराभिगमन ।
> करे ब्रह्मघ्नोऽपि द्रविणहरणो भैरवसुत ॥
> स्वय तत्ससर्गी जगदखिलपापक्षयकर ।
> शिवोऽभूत्तद्धेतु पवनजपतेर्नाममहिमा ॥

શકર પચ મહાપાતકી હોઇ સકલ જગતના પાપનો જે નાશ કરે છે અને મગલરૂપ થયા છે, તેનો હેતુ તેઓ હનુમાનના સ્વામી શ્રીરામનુ સતત સ્મરણ કરે છે, એ જાણવુ હવે પચમહાપાતકી કેમ તે દર્શાવીશુ સુરાપાન કરનારી જે દેવી તે જેમના અર્દ્ધાગને વિષે સ્થિત થએલી છે, અને ગુરૂભાર્યાની સાથે ગમન કરનારો એવો જે ચન્દ્ર તે જેમને માથે છે, બ્રહ્મદેવના મસ્તકનુ છેદન કરનારૂ ત્રિશૂલ જેમના હાથમા છે, અને સુવર્ણાદિ દ્રવ્ય ચોરનાર ભૈરવનો પુત્ર જેમની પાસે છે, એ પ્રમાણે એ ચારેનો શકર સસર્ગકરનારા હોવાથી પચમહાપાતકી ઠર્યા તથાપિ મગલરૂપ જે પ્રતીત થાય છે, તે રામનામ સ્મરણનુ માહાત્મ્ય સમજવુ વસ્તુત શકર પચ-મહાપાતકી નથી અને કવિનો ત્હેમની નિન્દા કરવાનો પણ હેતુ છે નહિ શાસ્ત્રમા કહ્યુ છે કે —

**न हि निन्दा निन्द्य निन्दितु प्रवर्ततेऽपि तु विधेय स्तोतुम ।**

નિન્દાની પ્રવૃત્તિ જે થાય છે, તે જેની નિન્દા થાય છે, તેના કરતા અન્યનુ પ્રાશસ્ત્ય (પ્રશસનીયત્વ) કથન કરવા માટેજ હોય છે, નહિ કે તે વસ્તુની ખાસ નિન્દા કરવાને ખાતર કેમકે, નિન્દા કર્યાથી શુ પ્રયોજનની સિદ્ધિ થય છે ? બીલકુલ નહિ પરતુ મનુષ્યને જે જે દેવતા ઇષ્ટ હોય છે, તે તે મૂર્તિયુક્ત ઇશ્વિરનુ ધ્યાન, ભજન, પૂજન, સ્મરણ કરવાને માટેજ તેનાથી અન્ય શરીરયુક્ત ઇશ્વરની નિકૃષ્ટતા કહેવામા આવે છે એટલુજ કેવળ નિન્દામા પ્રયોજનનો અભાવ, અને ઉભયપર વર્ણન હોય, તો વાક્યભેદનો

પ્રસગ આવી જાય, એટલા માટે, વિધેય[1] વસ્તુની સ્તુતિને કાજે તેનાથી ભિન્ન અન્ય વસ્તુની નિન્દા થાય છે, એવુ લોકમા તથા મીમાસાદિને વિષે કથન છે, તે જાણી લેવુ અસ્તુ! કહેવાની મતલબ એ છે કે શ્રીરામ નામનુ સ્મરણ કર્યાથી પચમહાપાતકથી પણ મનુષ્ય નિર્મુક્ત થઇને મગલ-સ્વરૂપ થઇ જાય છે, એટલો બધો એમના નામનો મહિમા છે તેના ઉદાહરણને ખાતર કવિએ શકરને પચમહાપાતકી ઠરાવીને ચમત્કાર દર્શાવ્યો છે શકર જો વાસ્તવિક પચમહાપાતકી હત, તો સેતુબધના પ્રારભમા શ્રીરામ રામેશ્વર નામના શિવલિગની સ્થાપના શુ કરવા કરત? તથા એમ શુ કામ કહેત કે —

प्रणमेत्सेतुबन्धं यो दृष्ट्वा रामेश्वरं शिवम् ।
ब्रह्महत्यादिपापेभ्यो मुच्यते मदनुग्रहात् ॥

જે કોઇ પુરૂષ રામેશ્વર લિગના દર્શન કરીને સેતુબન્ધને નમન કરશે, તેના ઉપર મ્હારો અનુગ્રહ થશે, અને તે બ્રહ્મહત્યાદિ પાપોમાથી મુક્ત થશે આ ઉપરથી શકરની નિન્દાનો કવિનો હેતુ છે કે નહિ, એ વાતનો ખ્યાલ આવે [સુજ્ઞ તો જાણે છેજ, પરતુ સામાન્ય શકરના ઉપાસકોને શકરની નિન્દા છે એમ લાગે નહિ, એટલા ખાતર થોડો ખુલાસો કર્યો છે વિસ્તર અન્ય ગ્રન્થ જોવાથી પ્રતીત થશે] રામનામને વિષે બ્રહ્મહત્યાનિરસનનુ સામર્થ્ય છે, એ વાતનો તુલસીદાસજીએ લોકોને પ્રત્યક્ષ અનુભવ કરી બતાવ્યો છે

એક વખત તુલસીદાસજીના મઠમા બ્રાહ્મણભોજન થઇ રહ્યુ હતુ, તેવામા એક બ્રાહ્મણ ત્યા આવીને મુખેથી 'જય સીતારામ' એ પ્રમાણે ઉચ્ચાર કરવા લાગ્યો લોકોએ ત્હેને પૂછ્યુ, તુ કોણ છે? ત્યારે તે બોલ્યો કે, હું બ્રાહ્મણ છુ મ્હારા હાથે બ્રાહ્મણનો ઘાત થયો છે, તો થોડા પવિત્ર અન્નનો પ્રસાદ મ્હને ભિક્ષામા આપો, જે ખાવાથી હુ પાવન થાઉ સાભળતા વારને તુલસીદાસ બહાર આવ્યા અને ત્હેને આલિગન દઇને હાથ પકડીને મઠમા લઇ આવ્યા, અને બ્રાહ્મણની પક્તિમા ત્હેને ભોજન કરવાને બેસાડયો પછી કહેવા લાગ્યા કે મહારાજ! 'સીતારામ!' એ પ્રમાણે મુખવડે આપે જે નામસ્મરણ કર્યું અને કર્યા કરો છો, તેનાથી અગ્નિ જેમ ઘાસને બાળી નાખે છે, તે પ્રમાણેજ બ્રહ્મહત્યાદિ પાપ દગ્ધ થઇ જાય છે, એમ સમજજો તુલસીદાસનુ વચન સાભળીને શાસ્ત્રી, પડિત, વૈદિક વગેરે વિદ્વાન બ્રાહ્મણો કહેવા લાગ્યા કે, હે તુલસીદાસ! આ બ્રહ્મઘાતી પાતકીને હમારી પગતમા

---

૧ કરવાને માટે યોગ્ય.

બેસાડીને, ત્હમારૂ પાપ દગ્ધ થતુ એવુ જે ત્હમે એને કહ્યુ, તેને માટે શો આધાર છે? તુલસીદાસે કહ્યું, મહારાજ! સ્નાન સંધ્યાદિ કર્મના આદિ તથા અંતમા આપ પ્રભુનામનો ઉચ્ચાર કરો છો કે નહિ? લગ્ન કાર્ય, યજ્ઞાદિ કર્મ, પિતૃ શ્રાદ્ધ વગેરે કર્મોના આદ્યન્તમા પરમાત્માનુ નામ લીધા વગર ચાલતુ નથી. પાપના ક્ષાલન વાસ્તે આપણે પ્રાયશ્ચિત્તાદિ કર્મ કરીએ છીએ, પરતુ તે પ્રાયશ્ચિત્ત કર્મને ન્યૂનાધિકતા દોષ લાગે, એટલામાટે ઈશ્વર નામનો ઉચ્ચાર કરીને સંપૂર્ણતા કરી લઇએ છીએ વેદશાસ્ત્ર તથા પુરાણ ઇતિહાસાદિને વિષે પરમાત્માના નામ વડે સકલ પાપ દગ્ધ થાય છે, એમ કહેલુ છે સાક્ષાત શ્રીશંકર પણ 'રામ રામ' મુખેથી કહે છે એવુ જેમનુ માહાત્મ્ય છે, ત્હેમને માટે હુ શુ વિશેષ વર્ણન કરી શકુ તેમ છુ? અથવા શો આધાર બતાવી શકુ?

બ્રાહ્મણો બોલ્યા, એવા ભાષણથી હમારૂ સમાધાન નહિ થાય, એને માટે કાઇક પ્રતીતિ બતાવો, તોજ હમારો સંશય દૂર થાય તુલસીદાસે કહ્યું, શુ પ્રતીતિ જોઇએ? બ્રાહ્મણોએ જવાબ દીધો, વિશ્વેશ્વરની આગળ જે પાષાણનો નંદી છે, તેને ત્હમે અન્નનુ પાત્ર પીરસીને સમર્પણ કરો, અને તે જો ત્હમે પીરસેલા નૈવેદ્યનુ ભક્ષણ કરશે, તો આ બ્રહ્મહત્યા કરનારા બ્રાહ્મણને હમે પંક્તિમા બેસાડી લઇશુ અને પાપનિર્મુક્ત થયો, એમ સમજીને એની સાથે ભોજનાદિ વ્યવહાર કરીશુ નાના પ્રકારના દૃષ્ટાન્ત આપીને, નામ મહિમાનુ કથન કર્યાથી હમારા મનનુ સમાધાન થશે નહિ 'સાકર મીઠી છે' એટલા કથન માત્રથી (રસનાને) જીભને ઓછોજ સંતોષ થાય છે? હીરાની પરીક્ષા તેને એરણના ઉપર મુકીને હથોડીનો પ્રહાર કરીને કરવામા આવે છે, સુવર્ણની પરીક્ષા અગ્નિમા તેને તપાવીને કરવામા આવે છે, તેજ પ્રમાણે નામનો સત્ય પ્રભાવ નંદી પાસે નૈવેદ્ય ભક્ષણ કરાવીને પ્રત્યક્ષ બતાવો અને સંદેહ દૂર કરો આટલુ સાભળીને, તુલસીદાસ અન્નનુ પાત્ર લઇને, વિશ્વેશ્વરના મંદિર તરફ ચાલ્યા અને ત્હેમની સાથે ઘણા બ્રાહ્મણો પણ ચમત્કાર જોવાને ગયા ત્યા જઇને મહાદેવને સાષ્ટાગ નમસ્કાર કરીને, તુલસીદાસે પ્રાર્થના કીધી કે, હે મહાદેવ! રામનામના સ્મરણથી આપને વિષપાનથી થનારા દાહની પણ શાન્તિ થઇ હશે, અને વેદશાસ્ત્ર તથા પુરાણાદિને વિષે રામનામનુ માહાત્મ્ય જે વર્ણવ્યુ છે તે સત્ય હોય, તો આ બ્રાહ્મણોનો સંદેહ દૂર કરવા ખાતર આપનો ભક્ત તથા વાહન જે આ નંદી છે, તે આ નૈવેદ્યનુ ભક્ષણ કરે એવુ કરો

આટલુ બોલીને નંદીની આગળ જ્યારે તુલસીદાસજીએ પાત્ર મૂકી

દીધુ, ત્યારે નદીએ ઉઠીને સર્વની સમક્ષ નૈવેદ્ય ખાઇને ફરી પાછો બેસી ગયો આવુ જોયા પછી સર્વ લોકો તુલસીદાસને ધન્યવાદ આપતા કહેવા લાગ્યા કે, હે તુલસીદાસ! તારાગણોમા ચન્દ્ર, પક્ષીઓને વિષે ગરૂડ, મહર્ષિઓમા વ્યાસ, સિદ્ધોમા દત્તાત્રેય, નવગ્રહના મધ્યમા સૂર્ય, કવિઓને વિષે જેમ શુક્ર શ્રેષ્ઠ છે, તેજ પ્રમાણે વૈષ્ણવ ભક્તોને વિષે ત્હમે વરિષ્ઠ છો ત્હમે સાક્ષાત્ વાલ્મીકિના અવતાર છો, લોકોના ઉદ્ધારને કાજે અવતીર્ણ થયા છો, એમ જે લોકો કહે છે તે સત્ય છે એવી આજે હમારી સઘળાની ખાતરી થઇ ત્યારબાદ સર્વ મડળી પાછી આવી અને બ્રહ્મહત્યા કરનારા બ્રાહ્મણને પક્તિમા બેસાડીને બ્રાહ્મણોએ ભોજન કર્યું ત્યારથી તે બ્રાહ્મણ પણ દેહનુ અભિમાન તજીને નામસ્મરણ તથા તુલસીદાસના મુખેથી રામચરિત્ર શ્રવણ કરવા લાગ્યો સારાશ, પરમાત્માના નામને વિષે આ પ્રકારનુ પાપનાશકત્વ છે, એ પ્રમાણે તુલસીદાસે લોકોને પ્રત્યક્ષ દેખાડી આપ્યુ, એથી કરીને રામનામ સામાન્ય છે, એમ સમજીને તેની ઉપેક્ષા કરવી નહિ મહાત્મા સુદરદાસજીએ પણ કહ્યુ છે કે —

॥ કવિત ॥ શાસ્ત્ર રૂ બેદ પુરાન પઢે કિન પુનિ વ્યાકરણ પઢે જે કોઇ।
સધ્યા કરૈ ગહૈ ષટ્ કર્મ હિ ગુન અરૂકાલ બિચારે સોઇ।
સીરા કામ તબૈ બનિ આવે મનમે સબ તજી રાખે દોઇ।
સુદરદાસ કહે સુન પડિત રામનામ બિન મુક્તિ ન હોઇ॥

મનુષ્ય ષટ્શાસ્ત્ર, ચાર વેદ, અઢારપુરાણ, પાણિનિઆદિ નવ વ્યાકરણ ભલે ભણે, ત્રિકાલ સધ્યા ગાયત્રી જપ વગેરે ષટ્ કર્મનુ આચરણ કરે, આહારાદિકોને માટે સત્વાદિ ગુણોનો અને શુભાશુભ કાલનો વિચાર કરે, તોપણ તેમ કર્યાથી ત્હેમનુ કાર્ય પૂર્ણ થશે નહિ પરતુ જ્યારે એ સાધનોનો મનમાથી દુરાગ્રહ નીકળી જાય અને 'राम' એ બે અક્ષર મનમા રહે, ત્યારેજ અત્યત શ્રેષ્ઠ કાર્ય સિદ્ધ થાય છે એટલા માટે કહેવામા આવે છે કે, હે પડિત! સકલ શાસ્ત્રોનો એ સિદ્ધાન્ત છે કે, રામના નામ વિના મુક્તિ મળશે નહિ. એથી તુ રામ (બ્રહ્મ) ના સાક્ષાત્કારને કાજે સતત ત્હેમના નામનુ સ્મરણ કરજે, એ નામ 'तत्त्वमसि' આદિ વાક્યસમાન ફલદાયી અને સુલભ છે

॥ इति शिवम् ॥



## દ્વિતીય પુષ્પ.

### શ્રીરામ કરતાંયે ત્હેમના નામની શ્રેષ્ઠતા.

**रामत्वन्नाममहिमा वर्ण्यते केन वा कथम् ।**
**यत्प्रभावादहं राम ब्रह्मर्षित्वमवाप्तवान् ॥ अ० रा० ॥**

હે રામ! ત્હમારા નામનુ માહાત્મ્ય કયો પુરૂષ શી રીતે વર્ણવી શકે તેમ છે? જે નામના પ્રભાવથી, હુ આ બ્રહ્મર્ષિપદને પામ્યો છુ ઋષિઓના સાત પ્રકારના ભેદ કહેલા છે બ્રહ્મર્ષિ, દેવર્ષિ, મહર્ષિ, પરમર્ષિ, કાણ્ડર્ષિ, શ્રુતર્ષિ, અને રાજર્ષિ એ એમના નામ છે એ સાતેમા બ્રહ્મર્ષિ શ્રેષ્ઠ છે વાલ્મીકિને આ પ્રકારનો બ્રહ્મર્ષિભાવ શ્રીરામના નામવડે પ્રાપ્ત થયો હતો, તે એઓશ્રી પોતે જાતેજ શ્રીરામને કહી રહ્યા છે વાલ્મીકિ મહર્ષિનુ પૂર્વવૃત્ત પ્રસિદ્ધ હોવા છતા આ સ્થળે તેનુ કાઇક નિરૂપણ કરવામા આવે છે

એ વાલ્મીકિ પહેલા બ્રાહ્મણ પુત્ર હતા, તેમ છતા ભીલ લોકોની સગતિથી ચોરી કરતા હતા એક શૂદ્ર સ્ત્રીથી ત્હેને ઘણા પુત્ર કન્યા વગેરે સતતિ થઇ હતી અરણ્યમા નિત્ય હાથને વિષે ધનુષ્ય અને બાણ લઇને ફરતા, અને જે કોઇ પ્રવાસી, યાત્રાળુ ત્યાથી પસાર થાય, ત્હેને મારીને ત્હેનો સઘળો આસમાન છીનવી લેતા એમને હાથે અનત પ્રાણીઓનો ઘાત થયો હતો પુત્ર પણ એમના જેવો ભયકર અને નીચ કર્મ કરવામા પ્રવિણ થયો હતો એક વખત, તેઓશ્રી પોતાના પરિવારમા બેઠા હતા, તે દરમ્યાન ત્હેમના પૂર્વ પુણ્યકર્મના સયોગે નારદાદિ મહર્ષિ તે રસ્તાપર થઇને જતા હતા, તે ખબર એમના સાથીદારોએ એમને કરી ત્યારે હાથમા એક દડ લઇને એ તેઓની પાસે જઇ પહોચ્યા, અને તેઓનો અટકાવ કરીને કહેવા લાગ્યા કે, 'જે કાઈ પણ ત્હમારી પાસે હોય, તે સઘળુ અહીયા હાજર કરી દયો અને આગળ ચાલ્યા જાઓ, નહિ આપશો તો હુ ત્હમારા પ્રાણ લઇશ' તે સાભળતાજ નારદ આગળ આવીને બોલ્યા, ભાઇ! હમે તો દરિદ્રી બ્રાહ્મણ છીએ, હમારી પાસે કૃષ્ણાજીન, કમડનુ સ્ફાટિક અને રૂદ્રાક્ષની માળા, દેવપૂજા વગેરે સાહિત્ય છે, પરતુ તે લઇને તુ શુ કરશે? હમને મારીને તુ વ્યર્થ પાપનો સગ્રહજ કરશે આજ સુધી ત્હે અસખ્ય પાપકર્મ કર્યા છે, તેનો જવાબ ત્હારે યમધર્મની પાસે આપવો પડશે આવા ભયકર કર્મ કરીને તુ જે કુટુબની રક્ષા કરે છે, તેમાહેથી કોઇપણ ત્હારા કર્મોનો ભાગીદાર થશે નહિ હમારૂ કહેવુ સત્ય છે કે મિથ્યા છે, તેનો અનુભવ તુ પ્રત્યક્ષજ

કરી જો ત્હારા પુત્ર, કન્યા, સ્ત્રી, આપ્ત, ઇષ્ટમિત્ર જે જે કુટુંબી હોય, તેને પહેલાં પૂછી જો કે, મ્હારા પાપકર્મના ત્હમે વિભાગી થશો કે કેમ ? કેમકે, ત્હમારા ભરણપોષણને ખાતર હુ નિન્ધ કર્મ કરૂં છું ત્યારબાદ ચાહે તો હમને મારી નાખજે

નારદનું આવુ ભાષણ સાંભળીને, વાલ્મીકિને પશ્ચાત્તાપ થયો, અને ત્હેમણે એ સર્વ ઋષિઓને ત્યા આગળ ઉભા રાખ્યા અને પોતે સ્ત્રી પુત્રાદિની પાસે આવ્યા પોતાના સર્વ કુટુમ્બીઓને ત્હેમણે પ્રશ્ન કર્યો કે, મ્હે ત્હમારી રક્ષાને કાજે આજ લગી અનત પાપકર્મ કીધા છે, તેમા ત્હમે કોઇ વિભાગી થશો કે કેમ ? ત્યારે તો ત્હેમણે બધાએ પોતાના કાનપર હાથ મુકીને જવાબ દીધો કે—

**पाप तवैव तत्सर्वं वयं तु फलाभागिन ।**

હમો ત્હમારા પાપના ભાગીદાર નથી, પરતુ ત્હમે જે જે કાંઇ સંપાદન કરી લાવશો, તે દ્રવ્યાદિકોના ઉપભોગના ભાગી છીએ હમારૂ રક્ષણ કરવુ, એ ત્હમારૂ કર્તવ્યજ છે, અને તે ખાતર ત્હમે જે જે કાંઇ પાપ કર્મ કરતા હશો, તેનુ ફળ ત્હમારે એકલાનેજ ભોગવવુ પડવાનુ આટલુ સાભળતાવારને મનમા ખિન્નતા ઉપજી અને કહેવા લાગ્યા કે, આ સ્ત્રી પુત્ર કન્યા બાન્ધવ આપ્તેષ્ટ ઇત્યાદિ કોઈ પણ પ્રકારે ઉપકાર કરનારા છેજ નહિ હવે એમના મમતાપાશમા મ્હારે શુ કામ ફસાવુ જોઇએ ? એવો વિચાર કરીને નારદાદિ ઋષિ જ્યા ઉભા હતા ત્યા આવીને ત્હેમને સાષ્ટાગ પ્રણિપાત કરીને વાલ્મીકિ કહેવા લાગ્યા કે, મહારાજ ! ઉત્તમ નરદેહ મળ્યો, તોપણ મ્હે મ્હારૂ કાંઇ પણ હિત સાધી લીધુ નહિ, સ્ત્રીપુત્રાદિ પરિવારની માયાજાળમા ફસાઇને, અહતાથી અનેકવિધ પાપકર્મ કર્યાં, હવે હુ આપને શરણે આવ્યો છુ, માટે મ્હારાપર કૃપા કરીને આ સસારાર્ણવમાથી મ્હારો ઉદ્ધાર કરો ત્યારે નારદને દયા ઉપજી અને ત્હેમણે રામનામનો ઉપદેશ કીધો નારદે કહ્યુ આ મન્ત્રના જપથી તુ સકલપાપોથી નિર્મુક્ત થશે નારદના વચનપર એમનો દૃઢ વિશ્વાસ બેઠો, અને એ વાલ્મીકીએ રામનામ જપવાનો પ્રારભ કીધો પહેલા તો એમના મુખમાથી 'રામરામ' એવો સીધો વર્ણોચ્ચાર પણ થતો નહતો. ત્યારે નારદે જાણ્યુ કે આને 'મરામરા' એવુ કહેવાનો દૃઢ અભ્યાસ છે, તેથી એવોજ ઉલટો નામજપ કરશે તોયે શીહાનિ છે ? અન્યત્ર કવિ કહે છે કે—

**[1]अनंताकारमप्येतदनताकारमेव[2] हि ।**
**वैपरीत्यं गतमपि नार्थहानिर्मनागपि ॥**

---

૧ પદચ્છેદ આમ કરવો **'अन् अंत अकार'**

૨ **'अनंत'** (અવિનાશી બ્રહ્મ) **'आकार'** (સ્વરૂપ).

**'राम'** એ નામના અન્ત્ય અકારનો લોપ કરી દીધા છતા તે અનત (નાશ રહિત પરમાત્મ) સ્વરૂપજ છે કેવી રીતે? તો જુઓ **'राम'** એ શબ્દના અન્ત્ય મવર્ણમા જે અકાર છે, તેનો લોપ કર્યાથી **'राम्'** એવુ અવશિષ્ટ પદ રહેશે **'राम्'** એ **'राम'** મન્ત્રનુ બીજ છે જપમા પ્રથમ પ્રણવ પછી બીજ અને ત્યારબાદ ષોડશ, દ્વાદશ, અષ્ટ. પચ ઇત્યાદિ અક્ષરાત્મક મન્ત્ર હરકોઇ દેવતાનો જપે છે, એ પ્રમાણે પહેલા પણ કહી ચુકયા છીએ એ **'राम्'** બીજ પણ રામરૂપજ છે, એથી કરીને કેવળ **'राम्'** એ પ્રમાણે જપ કરવામા આવે, તોપણ એ રામરૂપ હોવાથી તત્સાક્ષાત્કાર અવશ્ય થશે બીજા અર્થમા સમજવાનુ એમ છે કે, આ વિશ્વ અનત (અનેક) નામ અને આકારાત્મક છે, તોપણ અનત ( અવિનાશી ઇશ ) રૂપજ છે શ્રુતિમા કહ્યુ છે કે —

**यथैव वटबीजस्थ प्राकृतश्च महाद्रुम ।**
**तथैव रामबीजस्थ जगदेतच्चराचरम् ॥**

જે પ્રકારે અતિસૂક્ષ્મ વડના બીજમા મહાન્ વિસ્તારવાળા શાખા, પત્ર, ફળ, ફુલાદિયુક્ત વડનુ ઝાડ રહે છે તેજ પ્રમાણે આ સ્થાવર જગમાત્મક વિશ્વરૂપી વૃક્ષ રામરૂપ બીજને વિષે સ્થિત થાય છે, એમ સમજવુ ઝાડ જેમ બીજરૂપ હોય છે, તેજ પ્રમાણે જગતને પણ રામરૂપ સમજવુ તેમજ **'राम'** એમ જપ કરો અથવા વિપરીત યાને ઉલટો **'मरा मरा'** એમ જપ કરો, તથાપિ યત્કિચિત્ પણ તેના અર્થની હાનિ થતી નથી. એટલા માટે નારદે કહ્યુ છે કે --

**एकाग्रमनसाऽत्रैव मरेति जप सर्वदा ।**
**आगच्छाम पुनर्यावत्तावदुक्त सदा जप ॥**

હમે પાછા ફરીએ ત્યા સુધી તુ, આ સ્થાનપર કહ્યા મુજબ **'मरा मरा'** એ મત્રનો એકાગ્રમનથી નિત્ય જપ કરતો રહેજે પછી નારદાદિ સર્વ ઋષિઓ ત્યા આગળથી ચાલ્યા ગયા ત્હેમના ઉપદેશને અનુસરીને, વાલ્મીકિ જ્યારે જપ કરતા બેઠા ત્યારે એમના દેહનુ ભાન પણ નષ્ટ થઇ ગયુ એમના શરીરઉપર વલ્મીક ( રાફડો ) વધી ગયો, અને હાથમા જે શુષ્ક દડ હતો, તેનુ વૃક્ષ થઇને તે શાખા પત્રાન્વિત થઇ ગયો આ વાતને અનતકાલ વીતી ગયા બાદ નારદ ફરી પાછા ત્યા આગળ આવ્યા, તો 'રામરામ' નો મજુલ ધ્વનિ ત્હેમના કાનપર પડયો ત્યારે સ્મૃતિ થઇ અને નારદે વિચાર કર્યો કે, વાલ્મીકિએ કરેલા અસખ્ય પાપોનો રામનામના પ્રભાવ વડે નાશ થઇ ગયો છે, હવે હુ એને સાવધ કરૂ પછી નારદે ત્હેમની

આસો જાઇને હેમના અંગપર જે મૃત્તિકા (માટી) નો રાફડો બની ગયેલ હતો, તેને ખસેડી નાખીને વાલ્મીકિને સાવધ કર્યા અને બહાર કાઢયા. નારદે કહ્યું, વલ્મીક (રાફડા)વડે આ ત્હારો બીજો જન્મ થએલો હોવાથી, હું ત્હારૂં 'વાલ્મીકિ' એવુ નામ રાખુ છુ પછી વાલ્મીકિએ પ્રશ્ન કર્યો, મહારાજ ! હવે હુ કેવે પ્રકારે મ્હારો કલ્યાણ કરૂં ? નારદે કહ્યું, આજથી હજાર વર્ષ પછી દશરથના ઉદરથી શ્રીવિષ્ણુ રામઅવતાર ધારણ કરશે, ત્હેમના ચરિત્રનુ તુ વર્ણન કરજે જે પ્રકારે તુ જન્મકાળ તથા લીલા વર્ણવીશ, તેજ પ્રમાણે પરમાત્મા પોતે વર્તશે. નારદના પ્રસાદથી વાલ્મીકિ મહર્ષિએ શતકોટિ રામાયણ રચ્યુ અને પરમાત્માએ પણ ત્હેમના વર્ણનાનુસાર ચરિત્ર કર્યું સારાશ, આ પ્રમાણે પૂર્વે દુરાચાર કરનારા વાલ્મીકિ નામપ્રતાપથી મહર્ષિપદને પ્રાપ્ત થયા એટલાસાટે કવિ વર્ણન કરે છે કે—

**श्रीरामनाम्न कथंचन मर्त्यो दुष्टोऽपि भिन्नात्मकतां विहाय ।**
**ऐक्यं समेतीति वितर्कयेऽह यथा कुजन्माऽजनि नाकुजन्मा ॥**

શ્રીરામનામના જપ પ્રભાવથી દુષ્ટ દુરાચારી મનુષ્ય પણ ભેદભાવ તજીને, ઐક્યભાવને પ્રાપ્ત થાય છે, એવો હમે તર્ક કરીએ છીએ કેમકે, જે 'ना' યાને મનુષ્ય અર્થાત્ વાલ્મીકિ 'कुजन्मा' કુત્સિત જન્મ ધારણ કરતા હતા, તેજ 'नाकु' (વલ્મીક) રાફડાવડે દ્વિતીય જન્મ ધારણ કરીને, મહર્ષિ પદવીને પ્રાપ્ત થયા દૃષ્ટાન્તમા સમજાવવામા આવે છે કે, 'ना' અને 'कुजन्मा' એ જે બન્ને ભિન્ન પદો હતા, તે 'नाकुजन्मा' એ રીતે એક પદતાને પ્રાપ્ત થયા કુત્સિત જન્મકર્મ છે જેના એવા પુરૂષે વલ્મીકથી જન્મ ધારણ કર્યો, અને રામનામવડે ત્હેમનો ભેદભાવ મળી જઇને ઐક્યભાવનો લાભ થયો, અને જગતને વિષે તેઓશ્રી પૂજ્ય થઇ પડયા આ ઉપરથી મનુષ્યે દૃઢ શ્રદ્ધાયુક્ત થઇને, ત્હેમના નામનુ સહેજ સ્મરણ માત્ર રાખ્યુ હોય, તો સકલ પાપોના નાશપૂર્વક અભિન્ન જ્ઞાનનો લાભ અને પરમાનન્દની પ્રાપ્તિ થાય, એ ફલિત થયુ હવે પરમાત્મા શ્રીરામચન્દ્રના કરતાયે ત્હેમના નામનુ ઉત્કૃષ્ટત્વ કવિ વર્ણવે છે

શ્રીરામચન્દ્ર સુબાહુ, મારીચ, તાડિકા, ઇત્યાદિકોનો નાશ કરીને કેવળ વિશ્વામિત્ર બ્રાહ્મણના યજ્ઞનુ સરક્ષણ કર્યું અને હેમને સતુષ્ટ કીધા; પરન્તુ નામ તો અનેક યજ્ઞોનુ રક્ષણ કરે છે અને અનેક બ્રાહ્મણોને સતુષ્ટ કરે છે 'यस्य स्मृत्या च नामोक्त्या' ઇત્યાદિ સ્મૃતિમા પરમાત્માના નામસ્મરણવડે તપ યજ્ઞ યાગ વગેરે ક્રિયામા જે ન્યુનભાવ હોય, તે સપૂર્ણ થાય છે, એવુ વર્ણન છે, અને તે પ્રમાણે પ્રત્યેક કર્મના અતમા બ્રાહ્મણો કહે છે કે

ખરા સારાંશ, વિદિત અવિદિત દોષોમાંથી નામજ નિર્મુક્ત કરે છે તથા શ્રીરામચંદ્રે જનકનગર જતી વખતે ગૌતમ મહર્ષિની પત્ની અહલ્યા, જે શિલા થઇને પડી હતી, ત્હેનો ઉદ્ધાર કર્યો પરંતુ નાની સરખી શિલા અને તે પણ સંસારરૂપી મૃગજળને વિષે તારી, એમાં તારીફ શાની? મૃગજળ જેમ આભાસ માત્ર છે, તેજ પ્રમાણે સંસાર પણ આભાસાત્મક હોવાથી, તેમાં તારવાનું શું છે? પરંતુ નામે તો ક્ષારસમુદ્રને વિષે, કે જેમાં અપરંપાર પાણી હતું, તેમાં અનેક મોટા મોટા પત્થરોને તારી દીધા છે એટલામાટે રામ કરતાંયે એમના નામને શ્રેષ્ઠ સમજવાનું છે

વાનરસૈન્યસહિત લંકા જવાને માટે શ્રીરામચન્દ્રે સાગરને ઉપાય પૂછયો, ત્યારે ત્હેણે કહ્યું કે, તમારા સૈન્યમાં નળ નામનો વાનર છે, ત્હેના હાથે સેતુબંધન કરાવો તે નળ બાળપણમાં ઋષિ લોકોના શાલિગ્રામ વગેરે દેવ પાણીમાં ફેંકી દેતો હતો, તેને માટે ત્હેમણે એને શ્રાપ દીધો કે, ત્હારા હાથે પત્થર પાણીમાં તરશે, એટલા માટે એના હાથે સેતુ બંધાવીને લંકા જાઓ પછી શ્રીરામે નળને બોલાવીને 'વાનરોને મદદમાં લઈ સમુદ્રપર સેતુબંધન કરો' એવી આજ્ઞા કીધી, ત્યારે નળે પ્રથમ દિવસમાં ચોદ યોજન સેતુ બાંધી દીધો મોટા મોટા પહાડ એના હાથે પાણીમાં તરવા લાગ્યા, એ અલૌકિક પ્રકાર જોઇને સઘળાને પરમ આશ્ચર્ય ઉપજ્યું તે વખતે રામે હનુમાનને કહ્યું કે, 'હું ઇશ્વર છું, તો શું મ્હારા હાથે પત્થર નહિ તરશે? હું હમણાંજ તમને પ્રતીતિ દેખાડું છું' ત્યારે મારૂતિએ કહ્યું કે, એનો અનુભવ બતાવવામાં કાંઇ ફાયદો નથી, બાંધી મુઠ્ઠી લાખની, તેમ છતાં શ્રીરામે બે ચાર શિલા પોતાના હાથવતી ઉપાડીને પાણીપર ગોઠવી દીધી પરંતુ શો ચમત્કાર? તે શિલા શ્રીરામના હાથમાંથી છુટતાંવારને પાણીને તળીએ જઇને પહોચી, અર્થાત્ ડુબી ગઇ ત્યારે તો સઘળા હસવા લાગ્યા અને રામ ભારે વિચારમાં પડી ગયા કે, આમ કેમ થયું? જાંબુવાને સમાધાન કર્યું કે, હે રામ! એનો હેતુ આપના ખ્યાલમાં નહિ આવ્યો રામે પૂછ્યું, શો હેતુ છે? જાંબુવંતે કહ્યું, હે પ્રભો! જેને આપે છોડી દીધો તે ડુબે કે તરે? તે શિલા આપના હાથમાંથી છુટી થતાંવારને તેણે એમજ સમજો કે પોતાનો દેહ પાણીને વિષે તજી દીધો હોય એમ લાગે છે વાસ્તવિક છે કે, પરમાત્માનો આશ્રય છુટ્યા બાદ કોણ જીવતું રહેવા પામે છે?

પરંતુ એવા કથનથી નળને ઘણુંજ અભિમાન થઇ આવ્યું કે, 'રામના કરતાંયે શ્રેષ્ઠ છું, તેથીજ મ્હારા હાથથી પત્થર તરે છે.' ત્યારે તો ત્હેણે

ગોઠવેલા પત્થરો આગળ પાછળ થઇને તરવા લાગ્યા આવુ જોઇને તે પણ ખિન્ન થઇને બેઠો, ત્યારે જાબુવતે કહ્યુ, હે નળ! ત્હારે કિંચિત્ પણ ગર્વ ન કરવો. કર્ત્તા કરાવનાર પરમેશ્વર સમર્થ છે. જેણે વગર થાભલે આકાશનો મંડપ ખડો કરી દીધો છે, તથા પાણીપર પૃથ્વીને તારી દીધી છે, અને ચદ્રસૂર્યાદિકોને જે વાયુચક્રને વિષે ચલાવી રહ્યો છે, ત્હેની આગળ જીવોનુ અભિમાન શી રીતે ચાલવાનુ હતુ? હવે ત્હારે એક કામ કરવુ એક શિલા-ઉપર 'रा' અને બીજી પર 'म' એવા બે અક્ષર લખીને, તેમને જોડી દેવા તો પછી કદી પણ તે આમતેમ (આઘીપાછી) થશે નહિ, પાણીપર બધીજ શિલા એક સૂત્રમા સીધી રહેશે અને દૃઢ થશે નળે જ્યારે એ પ્રમાણે કર્યું, ત્યારે તેઓ અચલ (પહાડ) પાણીપર અચલ (ચલન રહિત) થઇને સ્થિત થયા ત્યારે ફરી રામે જાબુવાનને પૂછયુ કે, આ કેટલુ બધુ આશ્ચર્ય છે? મ્હારા હાથે જે પત્થરો પાણીપર નહિ તર્યા, તે મ્હારા નામથી તરી રહ્યા છે!! જાબુવાને કહ્યુ, એ આપના નામનુ સામર્થ્ય! રામે કહ્યુ, મ્હારા કરતા શુ મ્હારા નામનો પ્રભાવ વધારે છે? જાબુવત બોલ્યો, એમા શો શક? ધનવાનની અગાઉ દ્વારપાળની કૃપા સપાદન કરવી પડે છે, રાજાના નામથીજ સૈન્ય શત્રુને જીતે છે, પરતુ પ્રત્યક્ષ ત્યા રાજા જાય તો કાંઈ વળતુ પણ નથી સારાશ, વ્યવહારમા પણ આપણે જોઇએ છીએ કે, વ્યક્તિના કરતા નામજ શ્રેષ્ઠ હોય છે તુલસીદાસજી કહે છે કે —

॥ દોહા ॥ શ્રી રઘુવીર પ્રતાપતે સિંધુ તરે પાષાણ ।
તે મતિમન્દ જે રામ તજી ભજહિં જાય પ્રભુ આન ॥

શ્રી રામચન્દ્રના નામપ્રભાવથી સમુદ્રપર જડપત્થરો તરી ગયા, તો ચેતન મનુષ્ય આ ભવસિન્ધુને વિષે કેમ નહિ તરે? પરતુ મૂઢબુદ્ધિ પુરૂષ તેનો પરિત્યાગ કરીને, સુખભોગની પ્રાપ્તિને કાજે અન્ય મનુષ્યોની પાસે જઇને ત્હેમનુ સેવન, પૂજન સ્મરણ કરે છે અસ્તુ! વળી નામનુ બીજુ પણ સામર્થ્ય જુઓ! રામચન્દ્રે ભવ (શકર) ચાપનો ભગ કરી દીધો, પરતુ નામ તો ભવ (સસાર) સબધી મોહજાળને તોડી નાખે છે તથા જનકરાજ-કન્યા જાનકીએ શ્રીરામના કઠમા માળા પહેરાવી, પરતુ નામના ગળામા તો દેવ, મુનિ, રાજાલોક, સન્ત ઇત્યાદિકોની સદ્વૃત્તિ માળા પહેરાવે છે શ્રીરામે ક્ષત્રિયકુળના કાળરૂપ એક પરશુરામને જીત્યા અને નામ તો સર્વ જગતના ભક્ષક કાળને જીતે છે શ્રીરામે એક ખરદૂષણનો નાશ કીધો, પરતુ નામ તો અનત ખર (પ્રખર, તીક્ષ્ણ) એવા દૂષણો (દોષો)નો નાશ કરી નાખે છે.

અથવા र અને मનો અભેદ સમજીને એનો પણ અર્થ થાય કે, પ્રાકૃત લોકોનો નાશ કરે છે એ પ્રમાણે રામચંદ્રે નિજધામ (વૈકુંઠ) જતી વખતે એક અયોધ્યા નગરીજ પોતાની સાથે લીધી, પરંતુ ત્હેમની પાછળ રહેલી અનંત પ્રજાને નામરૂપ પરપદ (વૈકુંઠ)ને વિષે પહોંચાડે છે સારાંશ, રામનું નામ એમના કરતાં પણ અત્યંત ઉત્તમ હોવાથી, ત્રૈલોક્યને વિષે ઉત્કર્ષતાને પ્રાપ્ત થએલું છે એટલા માટે સકલપાપોની નિર્મુક્તતાને માટે રામનામની સાથે આપણું મન એકાગ્રતાથી સંયુક્ત કરવું જોઇએ વિશેષમાં આ પણ જુઓ -

पापा ये तु निरक्षरा परदृढासक्त्यैव रामेत्यद ।
संसर्गाद्दधति स्थितिं सुनियतं लेखेषु सर्वोपरि ।
रेफात्मन्युत नापवर्गभवने वर्णे जघन्ये फलम् ।
यस्माद्दृश्यत एतदत्र निखिलं रामेति संसर्गजम् ॥

પાપીજન નિરક્ષર (અવિદ્વાન્) હશે, તો ત્હેમને વિષે પરમાત્મા પ્રત્યે દૃઢભક્તિની આસક્તિ થાય છે, અને તેઓ રામનામના સંસર્ગમાત્રથી દેવાદિકોને વિષે સહુના ઉપર (સર્વોપરિ) સ્થિતિ ધારણ કરે છે, એમ નિશ્ચયાત્મક સમજવું. ઉદાહરણમાં દર્શાવીશું કે, રેફ્ યાને 'र' અને પવર્ગનો અંત્યવર્ણ 'म' એ બન્ને જો કદાચ નિરક્ષર યાને સ્વર રહિત હશે, તો એમની સ્થિતિ લેખમાં સર્વવર્ણોના મસ્તકઉપર થાય છે ઉદાહરણ 'मर्ग' એ શબ્દમાં रकાર સ્વરરહિત र् (જોડો) હોવાથી તેમાં પરવર્ણના યાને બીજા અક્ષરના ઉપર દૃઢાસક્તિ થઈ, અને તેથી એને લખવામાં વર્ણના મસ્તકની ઉપર સ્થાન મળ્યું છે તેજ પ્રમાણે 'सम्रा' એ શબ્દમાં પણ मકાર સ્વર રહિત (म्) છે તેથીજ વર્ણના મસ્તકઉપર એની સ્થિતિ થએલી છે પરંતુ જે 'सरस, समर' એવા શબ્દ હશે, તો ત્યાં रકાર मકારને વર્ણના ઉપર સ્થાન નથી કેમ ? તો એ मકાર અને रકાર અક્ષરયુક્ત (સ્વરયુક્ત) હોવાથી, તેમનામાં પરવર્ણના પ્રત્યે દૃઢ આસક્તિ નથી થતી એ પ્રમાણે જે નિરક્ષર 'रકાર અને मકાર'ની લેખમાં ઉચ્ચસ્થિતિ થઈ, તેનો શો હેતુ હોવો જોઇએ? તો 'राम' એ નામમાં रકાર અને मકાર એ બન્નેની સ્થિતિ હોવાથી, પ્રભુ નામના સંસર્ગનું એ ફળ એમને મળે છે, એમ સમજવું

તેજપ્રમાણે જેઓ મોક્ષને માટે અયોગ્ય છે, અને નીચવર્ણમાં કુત્સિત બુદ્ધિયુક્ત ઉત્પન્ન થયા છે, એવા પુરૂષ પાતકી કેમ નહિ હોય ? પરંતુ નિરક્ષર (અધ્યયન શૂન્ય) હશે, તો પર (પરમાત્મા)ને વિષે તેઓની દૃઢ આસક્તિ થાય છે, અને રામનામનો તેઓ સંસર્ગ કરે છે, અને સ્મરણ પરાયણ થાય છે તેમ કર્યાથી એમને દેવતાઓમાં પણ ઉત્કૃષ્ટ એવા

પદની પ્રાપ્તિ થાય છે કે જેવી અપ્રીતઅક્ષર (અંત્યજજનસમજ) વિદ્વાનને પ્રાપ્ત થતી નથી તેનુ કારણ એ છે કે, વિદ્વાનમા તર્કવિતર્ક ઘણુ વધી ગએલા હોવાથી, પરમાત્માપ્રત્યે દ્રઢભક્તિ, આસક્તિ થતી નથી. વાલ્મીકિમાં જો સાક્ષરતા હત, તો નારદના વચનઉપર કદી પણ એમને દૃઢ વિશ્વાસ ઉપજત નહિ અને 'राम राम' અથવા 'मरा मरा' એવો જપ કદીપે તેઓ-શ્રી કરત નહિ. રામનામથી શુ થવાનુ હતુ ? એવો કુતર્કજ એમને ઉપજત પરતુ તેઓશ્રી પાપી હોવા છતા નિરક્ષર હતા, તેથીજ પરમેશ્વર પ્રત્યે એમને દૃઢ આસક્તિ થઇ અને રામનામના સ્મરણથી, દેવતાઓ કરતાં પણ ઉત્કૃષ્ટ એવા બ્રહ્મર્ષિપદની પ્રાપ્તિ થઇ એજ કારણને લઇને કવિ કહે છે કે —

**विद्यया विमलयाप्यलंकृतो दुर्जन: सदसि मास्तु कश्चन ।**
**साक्षरा हि विपरीततां गता केवलं जगति तेऽपि राक्षसा ॥**

દુર્જન પુરૂષ વિમલ વિદ્યાવડે અલકૃત થએલો હોવા છતાય કોઈ સભાને વિષે ન હોવો જોઇએ ઉત્તમ રત્નવડે સુશોભિત છે મસ્તક જેનુ એવો સર્પ સભામા હોવાથી જે ફળ પ્રાપ્ત થશે, તેજ ફળ જો સભાને વિષે દુર્જન વિદ્યમાન હોય, ત્યા પણ મળવાનુ. કેમકે દુષ્ટ પુરૂષજ વિદ્યાયુક્ત થઇ જતા વિપરીતભાવને પ્રાપ્ત થાય છે, અને જગતમા રાક્ષસની પેઠે લોકોને ઉપદ્રવ કરે છે, તથા નિખિલ હાનિકારક ચેષ્ટાઓ કરે છે દૃષ્ટાન્તમા સમજવુ જોઇએ કે, '**साक्षरा**' એ શબ્દને ઉલટો (વિપરીત રીતે) કરીને વાચશો, તો '**राक्षसा**' એ પ્રમાણે વચાશે સાક્ષરતાને વિષે ઘણા મોટા પ્રમાણમા રાક્ષસત્વ રહેલુ છે કેદારખડમા કહ્યુ છે કે —

**राक्षसा कलिमाश्रित्य जायन्ते ब्रह्मयोनिषु ।**
**ब्राह्मणानेव बाधन्ते तत्रापि श्रोत्रियान्कृशान् ॥**

પૂર્વે જેઓ રાક્ષસ હતા, તેઓજ સાપ્રત કલિયુગનો આશ્રય કરીને બ્રાહ્મણયોનિને વિષે ઉત્પન્ન થયા છે અને થાય છે, અને બ્રાહ્મણોનેજ દુ ખ દે છે તેમા પણ કૃશ થએલા જે શ્રોત્રિય 'વેદશાસ્ત્ર સપન્ન' બ્રાહ્મણો છે, તેઓને વિશેષ સતાપે છે સારાશ, એ છે કે, સાક્ષરમા શ્રદ્ધા ભક્તિનો અભાવ હોય છે અને પરમાત્માના ભજન પૂજન સ્મરણાદિને વિષે ત્હેની પ્રવૃત્તિ થતી નથી એજ કારણને લીધે ત્હેની અધ સ્થાનને વિષે સ્થિતિ રહે છે એથી કરીને સર્વ લોકોને ઉચિત છે કે નિરન્તર રામનામનુ સ્મરણ કરીને સસારમાથી પોતાનો ઉદ્ધાર સાધી લેવો. મહાત્મા સુરદાસજી પણ કહે છે કે.—

પદ. રાગ બહાર—તાલ ત્રિતાલા.

રામનામ મીઠા મૂસે બોલના રે પ્યારે ॥ ટેક ॥ ઉઠત બૈઠત દિન જાગત સોવત નિત હસિ ખુશીસે હરકી હુંડી બોલના ॥ ૧ ॥ લેતે દેતે ખૂટે નાહિ ચોર વાકો લૂટે નાહિ ખરચ ખરચ કર વાકો નહિ તોલના ॥ ૨ ॥ રતન જતન રાખો હૈ યે અમોલ દેખો સૂરદાસ ઇતઉત કબુ નહિ ઝુલના ॥ ૩ ॥

હે પ્રિય સજ્જન વૃન્દ! પરમાત્માનુ રામ એ નામ અત્યત મધુર હોવાથી, નિત્ય નિરન્તર એનુ આસ્વાદન કરો શ્રી રામના માધુર્યનો સ્વાદ જેમના અતરને વિષે ભરેલો છે, તે સત મહાત્મા પુરૂષો શર્કરા તથા સુધાને તેમના પ્રસિદ્ધ અર્થથી ઓળખતા નથી, પરતુ બીજા અર્થવડે ઓળખે છે શર્કરાનો પ્રસિદ્ધ અર્થ શાકેર અને સુધાનો અર્થ અમૃત થાય છે પરતુ શર્કરાનો બીજો અર્થ 'પાષાણ, રેતી' અને સુધાનો બીજો અર્થ 'ચૂનો' છે જેઓને નામ માધુર્યની રૂચિ સમજાઇ છે, તેઓ શર્કરાને પત્થર અગર કકર તુલ્ય જાણે છે અને સુધાને ચૂના જેવી ગણે છે હવે એવી શકા થશે કે નામમા આટલી બધી મધુરતા છે, તો તે અનુભવમા કેમ નથી આવતી? જગતમા માધુર્યગુણ જાણનારો કોઇ પણ માણસ ગોળ શર્કરાનો પરિત્યાગ કરીને, તત્કાર્ય યાને મીઠાશ ઉત્પન્ન કરનારૂ જે નામ તેનુંજ સ્મરણ કરીને બેસી રહેલો તો કાઇ જોવામા આવતો નથી નામમા જો એવી મધુરતા હત, તો ગોળ શર્કરા વગેરે પદાર્થોને સારૂ જે અઢળક ખર્ચ થાય છે, તે બધો બચી જાત એના સમાધાનમા સમજવુ ઉચિત છે કે, જે પ્રકારે આમ્રફળ પ્રથમ ખાટુ હોય છે, પરતુ પરિપક્વ થવા સારૂ તેને અનુતાપ 'ઉષ્ણતા' ની જરૂર રહે છે, ત્યારેજ તેમા રાગ (રક્તપણુ, રતાશ) ઉત્પન્ન થઇને આમોદ 'સુગધ' છુટે છે ત્યાર બાદ તેને ચૂસ્યાથી તેમાથી અમૃતતુલ્ય મધુર રસ નીકળે છે પરતુ પહેલા જો કોઇ આમ્રફળ (કેરી) ને ચૂસે, તો તેની ખટાશનોજ ત્હેને અનુભવ થશે અને મધુરરસ-પ્રિય મનુષ્ય તેનો પરિત્યાગ કરશે તેજ પ્રમાણે પરમાત્મા શ્રીરામચન્દ્રના નામને વેદરૂપ આમ્રવૃક્ષનુ ફળજ સમજો એ ફળ મોટુ વિશાળ હોવા છતા તેનો મધુર રસ પ્રથમ ગૂઢ રહે છે, એકાએક તેની મધુરતા અનુભવમા આવતી નથી. એટલા માટે તેની પરિપક્વતાને ખાતર અનુતાપ (વૈરાગ્ય) ની અપેક્ષા રહે છે વૈરાગ્યરૂપ ઉષ્ણતાથીજ તે નામફળઉપર રાગ (પ્રેમ) ઉત્પન્ન થાય છે અને પછી ભારે આમોદ (આનદ) ઉપજે છે. આ પ્રકારે

સારી પેઠે પરિપક્વ થયા બાદ, જો તે ચૂસવામાં આવે, યાને સ્મરણ કીર્તન કરવામા આવે, તો તેમાથી અત્યત મધુર એવો બ્રહ્મરસ નીકળે છે આ ઉપરથી પરિપક્વતા થતા સુધી વેદાદિન કર્માનુષ્ઠાનસહિત તેનુ સેવન કરવુ, એ ફલિત થયુ પરિપાક થઇ ગયા પછી કર્મને વિષે આસક્તનાની આવશ્યક્તા નથી, એમ સૂચિત થાય છે ભગવાન્ ઉદ્ધવને કહે છે કે —

**तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।**
**मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥**

જ્યાસુધી વૈરાગ્ય ઉપજ્યો નથી, કિવા મ્હારી કથાઓના શ્રવણ કીર્તનને માટે અતરમા શ્રદ્ધાનો અવિર્ભાવ થયો નથી, ત્યાસુધી પુરૂષે નિત્ય નૈમિત્તિક કર્મોનું આચરણ (અનુષ્ઠાન) કરવુ હવે '**कर्मणा बध्यते जंतु**' એ સ્મૃતિમાં કર્મોને બંધનના હેતુ કહ્યા છે, તો બંધક કર્મ શા માટે કરવા? એવી શકા નહિ કરવી કેમકે, તે સ્મૃતિમા 'કામ્ય કર્મનેજ બંધકત્વ છે, પરતુ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરેલા કર્મને નથી,' એ પ્રમાણેજ કહેલુ છે, એમ સમજવુ ગીતોપનિષદ્મા કહ્યુ છે કે —

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धन ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसग समाचर ॥**

'**यज्ञो वै विष्णु**' એ શ્રુતિઉપરથી યજ્ઞ એટલે વિષ્ણુ, **तदर्थं** (તેને ખાતર) કરેલા કર્મથી અન્ય જે કામ્ય કર્મ તે આ પુરૂષને બધક થાય છે એટલા માટે, હે અર્જુન, કર્મફલ વિષયક ઇચ્છા રહિત થઇને ઇશ્વરાર્પણ બુદ્ધિથી તુ ઉત્તમ પ્રકારે કર્મોનુ અનુષ્ઠાન કર્યો જા વિહિત કર્મ નહિ કર્યાથી તેમજ કામ્યકર્મ અથવા નિષિદ્ધકર્મ કરવાથી બંધન પ્રાપ્ત થાય છે, અન્યથા નથી થતુ, એવો ભાવ સમજવો નિત્યકર્મને પણ શ્રુતિમા પિતૃલોક ફલ કહ્યા છે, એટલા માટે તે કર્મ કરીને પણ ઇશ્વરને સમર્પિત કરવા જોઇએ વસ્તુનો ગુણ અનિવાર્ય હોય છે ચદ્રમડળ ઉષ્ણ થાઓ એમ કહેવા છતાંય તે શીતલજ રહે છે, અગ્નિને શીતલ થવાનુ કહેવા છતાય તે સળગાવ્યા વિના રહેતો નથી, વિષનુ અમૃત તથા અમૃતનુ વિષ થતુ નથી, પરતુ ધન્વતરિનો હાથ લાગતા વિષ પણ અમૃત તુલ્ય થઇ જાય છે. વછનાગને ખાતાવારને મૃત્યુ નીપજે છે, પરતુ ઉત્તમ વૈદ્યના હાથમા જવાથી તે એની પ્રકૃતિ ફેરવી નાખે છે, અને રોગીને પછી તે આપીને આરોગ્યતા પ્રાપ્ત કરાવી દે છે તેજપ્રમાણે, નિત્ય કર્મ ઇશ્વરને અર્પણ કર્યાથી ફલનો વિયોગ થાય છે, અને તેનાથી ઇશ્વરકૃપા થઇને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને પૂર્વ સચિત અગણિત તથા અનર્પિત કર્મોનો નાશ થાય છે સારાશ, નિષ્કામ

એક વખત શિવાજી રાજાના ગુરૂ સમર્થ રામદાસસ્વામી શહાપુર નામના ગામમા કોઈ તળાટીને ઘેર ભિક્ષા માગવાને ગયા, અને સાંપ્રદાયાનુસાર શ્રીરામનુ ભજન 'જય જય રઘુવીર સમર્થ' 'રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ' એમ કહીને ભિક્ષા માગવા લાગ્યા રામનું નામ ઘરમા લેતા વારને ઘરમા સ્ત્રી પુરૂષ વગેરે જે આદમી હતા, તે બહાર આવીને ક્રોધથી કહેવા લાગ્યા કે, 'હમારા ઘરમા આ પ્રમાણે અમગળ નામ લેવુ નહિ.' રામદાસે કહી દીધુ, માઈ! પરમાત્માનુ નામ તો મગલ છે, એમ હોવા છતા તમે એને અમગલ કેમ કહો છો?

**राकारोच्चारमात्रेण मुखान्निर्याति पातकम् ।**
**पुन प्रवेशसंदेहे मकारस्तत्कपाटवत् ॥**

'રામ' એ નામના પ્રથમ વર્ણ 'રા' નો ઉચ્ચાર કરતાની સાથેજ શરીરમાથી સઘળા પાપ મુખદ્વારા બહાર નીકળી જાય છે, અને ફરી પાછા તે શરીરને વિષે પ્રવેશ કરે એવો સદેહ હોય, તો 'મ'કારનો ઉચ્ચાર થતાજ શરીરગૃહનું દ્વાર જે મુખ, તે બધ થઇ જાય છે, માટે ફરી તે પાપ શરીરને વિષે પ્રવિષ્ટ થવાનો સદેહ રાખવો નહિ જે પ્રમાણે ઘરનુ દ્વાર ખુલતાજ ઘરમા ઘુસી ગએલા ચોર ભાગી જાય છે અને દ્વાર બધ કરવાથી ફરી તે ઘરમા ઘુસવા પામતા નથી, તેમજ 'રા' અક્ષરના ઉચ્ચારણથી મુખ ખુલે છે અને પાપ નાસી છટકે છે, તથા 'મ' વર્ણ બોલતાવારને મુખકપાટ બધ થઇ જાય છે, એમ જાણવુ આ પ્રમાણે રામનામનુ માહાત્મ્ય સર્વત્ર પુરાણાદિકોને વિષે લખ્યુ છે, એમ હોવા છતા, એ પ્રભુના નામને અભદ્ર કહો છો, એ કેટલુ બધુ આશ્ચર્ય ભર્યુ છે? વિશેષમા આ વાતનો પણ ખ્યાલ કરો —

**न द्विषन्ति ग्रहाश्चन्द्रमेव दोषाकरोऽपि सन् ।**
**माहात्म्यमेतच्छ्रीरामनामसंसर्गसंभवम् ॥**

ચન્દ્ર એ દોષાકર (દોષોની ખાણ) છે, વાસ્તવિક દોષા (રાત્રી) નો કર્તા છે, તેમ હોવા છતા એનો કોઈ પણ ગ્રહ દ્વેષ કરતો નથી ચન્દ્રની સાથે કોઇને શત્રુત્વ નથી, એવુ જ્યોતિષમા વર્ણન છે એવુ કારણ જુઓ તો શ્રીરામના નામની સાથે એણે સહવાસ કર્યો છે, તેનુ એ માહાત્મ્ય છે. શ્રીરામ એ નામની સાથે ચન્દ્રનુ સાનિધ્ય હોય, તો 'શ્રીરામચન્દ્ર' એવો શબ્દ થાય છે એ પ્રમાણે ચન્દ્રને 'રામ' એ વિશેષ નામનો સયોગ થઇ જવાથી તે સઘળા ગ્રહોના મિત્રભાવને પ્રાપ્ત થયો છે, એમ સમજવુ

માઇ! એટલુજ શુ? 'રામ' એ નામનો સીધો મસ્રર્ગ (ઉચ્ચાર) ના

થાય, અથવા કરી ના શકાય, તો ઉલટ પાલટ કરી દીધેલા વર્ણના સંસર્ગનું માહાત્મ્ય પણ કાંઇ ઓછું નથી 'मरा मरा' કહેવાથી શું વાલ્મીકિનો ઉદ્ધાર થયો ન હતો ? વળી આ પણ જુઓ ! જગતમાં દ્રાક્ષ વગેરે ફળોને વિષે શું મધુરતા નથી ? છેજ, પરંતુ આમ્ર (કેરી) જેટલી નથી અખિલ લોકોની પ્રીતિ આમ્રફલના ઉપર જેવી છે, તેવી બીજા કોઇ ફળના ઉપર નથી કારણ શું ? તો આમ્રે પોતાના શરીરને વિષે 'રામ' એ નામના ચારે વર્ણોને ગમે તેમ (અનુક્રમ વિના) પણ ધારણ કર્યા છે, તેનો એ મહિમા જણાય છે જુઓ ! 'राम' નામમાં 'र् आ म् अ' એ વર્ણ ચતુષ્ટય છે, અને 'आम्र' ને વિષે 'आ म् र् अ' એવા ચાર વર્ણ છે આમ્ર જડ હોવાથી, 'राम' એવો સીધો વર્ણ પોતાને વિષે તેનાથી ધારણ કરી શકાયો નહિ, તો પણ અવળો સવળો ધારણ કીધો, તેથીજ સઘળા ફળોના કરતા એનામાં વિશેષ માધુર્ય આવી જઇને એ ફળ અખિલ જનોને પ્રિય થઇ પડયું

તેજ પ્રમાણે મનુષ્ય જો પોતાને વિષે નિરંતર રામનામ ધારણ કરે, તો ત્હેની સાથે કોઇ ગ્રહ, ઉપગ્રહ અને લોક પણ દ્વેષભાવ ધારણ કરે નહિ પરંતુ બધાજ મિત્રભાવને પ્રાપ્ત થઇને ત્હેના ઉપર અધિક પ્રેમ રાખે. કેમકે, રામનામના સંસર્ગથી વૈષયિક વાસનારૂપી કડવાશ યા ખટાશ દૂર થઇને ત્હેનામાં મૈત્રી કરૂણાદિ શુભ વાસનારૂપી માધુર્ય ઉત્પન્ન થશે અને સઘળાજ એને ચાહશે વળી ખ્યાલ કરો કે, मार (મદન) એ દેહરહિત છે તથા તેનું ધનુષ્ય પુષ્પોનું છે અને તેને પ્રત્યંચા (દોરી) ભમરાની છે, તેમજ જેની પાસે બાણ પણ પાંચજ હોવા છતાં, તે અખિલ જગતનો પરાભવ કરે છે, તે કોના બળ ઉપર ? તો, રામ નામના ચારે વર્ણોને એણે પોતાને વિષે ધારણ કર્યાં છે, તેના સામર્થ્ય ઉપર પહેલાં કહ્યા પ્રમાણે, અહીં 'मार' ને વિષે પણ 'म् आ र् अ' અને 'राम'માં 'र् आ म् अ' એવા ચાર વર્ણ છે એ પ્રમાણે મનુષ્ય જો રામના નામનો સંયોગ કરી લે, તો તે સકલ જગતને પોતાના સામર્થ્ય વડે જીતીને, તેને પોતાનું દાસ બનાવી દે હાલ તો મનુષ્ય આશાવડે સકલ જગતનો દાસ બનેલો છે, પરંતુ શ્રીરામનામના સંસર્ગથી પૂર્ણ કામ થઇને, આશા વાસનાને દાસી બનાવીને, પોતે અખિલ લોકોની સેવા અને પૂજાનું પાત્ર થઇ શકે

એ પ્રમાણે બહુ બહુ પ્રકારે રામદાસે તે લોકોને રામ નામનું માહાત્મ્ય સમજાવ્યું અને નિરંતર 'રામ રામ' જપ કરવાનો આગ્રહ કર્યો તથાપિ તેઓના મનનું સમાધાન નહિ થતાં, તેઓ ઉલટા રામદાસને ક્રોધથી કહેવા લાગ્યા, અરે ભીખારી ! તું વારવાર શું કામ આ અમંગલ વાણીનું હમારા

મગલ શબ્દમાં ઉચ્ચારણ કર્યા કરે છે ? ફરી બોલીશ નહિ કદી પણ એમનું એવુ વચન સાભળીને રામદાસ ત્યા આગળથી ચાલ્યા ગયા પછી એ વાતને ઘણા દિવસ વીત્યાબાદ એક દિવસ રામદાસ એમને ઘેર ભિક્ષાને માટે આવ્યા, ત્યારે ઘરની સર્વ મડળી ચિન્તાગ્રસ્ત બેઠી રહેલી ત્હેમના જોવામા આવી, ત્યારે એમણે પ્રશ્ન કર્યો કે, કેમ ! શા સકટમા છો ? તે કહો ત્યારે ઘરના આદમી કહેવા લાગ્યા કે, આ ઘરના માલીક બાજીપત કુળકર્ણી (તલાટી) ને વિજાપુરમા બાદશાહે બોલાવ્યાથી તેઓ ત્યા ગયા છે, જે વાતને એક માસ થયો, હિશાબમા કાંઇ ગડબડ ઘોટાળો છે, એવુ સાભળ્યુ છે, તેથી ચિન્તા થાય છે, એ તરફના એમના કાંઈ સમાચાર પણ આવતા નથી તેઓ શી રીતે સુખરૂપ અહી આવી શકશે તેનીજ સર્વને ફીકર પડેલી છે આટલુ સાભળીને રામદાસે કહી દીધુ કે, ત્હમારા ઘરધણી બાજીપત જો છુટીને પાછા આવે, તો ત્હમે 'રામ રામ' કહેશો ખરા ? બધાયે એ વાત કબુલ કીધી ત્યારે રામદાસ બોલ્યા, આજથી અગીયારમે દિવસે એઓશ્રી અહી આવી પહોચશે, ફીકર કરશો નહિ પછી રામદાસ ત્યાથી ચાલ્યા ગયા, અને પોતે જાતે 'દાસોપત' નામ ધારણ કરીને કારકુનના વેશે વિજાપૂરમા આવી પહોચ્યા ત્યા બાજીપતને મળ્યા અને આપના કુટુબે અહી મ્હને બાદશાહને હિશાબ સમજાવવાને માટે મોકલ્યો છે, એ પ્રમાણે એમને કહ્યુ પછી એમણે ( રામદાસે ) બાદશાહની મુલાકાત લીધી અને હિશાબમા જે કાઇ ઘોટાળો લાગતો હતો, તે સઘળાનો ખુલાસો કરી દીધો

બાદશાહે બાજીપતને 'આ કોણ છે, શુ એનુ નામ છે ?' વગેરે પૂછ્યુ. ત્યારે રામદાસે કહ્યુ, દાસોપત મ્હારૂ નામ છે અને હુ કારકુન છુ અને બાજીપતની સ્ત્રીએ મ્હને આપની પાસે મોકલી આપ્યો છે દાસોપતે યોગ્ય ખુલાસો કર્યો, અને હિશાબ બરાબર ધ્યાનમા આવ્યો, ત્યારે બાદશાહે પોશાક આપીને બન્નેને ઘેર જવા કહ્યુ બાજીપત તથા દાસોપત બન્ને જણા વિજાપુરથી નીકળ્યા તે ગામની સીમા સુધી આવી પહોચ્યા, પરતુ રામદાસે દાસોપતનુ સ્વરૂપ ગુપ્ત કરી દીધુ ઘેર આવતાજ સઘળાના જીવને ઘણો હરખ થયો અને તેઓ પૂછવા લાગ્યા કે, આપનો ત્યા આગળથી છૂટકારો શી રીતે થયો ? ત્યારે બાજીપતે જણાવ્યુ કે, ત્હમે દાસોપંત કરીને જે કારકુન મોકલ્યો હતો, તે ઘણોજ હોશિયાર હતો, ત્હેણે બાદશાહને હિશાબની એવી સમજ પાડી દીધી કે ન પૂછો વાત એની હોશિયારી જોઇને બાદશાહે રાજી થઇને મને પોશાક સુદ્ધા બક્ષીસ કર્યો સ્ત્રી અને ઘરના બીજા માણસો વિસ્મિત થઇને કહેવા લાગ્યા કે, હમે કારકુન ક્યારે મોકલ્યો હતો ? કોઇએ

મોકલ્યો ન હતો રામદાસ નામનો કોઇ ગોસાઈ ભિક્ષા લેવા આવ્યો હતો, ત્હેણે હમને કહ્યું હતુ કે, આજથી અગીયારમે દિવસે ત્હમે ઘેર આવશો, તે મુજબ આજેજ અગીયારમો દિવસ થાય છે પરતુ એણે હમારી પાસે કબુલાત કરાવી લીધી છે કે જો અગીયારમે દિવસે ત્હમે (બાજીપત) આવો, તો નિત્ય '**રામ રામ**' સ્મરણ કરવુ આપ કહો છો તે કારકુન ક્યા છે? બાજીપતે કહ્યુ કે, ગામની સીમ સુધી તો મ્હારી સાથે સાથે ચાલતો હતો, પરતુ તેટલામાજ એકાએક કોણ જાણે ક્યાનો ક્યા ચાલ્યો ગયો તેનો પત્તો નથી ત્હમે જે રામદાસની વાત કરો છો, તે ક્યા રહે છે? ભિક્ષાને માટે ક્યારે આવે છે? એજ કદાચ દાસોપતના વેશમા આવ્યો હશે, અને એણેજ મ્હને છોડાવ્યો હશે રામદાસના દર્શન કર્યા વગર અન્ન ગ્રહણ કરીશુ નહિ, એ પ્રમાણે બાજીપત અને એની સ્ત્રી સતીબાઇએ નિશ્ચય કર્યો

રામદાસ ત્રણ દિવસ લાગલાગટ ત્યા ભિક્ષા લેવાને આવ્યા નહિ, તોપણ એ બન્ને જણાએ ઉપવાસ કરીને કાંઇપણ ખાધુ નહિ ચોથે દિવસે રામદાસ જ્યારે શ્રીરામનુ ભજન કરતા કરતા ભિક્ષાને સારૂ આવ્યા, ત્યારે સઘળાને ત્હેમના દર્શન થયા સ્ત્રીએ અને બાજીપતે સાષ્ટાગ નમસ્કાર કર્યા અને ઘરમા પધારવા સારૂ પ્રાર્થના કીધી રામદાસ બોલ્યા, હમે ભીખારી ગોસાઇ! નિરતર 'રામરામ' એવા અભદ્ર નામનો ઉચ્ચાર કરનારા ત્હમારા ઘરમા શુ કરવા આવીએ? ઓટલા ઉપર ઉભા છીએ તેજ ઠીક છે જ્યારે સઘળાએ અપરાધની ક્ષમા માગી અને આજથી કદી એવુ નહિ કહીએ, 'આપની પાસે કબુલ કર્યું છે તે પ્રમાણે નિરતર રામરામ સ્મરણ કરીશુ,' એ પ્રમાણે કહ્યું ત્યારે રામદાસ અદર જઇને બેઠા પછી સાંજ ભોજન કરવા એમને પ્રાર્થના કરવામા આવી, અને રામદાસને અનન્યશરણ જઇને ત્હેમનુ પૂજન કરીને ત્હેમની પાસેથી રામનામ મત્રનો ઉપદેશ લીધો, ત્યારબાદ સઘળાનુ સાથે ભોજન થયુ સર્વની ખાતરી થઈ ગઇ કે, રામદાસને ઇશ્વરી અશ કહે છે તે સત્યજ છે એમણેજ દાસોપતના રૂપમા ત્યા જઇને બાજીપતનો છુટકારો કર્યો હતો હમે પ્રથમ એમનો તિરસ્કાર કર્યો અને રામનુ નામ અભદ્ર છે, એમ કહ્યું પરતુ એ રામની અખડ ઉપાસનાથી તો એમનામા આટલુ બધુ સામર્થ્ય આવી ગયુ છે ધન્ય છે! ધન્ય છે! આખરે રામદાસ સઘળાને રામનામનુ માહાત્મ્ય સમજાવતા કહેવા લાગ્યા કે—

**कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानाम् ।**
**पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य ।**

विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानाम् ।
बीजं धर्मद्रुमस्य प्रभवतु भवतां भूतये रामनाम ॥

સમુદ્ર જેમ અદ્વિતીય ઉદકનુ સ્થાન છે, તે પ્રમાણે રામનુ નામ અનત કલ્યાણોનો ભડાર છે, તથા જેનાથી કલિમલોનો નાશ થાય છે, અને જે પવિત્ર બ્રહ્માદિકોને પણ પાવન કરનારૂ છે, તેમજ પરબ્રહ્મસ્થાનની પ્રાપ્તિને અર્થે મોક્ષ માર્ગને વિષે પ્રસ્થિત થએલા મનુષ્યોને તો માર્ગમાં ઉત્તમ ખાદ્ય (ભાથુ) છે, અર્થાત્ જેનાથી ક્ષુધા તૃષાની બાધા થતી નથી વાલ્મીકિ વગેરે શ્રેષ્ઠ કવિઓની વાણીનુ મુખ્ય વિશ્રાન્તિ સ્થાન છે, અને સાધુ મહાત્માઓનુ તો જે જીવનજ છે, તેજ પ્રમાણે ધર્મરૂપી દ્રુમ (ઝાડ)નુ જે બીજ છે એવુ રામનામ ત્હમારા કલ્યાણ 'ઐહિક પારલૌકિક ઐશ્વર્ય' ને સારૂ અથવા મોક્ષરૂપ પરમકલ્યાણને કાજે થાઓ-અર્થાત્ કલ્યાણના કારણરૂપ નીવડો સારાશ, જેના સ્મરણથી અભ્યુદય અને મોક્ષની પ્રાપ્તિ થાય છે, એવા રામનામનો ત્હમારે અખડજપ કરવો એને કદી અભદ્ર કે અમગલ કહેવુ નહિ

પહેલા ત્હમે નામને અભદ્ર કહ્યુ હતુ, તેથીજ ત્હમને અભદ્રનો અનુભવ થયો હતો પરમાત્મા અને ત્હેમનુ નામ, એ બન્ને એકજ છે, અને પરમાત્મા સર્વવ્યાપી અને કલ્પવૃક્ષના સમાન ગુણવાળા છે જે પ્રમાણે કલ્પવૃક્ષની નીચે બેસીને મનુષ્ય મગલ યા અમગલ ઇચ્છા ધારણ કરે તો તે તેની તેજ ઇચ્છા પૂર્ણ કરે છે, તેજ પ્રમાણે પરમાત્માના નામ પાસે જે જેવી 'મગલ યા અમગલ, ભાવના ધારણ કરે છે ત્હેની પરમાત્મા પણ તેજ ભાવના પૂરી કરે છે એથી કરીને નામ સકલ કામપ્રપૂરક છે, એવી શ્રદ્ધા ધારણ કરીને નિત્ય સ્મરણ કરવુ એ પ્રમાણે ઘણો ઉપદેશ કર્યો અને પછી પોતે ચાલ્યા ગયા તે દિવસથી તે લોકોની રામનામના સ્મરણમા રતિ અને શ્રદ્ધા થઇ જેમ જેમ સ્મરણાભ્યાસ વધતો જાય, તેમ તેમ કામક્રોધાદિ શત્રુઓનુ બળ કમી થઇ જાય છે એટલા માટે ગૃહસ્થાશ્રમમા રહીને કામાદિકોને જીતવા સારૂ રામનામનું નિરતર સ્મરણ એ સુલભ સાધન છે મહાદેવે જે અર્દ્ધનારી નટેશ્વરનુ રૂપ ધારણ કીધુ છે, તે લોકોને એ વાતની ખાતરી કરાવી આપવાને માટેજ કેવી રીતે ? તો—

स्त्रीचिन्ताऽपि मनोभवं वितनुते तत्संनिधिः किं पुनः ।
तस्मिन्सत्यपि नित्यदाऽनुजपति श्रीराम रामेति यः ।
साधोस्तस्य महेश्वरस्य न पुरः स्यात्तु समर्थः स्मरो ।
नूनं दर्शयितुं जनानिति भयोऽभूदर्धनारीश्वरः ॥

કેવળ સ્ત્રીનુ ચિન્તન કર્યાથી મનુષ્યમા કામવિકાર ઉત્પન્ન થાય છે, તો

પછી ત્હેના સન્નિધાનમા હોય ત્હેની તો વાત શી કરવી ? એમ હોવા છતા મનુષ્ય જો ત્હેના સનિધાનમા રહીને પણ શ્રીરામનુ નિરતર સ્મરણ કરે, તો તે મહાસમર્થ સત્પુરૂષના અગ્રભાગમા કામ ઉભો રહેવા નહિ પામે, અર્થાત્ ત્હેના ઉપર કામની કાંઇપણ સત્તા કે સામર્થ્ય ચાલશે નહિ એ હેતુ લોકોને દર્શાવી આપવાને ખાતરજ શકર ભગવાને અર્દ્ધનારી નટનુ સ્વરૂપ ધારણ કીધુ હોય એમ લાગે છે કેમકે શકરના અર્દ્ધાંગમા પાર્વતિ સ્ત્રી છે, પરતુ અખડ રામનામનુ સ્મરણ કરવાના પ્રભાવથી ત્હેમના ઉપર કામનો કશો પ્રભાવ ચાલ્યો નહિ એટલુજ નહિ પરતુ એ કામ ત્હેમના નેત્રાગ્નિથી ભસ્મીભૂત થઇ ગયો એ પ્રમાણે ગૃહસ્થાશ્રમમા રહેનારો પરતુ નામસ્મરણ કરનારો પુરૂષ કામાદિ વેરીઓને હતબલ કરવાને સમર્થ નીવડે છે એટલા માટે રામનામનુ અહર્નિશ સ્મરણ કરવુ ઘટે છે

॥ इति शिवम् ॥

---

# તૃતીય પુષ્પ.

---

## હરિહર અભેદ.

**यो हरि स शिव साक्षाच शिव स स्वय हरि ।**
**एतयोर्भेदमातिष्ठन्नरकाय भवेन्नर ॥ वे० मा० ॥**

જે વિષ્ણુ તેજ શકર અને જે શકર તેજ વિષ્ણુ છે, એથી એમનામા ભેદભાવ રાખનારો માણુસ નરકગામી થાય છે મનુષ્યે પોતાની રૂચિને અનુસરીને ચાહે તો શકરનુ ધ્યાન સ્મરણ કરવુ અગર વિષ્ણુનુ સ્મરણ પૂજન વગેરે કરવુ, પરતુ એ બન્નેમા એણે ભિન્નભાવ રાખવો જોઇતો નથી. ભર્તૃહરિએ પણ એમજ કહ્યુ છે કે, ચતુર્દશ ભુવનના સ્વામી મહેશ્વર અને જગદન્તર્યામી જનાર્દન એ બન્નેમા મ્હારી ભેદબુદ્ધિ નથી, તેમ છતા શંકરના પ્રત્યે મ્હારા મનમા વિશેષ અનુરાગ હોવાથી, હુ તે સ્વરૂપની ભક્તિ કરૂં છુ, બન્નેનુ તત્વ એકજ છે મનુષ્ય એક ઘઉંના ઘણા પદાર્થ ભોજનમા બનાવે છે, તોપણ કોઇને કોઇ વસ્તુ પ્રિય તો કોઇને કોઇ વસ્તુ અપ્રિય હોવાનુ જોવામા આવે છે રોટલી, પૂરી, ગોળપાપડી, સીરો, લાડુ, કસાર, બરફી-ચુરમુ, પુરણપોળી વગેરે ભિન્ન ભિન્ન પદાર્થ બનાવે છે, અને તે સઘળામા તત્વ એક ઘઉંનુજ હોય છે પરતુ સઘળી વસ્તુઓ સઘળાનેજ પ્રિય હોતી નથી. જેને જે ભાવે છે, તેજ વસ્તુનો તે ઉપભોગ કરે છે તેજ પ્રમાણે

કોઇ ભક્તની હરમા, તો કોઈની હરિમા અને કોઇની શક્તિમા ભક્તિ બંધાય છે, અને તે ત્હેનુ ભજન પૂજન કરે છે ભલે તેમ કરે! શી હાનિ છે તેમા? પહેલાજ કહી ચુક્યા છીએ કે.—

**उपासनं पंचविधं ब्रह्मोपासनमेव तत् ।**

પાંચ દેવતાઓની ઉપાસના તે બ્રહ્મોપાસનાજ છે એટલા માટે કોઇએ કોઇના પ્રત્યે પણ ભેદ બુદ્ધિ, નિન્દા અને તિરસ્કાર નહિ કરતા એકનીજ અખંડ અને અભેદ ભક્તિ કરવી. હવે શંકર ભક્તિનો મહિમા વર્ણવીશુ જેમા વિષ્ણુ પ્રત્યેના ભેદભાવનાનિરાસપૂર્વક કેટલાક દોષારોપ પણ દૂર કરવામા આવશે

**शांकरं भक्तिमान्मर्त्यो लोककरे तस्य निश्चितम् ।**
**या तनावात्मबुद्धिस्तु यातना सा सनातनी ॥**

પોતાના અંતરને વિષે દૃઢ પ્રેમ ધારણ કરીને મનુષ્ય જો [1]શંકરની ભક્તિ કરતો હોય, તો ત્હેને સુખ સંપાદન કરવાને કાજે બીજો (એ સિવાય) કાંઇ યત્ન કરવાનુ પ્રયોજન નથી 'तस्य करे शं' ત્હેના હાથમા સુખ તથા કલ્યાણ છે એમ નિઃસંશય સમજવું. શંકર મ્હારૂ નામ કેમ પડ્યુ? એને માટે સ્કન્દ પુરાણમા મહાદેવજી જાતેજ કહે છે કે, જે લોક મ્હારૂ નિરન્તર ધ્યાન કરે છે, તેઓને આધ્યાત્મિકાદિ સર્વોપદ્રવશૂન્ય સુખ હુ આપુ છુ, એથી મ્હને શંકર 'शं करोमीति शंकर' કહે છે પરંતુ શરીર જે અ-શં-કર (દુઃખકર) છે; તેના ઉપરજ આત્મબુદ્ધિ રાખીને, યાવજ્જન્મ તેને ખાનપાનાદિ અર્પણ કરીને જે લોકો તેની ઉપાસના કરે છે, ત્હેમને ચિરંતન યાતના એજ ફળ થાય છે. આ કળિયુગમા તો વિશેષતઃ શંકર (મોક્ષ સુખદ) ને તજી દઇને અ-શં-કરની (દુઃખદ એવા દેહાદિ વિષયોની) જ ઉપાસના કરનારા લોકો જ્યા ત્યા જોવામા આવે છે શંકરાચાર્યજી કહે છે કે, કેટલુ આશ્ચર્ય છે!!

**देहोऽहमित्ययं मूढो धृत्वा तिष्ठत्यहो जनः ।**
**ममायमित्यपि ज्ञात्वा घटद्रष्टेव सर्वदा ॥**

'अहं' હુ શબ્દનુ અવલંબન કરનારો જે પ્રત્યગાત્મા (અંતરાત્મા) તે, અને પ્રત્યક્ષ દૃશ્યમાન જે આ દેહ તે, ભિન્ન ભિન્ન છે, તો પણ તે બન્ને (દ્રષ્ટા અને દૃશ્ય) નુ ઐક્ય સમજીને મૂઢ પુરુષ કૃતકૃત્ય બુદ્ધિ રાખીને રહે છે જાણે તો છેજ કે આ દેહ મ્હારો છે, અર્થાત્ મ્હારા સ્વરૂપથી ભિન્ન

---

[1] 'शंकर' એ શબ્દના બે અર્થ થાય છે, એક સુખ કરનારો, અને બીજો અર્થ, સુખ છે જેના હાથમા, એમ થાય છે

છે, તેમ છતાં એની વિપરીત ભાવના છુટતી નથી, એ અજ્ઞાનનો વિલાસ છે. ઘડાને જોનારો પુરૂષ હમેશા 'આ ઘટ મ્હારો છે' એવુ જાણે છે, પરન્તુ 'હું ઘટ છું' એ પ્રમાણે કોઇ કાળમા કિંવા દેશમા કહેતો કે જાણતો નથી અને મોહથી વ્યાપ્ત થઇ રહેલ માણસ મુખેથી તો 'દેહ મ્હારો છે' એવુ કહે છે, પરતુ તે બન્નેનો અભેદ માનીને વ્યવહાર કરે છે સારાશ, આ પ્રકારની દેહાત્મબુદ્ધિજ નિખિલ દુખોનો હેતુ છે વસિષ્ઠજીએ પણ કહ્યુ છે કે, હે રામ! દેહના ઉપર જે અહતાની સ્થિતિ, તે સમજજો કે સહાર,[1] રૌરવ, મહારૌરવ, કાલસૂત્ર, વીચિ, અસિપત્રવન ઈત્યાદિની પદવી (માર્ગ) છે અર્થાત્ એવી દેહાત્મબુદ્ધિથી અનત નરકયાતના થાય છે એથી કરીને, મનુષ્યે સર્વસ્વનો નાશ થતો હોય, તોપણ પ્રયત્નપૂર્વક આ દેહની અહતાનો પરિત્યાગ કરવો, પરતુ સ્પર્શ લેશમાત્ર પણ ન કરવો કયો ધર્મજ્ઞ પુરૂષ જેના હાથમા કૂતરાનુ માસ છે, એવા ચાણ્ડાલનો સ્પર્શ કરશે? કોઇ પણ નહિ અભ્રપટલ દૂર થયા બાદ ચન્દ્રની જ્યોત્સ્ના જેવી પ્રગટ થાય છે, તેજ પ્રમાણે સ્વાધિષ્ઠાનભૂત આત્માને આચ્છાદિત કરનારૂ આવરણ વિક્ષેપાત્મક અજ્ઞાનરૂપી અભ્રપટલ, તે નીકળી જાય તો આત્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, જેના ઉદયથી મનુષ્ય ભવસમુદ્રને તરી જાય છે એ પ્રકારનુ અજ્ઞાન-પટલ દૂર થવા સારૂ શકરનુ નિરન્તર ધ્યાન તથા સ્મરણ કરવુ યુક્ત છે

હવે કેટલાક એવા કુતર્ક કરે છે કે, શકર સ્વયમ્ અમગલ સ્વરૂપ હોવાથી, મગલેચ્છુ પુરૂષોએ ત્હેમની ભક્તિ કરવી નહિ જે જાતે ગુણશૂન્ય હોય, તે બીજાને ગુણસપન્ન કેવી રીતે કરી શકશે? દરિદ્રી પ્રસન્ન થવા છતા ત્હેનાથી કોની કામના પૂર્ણ થશે? તો એના સમાધાનમા સમજાવવામા આવે છે કે, શકર જો કે [2]સ્મશાનમા રહે છે, ભૂતાદિક એમના મિત્ર છે, ચિતાભસ્મ લગાડે છે, અસ્થિમાલા ધારણ કરે છે, તેમ છતા ભક્તોને મગલપ્રદજ નીવડે છે મહાસમર્થ જીવન્મુક્ત પુરૂષ શાસ્ત્રવિધિના કિકર થતા નથી, માટે ત્હેમણે શાસ્ત્રીય તથા મગલરૂપ, સુખભોગફલ આપનારી ક્રિયાજ કરવી જોઇએ એવો નિયમ નથી

અજ્ઞજનોની દૃષ્ટિએ જેટલી જગપ્રસિદ્ધ મગલ ક્રિયાઓ છે, તેટલી બધીજ તત્ત્વવેત્તાની દૃષ્ટિએ અત્યત અમગલ હોય છે વળી એ સિવાય નિત્ય આત્મારામને વિષે રમમાણ થનારા જ્ઞાનીને મન, આ મગલ અને

---

૧ એ સઘળા નામ નરકના છે

૨ સ્મશાન, ભસ્મ, ભૂતગણ, ગગા, ગૌરી, ઇત્યાદિકોના તાત્વિક અર્થ 'હરિહર ભક્તિ રહસ્યમા' લખ્યા છે, તે અવશ્ય વાચવા

આ અમંગલ, આ હિતાવહ અને આ અહિતાવહ, આ સુખદ અને આ દુઃખપ્રદ ઈત્યાદિ ભેદભેદ હોતો નથી 'सर्वं खल्विदं ब्रह्म' એ શ્રુતિ અનુસાર એમની સર્વત્ર મંગલ બ્રહ્મમયજ દૃષ્ટિ અને બુદ્ધિ થઇ ગએલી હોવાથી, એમના બાહ્યાચરણનો વિચાર કરવો નકામો છે જીવન્મુક્ત પુરૂષોની આ પ્રકારની સ્થિતિ હોય છે, તો પરમપુરૂષ પરમાત્મા શંકરની તો વાતજ શી કરવી! જુઓ! જેમના શરીરને વિષે ભુજંગ તથાપિ વિષનો ભય નથી, મસ્તકપર અમૃતમય ચન્દ્રમા હોવા છતા તેનાપર પ્રીતિ નથી, ગળાને વિષે નૃમુંડમાળા અને હાથમા નરકપાળ હોવા છતા અશુચિપણુ નથી, અને મસ્તકપર ગંગા છે, છતા તેનથી પવિત્રતા પણુ નથી શરીરને ચિતાભસ્મના લેપવડે ઉદ્વેગ નથી, અને અર્દ્ધાંગનેવિષે પાર્વતી સ્થિત છે, તેમ છતા ત્હેના આલિંગનથી સુખ પણુ નથી કેમકે, આત્મારામને વિષે જેમનું નિરંતર રમણુ થાય છે, ત્હેમને હિતાહિત, સુખાસુખ, મંગલામંગલ ઇત્યાદિ સર્વ કાંઇ સમાનજ લાગે છે પરંતુ ઇન્દ્રિયારામ અજ્ઞપુરૂષ ભેદબુદ્ધિવાળો તથા વિષયાસક્ત હોય છે, તેથી શાસ્ત્રીય વિધિનો તે કિંકર છે, અને ત્હેને શાસ્ત્રીય તથા લૌકિક મંગલપ્રદ ક્રિયાઓ જે સુખરૂપ ફળ આપનારી છે, તે કરવી પડે છે

હવે શંકર દરિદ્રી છે, તો પ્રસન્ન થઇને શુ આપે તેમ છે? એના સમાધાનને ખાતર શિવમહાપુરાણુ, સૂતસંહિતા, પદ્મપુરાણુ, કાશીખંડ વગેરે ગ્રન્થોનુ અવલોકન કર્યાથીજ એમના ઐશ્વર્ય તથા દાતૃત્વની કલ્પના થઇ શકશે ઇન્દ્રાદિ અખિલ દેવોને અલૌકિક સંપત્તિ, વિલક્ષણુ તેજ, અગાધ સામર્થ્ય એ સઘળુ શંકરની કૃપાવડેજ પ્રાપ્ત થએલુ છે બીજાને સંપન્ન કરનારો પોતે જાતે ભીખારી શી રીતે હોઇ શકે? પરન્તુ અજ્ઞજનોની દૃષ્ટિમા જે દરિદ્રતા પ્રતીત થાય છે, તેનો હેતુ એવો સમજવાનો છે કે, સચ્ચિદાનંદ આત્મસ્વરૂપને વિષે રમમાણુ થનારાને શબ્દસ્પર્શાદિ વિષયોની મિથ્યા ઇચ્છા મોહ પમાડી શકતી નથી મધ્યાન્હ કાળમા રેતીના મેદાનમા પાણીનુ ટીપુ સરખુયે હોતુ નથી, તથાપિ સૂર્યના કિરણોથી જલનો ભ્રમ થાય છે, અને મનુષ્ય તૃષિત થઇને જલપાન કરવા સારૂ દોડી જાય છે, પરંતુ આખરે ફસાય છે તેજપ્રમાણે વિષય દુઃખદ અને ઘાતક છે, તો પણુ અનાત્મજ્ઞ વિષયી પુરૂષ સુખભ્રાન્તિથી તેને વિષે રમમાણુ થઇને ફસાય છે, વિચાર કરો કે, સામાન્ય મનુષ્ય આત્મજ્ઞાનથી જો આટલો નિસ્પૃહ થાય છે, તો નિત્ય શુદ્ધ, નિત્યબુદ્ધ, નિત્યમુક્ત પરમેશ્વર વિષયલંપટ થાય નહિ અને એ વિષયોનો સંગ્રહ કરે નહિ એ કહેવાની આવશ્યકતા રહેતીજ નથી

વ્યવહારમા પણ આપણે જોઇએ છીએ કે, જેની પાસે ઘણુંજ ઐશ્વર્ય છે એવો રાજા, અથવા કોઇ ધનાઢ્ય ગૃહસ્થ પણ, પોતાના શરીરપર પુષ્કળ અલકાર તથા ઉત્કૃષ્ટ વસ્ત્રાદિ ધારણ કરતો નથી, પરતુ જેની પાસે વિશેષ કાંઇ હોતુ નથી, તેજ ખુબ ઠાઠમાઠ કરીને ભપકાબધ ફરે છે અને લોકોને પોતાનો વૈભવ બતાવે છે સારાશ સકલ સપત્તિ સ્વાધીન હોવાથી, અને પૂર્ણકામ હોવાથી તથા વિષય મિથ્યા છે, એટલામાટે શકર એ વિષયોનો સ્વીકાર કરતા નથી, એમ સમજવુજ યુક્ત છે એ સર્વ કથન ઉપરથી વિષ્ણુ અને શકર એ બન્નેમા ભિન્નભાવ રહિત થઇને તથા મિથ્યા દોષારોપ ત્હેમના ઉપર ન કરતા ભક્તે પોતાની રૂચિને અનુસરીને ચાહે તેની ઉપાસના કરવી. 'હરિહરિ', અથવા 'હરહર' એવા નામસ્મરણથી ભક્તોને કાંઇ ભિન્ન ભિન્ન ફળ મળવાનું નથી કવિ કહે છે કે —

**अदन्तेदन्तरचन फलभेदो न जायते ।**

મનુષ્યે અદન્ત (અકારાન્ત) હર કિવા ઇદન્ત (ઇકારાન્ત) હરિ એવી શબ્દ રચના કર્યાથી કાંઇ ફલ ભેદ થતો નથી શકરના ઉપાસકોને અને વિષ્ણુના ઉપાસકોને કાંઇ ભિન્નભિન્ન ફળ મળવાનું નથી 'ફળ ભેદ' કેમ થતો નથી તે કવિએ આ શ્લોકમા દૃષ્ટાન્તથી વર્ણવ્યુ છે, તેનુ અહિ નિરૂપણ કરીશુ અદન્ત (દન્તરહિત) પુરૂષે દન્ત રચના કીધી, યાને દાત પડી ગયા બાદ નવિન કૃત્રિમ દાત બનાવીને મુખમા રાખીને પહેલાની માફક મુખ શોભાની રચના કરવા છતા તેનાથી ફલભેદ થતો નથી અર્થાત્ કઠણ સોપારી, ખારેક, શેરડી, કાચા ચણા વગેરે પદાર્થ તેનાથી ભાગતા નથી એ દાત કેવળ શોભાના હોય છે કદાચ કોઇને અભ્યાસ-મ્હાવરાના બળે તેનાથી ખાવાની ફાવટ આવી જાય, તો પણ અસલના દાત જેવુ તો કામ તેનાથી થઇ શકશેજ નહિ અસ્તુ ! હરિ તથા હર એ બન્ને શબ્દોનો અર્થ પણ એકજ છે "**हरतीति हर अथवा हरि**" અજ્ઞાનનુ અને તેના કાર્ય સસારનુ જે હરણ (નાશ) કરે છે, તે હર કિવા હરિ આ ઉપરથી એ બન્નેય પોતાના ઉપાસકોને સ્વસાક્ષાત્કારવડે સસારમાથી નિવૃત્ત કરીને પરમાનદની પ્રાપ્તિ કરાવી દે છે, એ સિદ્ધ થયુ એથી અભય બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા રાખનારે હરિહરને એકરૂપ જોઇ તથા સમજીને ત્હેમની ઉપાસના કરવી ઉચિત છે નહિ તો પરમાત્માની કૃપા થવાને બદલે ઉલટી અવકૃપાજ થતા સસારના દુખોજ ભોગવવા પડશે બૃહન્નારદીયમા કહ્યુ છે કે —

**अनादिनिधने देवे हरिशकरसज्ञिते ।**
**ससारसागरे मग्ना भेद कुर्वन्ति पापिन ॥**

જેમને આદિ અને અન્ત નથી, એવા શકર અને વિષ્ણુ સજ્ઞક દેવમાં સસારને વિષે આસક્ત થએલ પાપી, વિવેક શૂન્ય, શાસ્ત્રરહસ્યથી અનભિજ્ઞ, ઉપાસના પરપરાના અહભાવથી ગ્રસ્ત થએલ પુરૂષજ ભેદ બુદ્ધિ ધરાવે છે જ્ઞાતામા તાત્વિક દૃષ્ટિ હોઈ, તે કદી હરિહરને વિષે ભેદ માનતો નથી, અને કોઇની સગાથે વાદવિવાદ પણ કરતો નથી તે સમજે છે કે જે પ્રમાણે શાકોમા માધુર્ય હોય છે અગર સવ્ય (જમણુ) અને વામ ( ડાબુ ) અગ મળીનેજ એક શરીર થાય છે, તે પ્રમાણે બન્ને એકજ છે તેઓ (હરિહર) માહોમાહ્ય ભેદ ભાવ રાખતા નથી, તો આપણે તેઓને ભિન્ન ગણીને નાહક આપણુ અકલ્યાણ શુ કરવા વ્હોરી લેવુ ? હરિ લક્ષ્મીનેજ કહી રહ્યા છે કે —

शृणु कान्ते प्रवक्ष्यामि यं ध्यायामि सुरोत्तमम् ।
आशुतोष महेशान गिरिजावल्लभ हृदि ॥
कदाचिद्देवदेवो मां ध्यायत्यमितविक्रम ।
शिवस्याहं प्रिय प्राण शांकरस्तु तथा मम ।
उभयोरन्तर नास्ति मिथ संसक्तचेतसो ॥

હે સ્ત્રી ! હુ, પાર્વતીપતિ દેવાધિદેવ મહેશાનનુ નિરતર મ્હારા હૃદયમા ધ્યાન કરૂ છુ અને કદી અતુલવિક્રમ મહાદેવ પણ મ્હારૂ ધ્યાન કરે છે શિવનો હુ પ્રાણ છુ, અને શકર પણ મ્હારા પ્રાણ છે એ પ્રમાણે પરસ્પર પ્રત્યે આસક્ત થઇ રહેલા હમારા બન્નેમા કાઇ પણ ભેદ નથી એવુ દેવી-ભાગવતમા વર્ણન છે, તે ત્યાજ જોઇ લેવુ પઢરપુરમા નરહરિ સોની શિવનો ઉપાસક હતો અને વિષ્ણુમા ભેદભાવ રાખતો હતો, પરતુ ત્હેને પરમાત્મા શ્રીવિઠ્ઠલે પોતાના માથા ઉપર શિવલિગ ધારણ કરીને હમે બન્ને એકરૂપજ છીએ, એવો પ્રત્યક્ષ અનુભવ દેખાડી આપીને ત્હેનો ભેદભાવ દૂર કર્યો હતો [એનુ ચરિત્ર “ હરિહર ભક્તિ રહસ્ય ” નામના ગ્રન્થમા હમે પ્રકટ કર્યું છે, તે જોઇ લેવુ, તથા શિવ વિષ્ણુનો અભેદ પણ ત્યા વિસ્તારપૂર્વક વર્ણવેલો છે, તે પણ વાચી જોવો આ પુસ્તકમા દ્વિરૂક્તિ થાય એટલા ખાતર વધુ વિવેચન કર્યું નથી પ્રસગોપાત શિવભક્તિનુ વર્ણન ચાલી રહ્યુ છે, તેથીજ કાઇક અશે અહિ નિરૂપણ કયુ છે ] ભિન્નતાથી આત્માનુ યથાર્થજ્ઞાન થતું નથી, એટલામાટેજ કવિ કહે છે કે —

जातो जडप्रसगाद्विस्मारयति भ्रमोऽयमात्मानं ।
शुभमधुनार्द्ररसेन च सुरस सेव्य भजस्व चण्डीशम् ॥

જડ (અજ્ઞાન, માયા) અને તત્કાર્ય જગતના સબધથી ઉત્પન્ન થએલો ભ્રમ પુરૂષને આત્મસ્વરૂપનુ વિસ્મરણ કરાવી દે છે, એટલામાટે મગલ-

સ્વરૂપ અને નિખિલ દેવોને સેવવા યોગ્ય એવા ચડીશ (જગદબાના સ્વામી શકર) નુ અનન્ય પ્રીતિપૂર્વક ભજન તથા સ્મરણ કરવુ જોઇએ દૃષ્ટાન્ત પણ એમાજ સૂચવ્યો છે કે, [1]જડ (જળ) નુ ઘણુ પાન કર્યાથી ઉત્પન્ન થએલો ભ્રમ (ચક્કર) આત્માને (દેહને) ભૂલાવી દે છે, યાને હુ કોણ છુ વગેરે મનુષ્ય સમજતો નથી એ ભ્રમની નિવૃત્તિને માટે વૈદ્યકમા એવી દવા કહેલી છે કે, ઉત્તમ મધ તથા આદુના રસમા ચડીશ (રાજ્યચડીશ નામક) રસાયનનુ સેવન કરવુ તેનાથી બેહોસપણુ દૂર થઇને, મનુષ્ય શુદ્ધિ ઉપર (દેહપર) આવે છે તેમજ, સ્વરૂપવિષયક ભ્રાન્તિ ચડીશ (મહાદેવ) ના સેવનથી દૂર થાય છે મંગનાથ મહાત્મા મનને ઉપદેશ કરી રહ્યા છે કે —

પદ રાગ–હમીર–તાલ ચલતી

**ભજ મન શકર ભોલાનાથ ॥ ટેક ॥ એકહિ લોટાભર જલ ચાહે ચાવલ બેલકિપાત ॥ ૧ ॥ અર્ધાગ ગૌરી જટામે ગગા મહિમા બરનન ન જાત ॥ ૨ ॥ બડે વ્યાઘ્રાબર સાઇ વિશ્વભર ત્રિશૂલ પેહેરત હાત ॥ ૩ ॥ અગબભૂત સ્મશાનમે ખેલત મધ્વ-મુનીશ્વર સાથ ॥ ૪ ॥**

હે મન ! જ્યા સુધી તુ પરમાત્મા શકરનુ ભજન નહિ કરે, ત્યા સુધી ત્હારી શુદ્ધિ થશે નહિ એટલામાટે, જેમણે અર્ધાગમા પાર્વતીજીને ધારણ કર્યા છે, તથા જેમના મસ્તકપર ત્રિલોક પાવની ગગા છે, અને વ્યાઘ્રાબર ધારણ કરીને જેઓશ્રી હાથમા ત્રિશૂળ રાખે છે, તથા જેમનુ શરીર ભસ્મથી લેપિત થએલુ છે અને સ્મશાનમા જેમની ક્રીડા થાય છે, એવા વિશ્વભર સદાશિવનુ ભક્તિયુક્ત અતકરણથી જો તુ બિલ્વપત્ર, અક્ષત વગેરેથી નિત્ય પૂજન, સ્તવન, ધ્યાન કરીશ તો ત્હને અનત (નાશરહિત) સુખ મળશે પરતુ જો તુ સારાસાર વિચારશૂન્ય થઇને, કામને વશીભૂત થઈ, કારાગૃહ તુલ્ય બધનાત્મક એવી જે સ્ત્રી, ત્હેનેજ અધિકપ્રિય સમજીને સેવીશ, તો તેનાથી ન્હારૂ અત્યત અહિત થશે વાસ્તવિક આરાધન કરવાને યોગ્ય અને સસારાર્ણવમાથી પરપાર કરનારા અને ઉપાસકોને આનદ-પ્રદ એવા શકરની તુ આરાધના કરતો નથી, એ કેવુ આશ્ચર્ય ભર્યુ છે ? હર ! હર ! સસારતાપની નિર્મુક્તિને કાજે ત્હેમનુંજ અહોનિશ ચિન્તવન કરવુ યુક્ત છે

---

૧ સસ્કૃતમા 'ડ' અને 'લ' નો અભેદ માનેલો છે.

**स्वय स्थाणुरपर्णा स्त्री विशाखस्तनय: स्मृत ।**
**तथापि कुरुते छायां भवतापापहारिणीम् ॥**

એ શકર જો કે, સ્વત સ્થાણુ–શાખાપત્રરહિત વૃક્ષ–છે (વસ્તુત સ્થિર સ્વભાવવાન્ છે) અને જેની અપર્ણા સ્ત્રી છે અર્થાત્ જેની પાસે એક પત્ર પણ નથી, એવી છે (વસ્તુત તપ કરતી વખતે જેણે પત્રનો પણ ત્યાગ કર્યો હતો, તેથી એનુ 'અપર્ણા' એવુ નામ પડ્યુ હતુ ) તથા વિશાખ, યાને શાખા રહિત જેનો પુત્ર છે (વસ્તુત વિશાખામા જેની ઉત્પત્તિ થઇ હતી એવો ષણ્મુખ જેનો પુત્ર છે) તથાપિ સસારતાપથી સતપ્ત થએલા પુરૂષો, જો એમનુ સ્મરણ ધ્યાન, પૂજન કરે, તો ત્હેમને શીતલછાયા કરે છે, યાને ત્હેમના આધ્યાત્મિકાદિ તાપોનુ નિવારણ કરીને મોક્ષ પ્રદાન કરે છે લૌકિક સ્થાણુમા એવુ સામર્થ્ય હોતુ નથી કે, જાતે શાખા પત્રવિરહિત હોઇ બીજાના તાપનુ શમન કરે, પરતુ એ શકર તો અલૌકિક સ્થાણુ હોવાથી ભવતાપ-હારક છાયા કરે છે એટલા માટે મોક્ષાર્થીએ નિરતર એ સ્થાણુનો આશ્રય કરવો કે જેથી પોતે પણ સ્વયમ્ સ્થાણુ બની જાય અર્થાત્ એમના પ્રસાદથી નિત્ય, સર્વગત, સ્થાણુ, અચલ, સનાતન એવા પરમાનદ આત્માને વિષે સ્થિતિ થશે કવિ કહે છે કે—

**[1]दोषोद्रेकभवे [2]प्रभूततमसि व्याप्ते [3]द्विजानां व्रजो ।**
**मूढो नष्टसुदृक् समीपगमपि [4]स्थाणुं परं स्वाश्रयम् ।**
**द्रष्टुं न क्षमते चरति परित किंचात्मघोषाद्विष-॥**
**[5]न्नज्ञानंतपदोदय सुखयिता [6]स्यात्कर्मसाक्षी विभु ॥**

જે પ્રકારે રાત્રીના નિબિડ અધકારમા પક્ષીઓનો સમૂહ નષ્ટદૃષ્ટિ થઇ જવાથી મૂઢ થઇ જાય છે, અને પોતાના આશ્રયભૂત તથા અત્યત સમીપ-

---

૧ અહી '**दोष**' અને '**दोषा**' એ પ્રમાણે પદચ્છેદ થાય છે '**दोष**' એટલે પાપ અને '**दोषा**' એટલે રાત્રી ૨ '**तम**' એટલે અધકાર અને અજ્ઞાન ૩ '**द्विज**' એટલે પક્ષી અને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ઉપનયન સસ્કાર જેમનો થાય છે, તેઓ દ્વિજ હોય છે ૪ '**स्थाणु**' એટલે પત્ર રહિત વૃક્ષનુ ઠુઠુ, અને શકર ૫ **अनत** એટલે આકાશ અને અવિનાશી પરમાત્મા ૬ **कर्मसाक्षी** સૂર્ય અને બ્રહ્મરૂપ આત્મા એ પ્રમાણે આ શ્લોકમા દ્વિઅર્થક પદ છે, અને તેમનો અર્થ દર્શાવ્યો છે, તે ઉપરથી દૃષ્ટાન્ત દાર્ષ્ટાન્ત બરાબર ધ્યાનમા આવશે જરા કઠીણ તો લાગશે, પરતુ સૂક્ષ્મદૃષ્ટિ-પૂર્વક મનને અર્થારૂઢ કરવામા આવતા સમજ પડી શકશે ખરી એમ હમારૂ માનવુ છે.

વર્તિ એવા સ્થાણુ (વૃક્ષ)ને તે દેખી શકતો નથી, અને તેથી તે સમયે કાગડાનો શત્રુ જે ઉલૂકપક્ષી તે એમની ચારે બાજુએ મારવાને માટેજ ઘુમે છે એવી દુ:ખદસ્થિતિમા જો કદાચિત્ એમનો દૈવયોગે, આકાશ સ્થાનમા ઉદિત થનારા કર્મસાક્ષી અને સર્વવ્યાપી સૂર્યનો ઉદય થાય, તોજ તે પક્ષીઓનો સકટમાથી છુટકારો થઇને તેઓને સુખ થઇ શકે તેજ પ્રમાણે અનેક દોષોની વૃદ્ધિવડે સસારમા અતીવ અજ્ઞાનવ્યાપ્ત થઇને બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ઇત્યાદિ દ્વિજસમુદાય (ત્રણેને દ્વિજ સજ્ઞા છે) નષ્ટજ્ઞાન થઇને મોહિત થયો છે, અને તેથીજ પોતાના અશ્રયભૂત અને અત્યત નિકટ એવા સ્થાણુ ( સ્થિર સ્વભાવ આત્મા)ને જાણી શકતા નથી એવુ જોઇને તે સમયે વેદાન્તીઓનો દ્વેષ કરનારા નાસ્તિક લોકો ઉલૂકની માફક આસપાસ ફરીને ત્હેનો ઘાતપાત, પરાભવ વગેરે કરવા ઇચ્છે છે આ સ્થિતિમાથી નિર્મુક્ત થવા સારૂ અનત (દેશકાલ વસ્તુથી અપરિચ્છિન્ન) અવિનાશી એવા શકરની ઉપાસના કરવામા આવે, તોજ તેનાથી કર્મસાક્ષી અને સર્વવ્યાપી બ્રહ્મરૂપ આત્માનો ઉદય થાય છે અને અતર્બાહ્ય શત્રુઓથી રક્ષા થઇને સુખરૂપના પ્રાપ્ત થશે સારાશ, આત્મસાક્ષાત્કારને કાજે પ્રથમ શકરની ઉપાસના કરવી જોઇએ એમ કર્યાથી ત્હેમના પ્રસાદથી એ કાર્ય સિદ્ધ થઇ શકશે, અન્યથા નહિ થાય

॥ इति शिवम् ॥



## ચતુર્થ પુષ્પ.

### શંકરનુ અનન્યસાધારણ દાતૃત્વ.

**पार्वतीफणिबालेन्दुभस्ममन्दाकिनीयुता ।**
**पवर्गरचिता मूर्तिरपवर्गप्रदायिनी ॥ सु० श्लो० ॥**

શકરની મૂર્તિ પવર્ગવડે રચાએલી છે વ્યાકરણમા જે પચવર્ગ કહેલા છે, 'કવર્ગ, ચવર્ગ, ટવર્ગ, તવર્ગ, પવર્ગ ઇત્યાદિ' તે એક એકમા પાચ પાચ અક્ષર છે, તેમા પ વર્ગના 'પફબભમ' એ પાચ અક્ષર છે અને તેમનાથી શકરમૂર્તિ યુક્ત છે કેવી રીતે? તો જુઓ પાર્વતી, ફણી (સર્પ), બાલેદુ, ભસ્મઅને મન્દાકિની, એ પાચેના આદ્યવર્ણ 'પ, ફ, બ, ભ, મ' એ પવર્ગના છે તેમ છતા આશ્ચર્ય એ છે કે, એજ મૂર્તિ ભક્તોને 'અપવર્ગ ફલ આપે છે વસ્તુત પવર્ગયુક્ત મૂર્તિવડે પવર્ગ ફલ મળવુ જોઇએ, તેને બદલે ઉલટુ અ-પવર્ગ ફલ મળે છે તત્વત. અપવર્ગનો અર્થ મોક્ષ થાય છે '**अपवृज्यते इ**

नेनोति अपवर्गं स्वरूपज्ञानम्' જેનાવડે વર્જ્ય (મુક્ત) કરવામા આવે છે તે અપવર્ગ યાને સ્વરૂપજ્ઞાન મોક્ષ અર્થાત્ શકર પોતાના ભક્તોને મોક્ષ આપે છે પાર્વતી પર્વતકન્યા હોવાથી કઠ્ઠણ છે, સર્પ વિષયુક્ત હોઇ મારક છે, બાલચન્દ્ર અપૂર્ણ હોવાથી અત્યત વક્ર છે, તથા ચિતાની ભસ્મ અપવિત્ર છે, અને મદવેગથી કુટિલ ગમન કરવાનુ શીલ છે જેનુ એવી મદાકિની છે; એવા પાચ થીયુક્ત મૂર્તિ છે, પરતુ ભક્તને માટે અત્યત દયાળુ હોવાથી મોક્ષ આપે છે એમના સમાગમથી શિવમૂર્તિને વિષે કાઠિન્ય, મારકત્વ, વક્રતા, અશુચિત્વ, કરાલત્વ વગેરે ગુણોનો આવિર્ભાવ થયો નથી, એટલા માટે પ્રત્યક્ષવેદાદિ એ મૂર્તિનુ વર્ણન કરે છે કવિ કહે છે કે'—

छंदसि स्तुतां तां गुरुश्रितां धूसरां सखे त्वं यजाततां ।
पचबाणविश्रामकारिणीम् विद्धि कामदां शकराकृतिम् ॥

હે સખે! બ્રહ્મરૂપ હોવાથી જે શકરની મૂર્તિનુ વેદાદિમા સ્તવન છે, અને જેનો વસિષ્ઠ, અગસ્તિ ઇત્યાદિ ગુરૂજનોએ આશ્રય કર્યો છે, તથા જે સર્વવ્યાપી અને કપૂરવત્ ગૌર છે, અને કામનો નાશ કરીને, જે ભક્તોની મોક્ષાવધિ કામના પૂર્ણ કરે છે, ત્હેનુ તુ નિરન્તર પૂજન સ્તવન કરીને કૃતાર્થ થા એ મહાદેવનુ દાતૃત્વ વિશ્વસ્તુત્ય હોઈ અલૌકિક છે મહાત્મા વેકટાધ્વરિ કવિ કહે છે કે —

दीर्घायुर्मुनिसूनवे स्म ददते दिव्य नथाऽमोघद ।
प्रख्याताय भगीरथाय भगवत्पादामृत प्राददात् ।
पापेभ्योऽपि च बाणपक्तिवदनप्रष्ठेभ्य इष्ट फलम ।
प्रादात्तस्य शिवस्य भाति जगदाल्हादाय वादान्यकम् ॥

મહાદેવે મૃકણ્ડુ મહર્ષિના પુત્ર માર્કણ્ડેયને ચિરજીવી કર્યો હતો એનુ વૃત્તાન્ત પ્રસિદ્ધ હોવા છતા તેનાથી અપરિચિત એવી સામાન્ય જનતાના બોધને સારૂ આ સ્થળે તેનુ કાઇક નિરૂપણ કરીશુ મૃકણ્ડુ મહર્ષિને સન્તતિ નહિ હોવાથી, સ્ત્રીના વચનાનુસાર ત્હેણે નિરાહાર તપ કરીને પચાક્ષરી મન્ત્રના અનેક પુરશ્ચરણ કીધા ત્યારે મહાદેવ પ્રસન્ન થઇને બોલ્યા, હે મૃકણ્ડો! ત્હારી શી ઇચ્છા છે? તે કહે, હુ પૂર્ણ કરીશ ઋષિએ કહ્યુ, વશ વૃદ્ધિને ખાતર એક પુત્ર થાય એવી સ્ત્રીની ઇચ્છા છે, તે પૂરી કરો, હું તો જાતે વિરક્ત છુ, તે આપ જાણો છો જ મહાદેવે કહ્યુ, હે મૃકણ્ડો! મ્હારી પાસે એક સુસ્વરૂપ, અને સદ્‌ગુણસપન્ન એવો પુત્ર છે, જેને આયુષ્ય માત્ર સોળજ વર્ષનુ છે, પરતુ બીજો કદ્દરૂપો અને દુર્ગુણી છે, ત્હેને સો વર્ષ લગીનુ આવરદા છે એ બેમાથી ત્હારી કોની ઇચ્છા છે? તુ કહે તે હુ ત્હને આપુ

ત્યારે મૃકણ્ડુ વિચારમા પડયા અને ત્હેમનુ ચિત્ત દ્વિધા થયુ મ્હારી સ્ત્રીને જે પુત્ર પસદ પડશે તે હુ માગી લઇશ, એ પ્રમાણે એમણે મહાદેવને કહ્યું, અને બે ઘડીનો અવકાશ આપ મ્હને આપો, એવુ માગી લીધુ

ત્યારબાદ આશ્રમમા આવીને પોતાની સ્ત્રીને એ સર્વ હકીકત કહી સભળાવી, ત્યારે તે બોલી ઉઠી, કાગડા, ઘુવડ અથવા સાપ તથા પત્થર વગેરેને ક્યા હજારો વર્ષ સુધીનું આવરદા નથી હોતુ ? પરતુ એવા જીવનના કરતા તો મરણ વધારે સારૂ છે સદ્‌ગુણશાલી પુત્રનુ આયુષ્ય ઓછુ ક્યા નહિ હોય ? પરતુ ત્હેનાથી માતાપિતાને આ લોક અને પરલોકમા સુખ અને યશની પ્રાપ્તિ થાય છે એટલામાટે સોળ વર્ષનો જે સુદર અને સદ્‌ગુણ-સપન્ન પુત્ર છે, તેજ માગી લેજો સ્ત્રીનુ વચન સાભળીને મૃકણ્ડુ પાછા આવ્યા અને મહાદેવને કહેવા લાગ્યા કે, સ્ત્રીની તેમજ મ્હારી ઇચ્છા પણ સાધુ, સદ્‌ગુણી પુત્રની છે, માટે તેજ આપવાની કૃપા કરશો શકરે 'તથાસ્તુ' 'ત્હારી કામના થોડાજ દિવસોમા પૂર્ણ થશે' એમ કહ્યું અને પોતે અન્તર્ધ્યાન થઈ ગયા

ત્યાર પછી શકરના કૃપાપૂર્ણ પ્રસાદથી ત્હેની સ્ત્રી ગર્ભિણી થઈ, અને નવ માસની આખરે ત્હેને સુસ્વરૂપ પુત્ર સાપડયો ત્હેનુ નામ એમણે 'માર્કણ્ડેય' એવુ રાખ્યુ પાચમે વર્ષે ત્હેનો દ્વિજન્મ (ઉપનયન) સસ્કાર કર્યો અને વેદશાસ્ત્રાદિ વિદ્યાનુ અધ્યયન કરાવ્યુ સકલશાસ્ત્રમા વિશારદ થયા બાદ, માતાપિતાને અત્યત આનદ થયો, પરતુ એટલામા એની સોળ વર્ષની આયુષ્યમર્યાદા વીતવાનો સમય સમીપ આવી પહોચ્યો, ત્યારે તો માતાપિતા એકાન્તમા ઘણુજ કલ્પાન્ત કરવા લાગ્યા માતાપિતા દુખિત થયા છે એ પ્રમાણે ત્હેમની મુખમુદ્રાપરથી ખબર પડતા ત્હેણે કારણ પુછ્યુ પિતાએ કહ્યું, શકરની કૃપાથી તુ હમને સદ્‌ગુણશાલી પુત્ર થયો છે, પરતુ ત્હારી આયુર્મર્યાદા સોળ વર્ષનીજ કરેલી છે, જેમાથી થોડો વખતજ હવે અવશિષ્ટ રહેલો છે જો તુ આ શરીરને છોડીને ચાલ્યો જશે, તો હમારૂ શુ થશે ? એજ ચિન્તાથી હમને રાત દિવસ દુખ થાય છે પુત્રે કહ્યુ, જેમના પ્રસાદથી હું ત્હમને પ્રાપ્ત થયો છુ, તેજ આ સકટમાથી મ્હને તથા ત્હમને તારશે, એમના વિના બીજુ કોણ સમર્થ છે ? વિષપાન કરીને પણ જે મૃત્યુજય પદવીને પ્રાપ્ત થયા છે, એવા શકરના ધ્યાન ભજન વડેજ મ્હારી રક્ષા થશે. એ પ્રમાણે પિતા માતાને કહીને ત્હેણે શિવદીક્ષા ધારણ કીધી, અને તીર્થયાત્રા કરવા સારૂ તે પૃથ્વી પર વિચરવા લાગ્યો

તે નિત્ય ત્રિકાલસ્નાનપૂર્વક પાર્થિવલિગ બનાવીને પૂજા ધ્યાનમા

નિમગ્ન રહેતો જે દિવસે સોળમા વર્ષનો અન્તિમ દિવસ આવ્યો, તે દિવસે દક્ષિણમા મહાનદી કાવેરીના કિનારાપર તે આવી પહોચ્યો, અને નદીમાં સ્નાન કરીને પાર્થિવપૂજા કરવાને બેઠો એટલામા યમધર્મના દૂત એને લઇ જવાને સારૂ ત્યા આગળ આવી પહોચ્યા પરતુ માર્કણ્ડેય પૂજાને વિષે નિમગ્ન હોવાથી, તેઓનુ એના ઉપર કશુ ચાલ્યુ નહિ દૂતોએ એ વાત જ્યારે યમધર્મને નિવેદન કીધી, ત્યારે ધર્મરાજા જાતે પાડાપર બેસીને માર્કણ્ડેય જ્યા પૂજા કરી રહ્યા હતા, ત્યા આવી પહોચ્યા ત્હેમણે કાંઇપણ વિચાર ન કર્યો કે, એ કયા બેઠા છે અને શુ કરી રહ્યા છે ! અને અધિકાર પ્રમત્ત થઇને માર્કણ્ડેયના ગળામા પાશ ફેકી દીધો ત્યારે માર્કણ્ડેય શકરની પ્રાર્થના કરવા લાગ્યા કે, હે પ્રભો ! આ કૃતાન્તે મ્હારા ગળામા પાશ નાખ્યો છે, અને મ્હને આકર્ષણ કરી રહ્યો છે, તો આપ વિના બીજુ કોણ એમાથી મ્હારી રક્ષા કરી શકે તેમ છે ? આપ ભક્તવત્સલ છો અત્યાર સુધીમાં આપે ઘણાયે ભક્તોને સકટમાંથી ઉગાર્યા છે, એવુ જાણીને મ્હે આપનો આશ્રય કર્યો છે આપ જો મ્હારી ઉપેક્ષા કરશો, તો મ્હારા પ્રાણ નીકળી જશે અને આપની અપકીર્તિ થશે

માર્કણ્ડેયની આ પ્રકારની દીન સ્તુતિવાણી શ્રવણ કરીને મહાદેવે પાર્થિવ લિગમાથી પોતાનુ સ્વરૂપ પ્રગટ કીધુ, અને પાશ તોડીને યમધર્મના વક્ષસ્થળ ઉપર લત્તાપ્રહાર કર્યો અને ત્હેમને જમીનપર ગબડાવી દીધા ત્યારે તો બ્રહ્માદિક દેવ પાસે આવીને શકરનુ સ્તવન કરીને કહેવા લાગ્યા કે, હે પ્રભો ! આપની આજ્ઞાને અનુસરીનેજ યમે માર્કણ્ડેયને દડ કર્યો અને આપે ત્હેમને પ્રહાર કરીને ત્હેમનુ આટલુ બધુ અપમાન કર્યું એ શુ કહેવાય ? ત્યારે મહાદેવે કહ્યુ, મ્હે જો કે સોળ વર્ષનો નિયમ કર્યો હતો, તો પણ 'જે કાળ મ્હારા ભજનમા પસાર થયો, તે એમાથી બાદ કરવાનો ન હતો' એ ધર્મની એમને ખબર નહિ હોવાથીજ આવો પ્રકાર થયો ત્યાર પછી, મહાદેવે, જે પ્રકારે નરસિહે પ્રહલાદને આલિગન દીધુ હતું, તે પ્રમાણે માર્કણ્ડેયને આલિગન દઇને "ચિરજીવ ભવ, ચિરજીવ ભવ, ચિરજીવ ભવ" એ પ્રમાણે ત્રણવાર વાણીવડે કહીને પોતે અન્તર્હિત થઇ ગયા ત્યારબાદ માર્કણ્ડેયે પોતાના આશ્રમમા આવીને એ સકલ વૃત્તાન્ત માતા પિતાને નિવેદન કીધો, ત્યારે તેઓ આનદિત થઇને શકર ભજનમા અત્યત નિરત થયા એ પ્રમાણે મહાદેવે માર્કણ્ડેયને ચિરજીવી બનાવેલો હોવાથી આયુષ્યની આકાક્ષા ધરાવનાર પુરૂષ પોતાની વર્ષગાઠને દિવસે માર્કણ્ડેયની પૂજા તથા સ્તુતિ કરે છે કે —

मार्कण्डेय नमस्तेऽस्तु सप्तकल्पान्तजीवन ।
आयुरारोग्यसिध्द्यर्थं प्रसीद भगवन्मुने ॥
चिरजीवी यथा त्वं तु मुनीनां प्रवर द्विज ।
कुरुष्व मुनिशार्दूल तथा मां चिरजीविनम् ॥

હે માર્કણ્ડેય ! આપ સાત કલ્પપર્યન્ત જીવન ધારણ કરો છો, તેથી હું આપને નમસ્કાર કરૂ છુ, તથા પૂજા અને પ્રાર્થના કરૂ છુ કે, આયુષ્ય અને આરોગ્ય મ્હને પ્રાપ્ત થઇ શકે એ પ્રકારે આપ મ્હારાઉપર પ્રસન્ન થાઓ હે મુનિ શ્રેષ્ઠ ! હે દ્વિજવર ! આપ જેમ ચિરજીવી છો તે પ્રમાણે મ્હને પણ આપ ચિરજીવિત ધારણ કરનારો કરો આ પ્રકારે માર્કંણ્ડેયની પૂજા થાય છે, અને ભાવિક ઉપાસકોની ઇચ્છા પણ પૂરી થાય છે કેમકે, પ્રભુના અનન્ય ભક્ત પ્રભુરૂપજ હોય છે, તો કયુ કાર્ય ત્હેમને અશક્ય હોઇ શકે ? કોઇ પણ નહિ અસ્તુ ! મહાદેવે માર્કણ્ડેયનો અનન્યભાવ જોઇને ત્હેમને દીર્ઘાયુષ્ય બક્ષ્યુ વળી એવીજ રીતે શકરે પોતાની ઉજ્જ્વલ કીર્તિથી પ્રખ્યાત રાજા ભગીરથને, વિષ્ણુપદોદ્ભૂતા ગગાનુ જળ આપીને ત્હેની ઇચ્છા પૂર્ણ કીધી એનુ વૃત્ત આ પ્રમાણે રામાયણાદિમા વર્ણવેલુ છે —

પૂર્વે સગર નામનો રાજા સૂર્યવશમા થઇ ગયો ત્હેને કેશિની અને સુમતી નામની બે સ્ત્રીઓ હતી ભૃગુ મુનીના પ્રસાદથી જ્યેષ્ઠ પત્ની કેશિનીને અસમજસ પુત્ર થયો અને સુમતીને એક ગર્ભગોળ થયો જેમાથી સાઠ હજાર પુત્રો ઉત્પન્ન થયા અસમજસને અશુમાન્ નામનો પુત્ર થયો, તે સર્વને અત્યત પ્રિય થઇ પડયો પછી સગર રાજાના મનમા અશ્વમેધ યજ્ઞ કરવાનો વિચાર ઉત્પન્ન થયો અને ઉપાધ્યાયની સમતિથી એણે તે યજ્ઞ શરૂ કર્યો તે યજ્ઞસબધી અશ્વનુ રક્ષણ કરવાનુ રાજાએ મહાધનુર્ધારી અશુમાનને સોપી દીધુ હતુ તે અશ્વનો અપહાર કરવાને માટે ઇન્દ્ર રાક્ષસનુ રૂપ લીધુ અને ત્હેને ઉઠાવી લઇ ગયો સગરરાજાએ જ્યારે પોતાના સાઠ હજાર પુત્રોને તે અશ્વનુ હરણ કરનારા ચોરનો પત્તો લગાડીને ત્હેને શાસન કરવાનુ અને અશ્વને લઇ આવવાનુ કહ્યુ, ત્યારે તે સકલ રાજપુત્રો શોધ કરવાને નીકળી પડયા પૃથ્વીપર વિચરતા જ્યારે કયાઇ પત્તો ના લાગ્યો, ત્યારે ત્હેમણે પોતાના બાહુબળથી પૃથ્વીને ખોદી રસાતલમા ઇશાન દિશામા ખોદતા ખોદતા વાસુદેવના અવતાર કપિલ મહર્ષિ ત્હેમની નજરે પડયા અને ત્હેમની નિકટમાજ યજ્ઞીય અશ્વ જોવામા આવ્યો ત્યારે તો ત્હેમની ખાતરી થઇ કે અશ્વને હરી જનાર ચોર એજ છે, તેથી ક્રોધપૂર્વક એને કહેવા લાગ્યા કે, હે ચોર ! હવે તુ કયા જાય છે ? હમે સગરપુત્ર છીએ, એ વાત ધ્યાનમા

રાખજે દુર્બુધ્ધે ! હમારા અશ્વને તુજ હરી લાવ્યો છે એ પ્રકારે નિન્દા કરીને જ્યારે તેઓ એને પ્રહાર કરવાને એના તરફ ધસી આવ્યા, ત્યારે કપિલમુનિએ ક્રોધથી હુંકાર કર્યો, તેનાથી તેઓ સઘળા ભસ્મીભૂત થઇ ગયા

ઘણા દિવસ વીતી જવા છતા પોતાના પુત્રોનો કાંઇ પતો નથી અને ચોર તથા અશ્વની પણ કાંઇ ભાળ લાગી નહિ, તેથી રાજા સગરને ચિન્તા થઇ અને ત્હેણે પોતાના પુત્ર અંશુમાનને તેઓની ભાળ કાઢવા તથા અશ્વને લઇ આવવાની આજ્ઞા કરીને મોકલ્યો પછી અંશુમાન્ પિતરોએ ખોદી કાઢેલા માર્ગે થઇને રસાતળમા આવ્યો, અને યજ્ઞીય અશ્વ તથા પિતરોના દેહની ભસ્મરાશિ ત્યા આગળ એના જોવામા આવી ત્યારે એના જીવને ઘણોજ સંતાપ થયો અને ત્હેમની ઉદકક્રિયા કરવાનો એના મનમા વિચાર ઉપજ્યો, પરંતુ આસપાસ કોઇ પણ સ્થળે જળ મળ્યુ નહિ આગળ જતા પિતાના મામા ગરૂડની મુલાકાત થઇ અને ત્હેણે આ પ્રમાણે ખુલાસો કર્યો કપિલમુનિના ક્રોધથી આ ત્હારા પિતરો બળીને ભસ્મ થઇ ગયા છે, એમનો ઉદ્ધાર કરવા ખાતર તુ લોકપાવની ગંગાના જળથી ઉદક ક્રિયા કરજે, એમ કર્યાથી એ સર્વનો ઉદ્ધાર થશે હવે તુ અશ્વને લઇને ત્હારા નગરને વિષે ચાલ્યો જા, અને અશ્વમેધ યજ્ઞ સંપૂર્ણ કર ત્યારબાદ ગરૂડના વચનને અનુસરીને અશ્વને લઇને અંશુમાન્ અયોધ્યામા આવી પહોચ્યો, અને એ સર્વ વૃત્તાન્ત ત્હેણે પિતામહ સગરને નિવેદન કરીને ત્હેની પાસે અશ્વમેધ-યાગ સંપૂર્ણ કરાવ્યો પછી સગરરાજા સ્વર્ગસ્થ થતા અંશુમાનને રાજ્ય મળ્યુ

એને દિલીપ નામે એક પુત્ર થયો તે ઘણો પરાક્રમી, રાજ્યકાર્ય-ધુરંધર થયા બાદ ત્હેને રાજ્યગાદી સોપીને અંશુમાન્ તપ કરવાને હિમાલય-પર ગયો ત્યા ઘણા વર્ષસુધી તપ કર્યુ પરંતુ ઇચ્છિત પૂર્ણ થતા પહેલાજ ત્હેનો સ્વર્ગવાસ થયો દિલીપે પોતાના પિતરોના ઉદ્ધારને કાજે ગંગા પૃથ્વી-પર કેમ આવી શકે, અને ત્હેમની ઉદકક્રિયા પોતાને હાથે શી રીતે થઇ શકે તેનો વિચાર કર્યો, પરંતુ ગંગાને લાવવાનો ખાતરીપૂર્વક કયો ઉપાય છે, તેનો નિશ્ચય ન હોવાથી એ પણ સ્વર્ગલોકને વિષે ચાલ્યો ગયો ત્હેણે ઘણા યજ્ઞ કર્યા હતા, અને ઘણા વર્ષોસુધી પ્રજાપાલન કરીને સર્વને આનંદ અને સુખપ્રદાન કર્યું હતુ ત્હેણે પોતાના પુત્ર ભગીરથને ગાદીપર બેસાડયો, ત્યારે તે ભગીરથે રાજ્યકાર્ય અમાત્ય, મંત્રી વગેરે લોકોને સોંપી દીધુ અને પોતે ગંગા લાવવાને કાજે દીર્ઘકાલ પર્યન્ત તપ કરવા માડ્યુ તપના પ્રભાવથી બ્રહ્મદેવ પ્રસન્ન થયા, ત્યારે ત્હેણે વર માગી લીધો કે,

પિતરોના ઉદ્ધારને માટે ગગા પૃથ્વીપર આવે અને કુલના વિસ્તારને ખાતર મ્હને અપત્ય થાય બ્રહ્મદેવે 'તથાસ્તુ' એમ કહ્યુ અને ગગાનો વેગ પૃથ્વીને દુસહ થશે, માટે શકરને પ્રસન્ન કર્યાથીજ તેઓશ્રી એનો વેગ સહન કરશે એવો ઉપાય બતાવ્યો

પછી શકરની પ્રસન્નતાને કાજે ભગીરથે એક વર્ષ સુધી તાપ કર્યું, અને તપને અન્તે શકર પ્રસન્ન થયા બાદ, ત્હેમને પોતાની ઇચ્છા એણે જાહેર કીધી શકર કહેવા લાગ્યા, હે પુરૂષશ્રેષ્ઠ ! હુ ગગાને મસ્તકપર ધારણ કરીને ત્હારો મનોરથ પૂર્ણ કરૂ છુ પછી બ્રહ્મદેવની આજ્ઞાનુસાર ગગા ભૂતલપર જવાને નીકળી ત્યારે ત્હેણે ભારે રૂપ તથા અમલ વેગ ધારણ કર્યો, અને સ્વર્ગમાથી શકરના માથાપર પડી શકરને પણ હુ આકર્ષીને પાતાળને વિષે લઇ જાઉ, એવો ગગાના મનમા ગર્વ ઉપજ્યો, એ વાત શકરના જાણવામા આવતા ત્હેમણે ઉગ્રરૂપ ધારણ કરીને એ ગગાને પોતાની જટામાજ ગુપ્ત કરી દીધી ઘણા વર્ષ સુધી તેણે જટામા ઘુમ્યા કીધુ, પરતુ પૃથ્વીપર બહાર આવવાને તેને માર્ગજ મળ્યો નહિ ત્યારે ભગીરથે તપ કરીને ફરી પાછા શકરને પ્રસન્ન કીધા, અને જટામાથી ગગાને બહાર છોડવાની પ્રાર્થના કીધી પછી રાજાની ઇચ્છાપૂર્ણ કરવા સારૂ મહાદેવે તે ગગાને બિન્દુસરોવરમા છોડી દીધી, ત્યારે તેમાથી એના ઘણા પ્રવાહ થયા જેમાથી એક પ્રવાહ રાજા ભગીરથના રથની પાછળ પાછળ આવ્યો, અને જ્યા સગરોએ જમીન ખોદી હતી, ત્યાથી આગળ વધીને રસાતળમા ગયો સાઠ હજાર સગરોના શરીર જ્યા આગળ ભસ્મીભૂત થયા હતા, ત્યા આગળ એ ગગા પ્રવાહ આવી પહોચ્યો અને રાજાએ તેના જળથી પિતરોની ઉદકક્રિયા કીધી એ પાવન ગગોદકથી તે સગરપુત્રો સઘળા પાપરહિત થઇને સ્વર્ગમા સીધાવ્યા

એ પ્રમાણે શકરજીએ રાજા ભગીરથના ઉપર અનુગ્રહ કર્યો હતો અને એના પિતરોના ઉદ્ધારને ખાતર ગગાપ્રવાહ મસ્તકપર ધારણ કરીને, પછી ત્યાથી પૃથ્વીપર છોડી દઇને ત્હેને પૂર્ણકામ કર્યો હતો એટલુજ શુ ? પરતુ રાવણે અખિલ દેવોને વગર મહેનતે જીતીને પોતાની સેનામા જે વળગાડી દીધા હતા તથા ત્રિલોકીમા એની સાથે લડવાને કોઇ શૂરવીર રહ્યો નહતો, અને તેથીજ જેના બાહુની યુદ્ધ વિષયક કણ્ડૂ (ચેળ) શાન્ત થઇ નહતી, એ સઘળુ શકરના પ્રસાદનુજ ફળ સમજવુ તથા બલિપુત્ર બાણાસુરને પણ ઇચ્છિતફળ અર્પીને મહાદેવે આનદિત કર્યો હતો એ પ્રમાણે શકરે એ જો કે દુષ્ટ પાપી દૈત્ય હતા, તે છતા ત્હેમણે પોતાની જે અચલ ભક્તિ કીધી હતી તેનું ફળ આપીને ત્હેમને સતુષ્ટ કીધા, પરતુ ત્હેમના અતરદોષોનો

વિચાર કીધો નહિ એ હેતુને લઇને શકરનુ દાતૃત્વ જગતમા અખિલ લોકોને આનદપ્રદ થઈ પડે છે તથાપિ આ પ્રકારના શકરના દાતૃત્વગુણ શ્રવણ કરીને કેટલાક દુષ્ટ કુટિલબુદ્ધિ મનુષ્યો એ દાતૃત્વપર દોષારોપ પણ કરે છે અને વર્ણન કરનારાઓને કહે છે પણ ખરા કે —

**दत्वा वरं दानवराक्षसेभ्यो विश्वस्य च स्वस्य च यो विषाद् ।**
**संपादयामास शशांकमौलिर्दातृत्वमेतस्य तवैव हृद्यम् ॥**

એ શકરે દૈત્ય અને રાક્ષસાદિકોને ઇચ્છિત ફલપ્રાપ્તિરૂપી વરદાન આપીને જગતને તેમજ પોતાની જાતને દુ ખ પ્રાપ્ત કરાવ્યુ રાવણાદિકોને વરદાન આપ્યાથી જગતને કેટલુ સોસવુ પડ્યુ તે પ્રસિદ્ધજ છે, અને ભસ્માસુરાદિકોને વરદાન આપીને પોતે જાતેજ દુ ખી થયા એટલા માટે શકરનુ દાતૃત્વ ભલે ત્હમને સારૂ લાગે, પરતુ સઘળા માણસોને તો નહિ લાગે એના પરિહારમા સમજવુ જોઇએ કે, શકરે જો દૈત્ય રાક્ષસાદિકોને કદાચ વરપ્રદાન કર્યું ન હત, તો તેઓ વારવાર ત્રૈલોક્યને ચૂર્ણ કરવાને કદીપણ સમર્થ થઇ શકત નહિ, તથા ભગવાન્ વિષ્ણુને દયા ઉપજત નહિ, અને મનુષ્યાદિકોને વિષે એમના રામકૃષ્ણાદિ અવતાર પણ કદી થાત નહિ જે રામાવતારમા લકાજતી વખતે સમુદ્રપર સેતુ બાધ્યો હતો અને જેના દર્શનથી બ્રહ્મહત્યાદિ પાપ દૂર થાય છે, તે કદી પણ બનત નહિ તેમજ કૃષ્ણાવતારમા ભક્ત અર્જુનને કહેલી અખિલ ઉપનિષદ્રૂપ ગીતા પણ પ્રગટ થાત નહિ, જેનાથી અખિલ પ્રાણી સમુદાય મોહનિર્મુકત થઇને સસારમાથી નિર્મુક્ત થાય છે અને પરમાનદનો લાભ સપાદન કરી શકે છે એવા બીજા અવતારોમા પણ અલૌકિક ચરિત્ર બનત નહિ

ભલે ! નહિ થાત તો તેથી શી હાનિ થવાની હતી ? એવી પણ શકા થશે પરતુ વિચારવા જેવી વાત તો એ છે કે, પરમાત્માના જો એવાં અલૌકિક જન્મકર્મ થાત નહિ, તો આ નિખિલ પ્રાણીઓનો સમુદાય સસાર-સમુદ્રને તરવાને શી રીતે સમર્થ થાત ? એથી કરીને શકરપરમાત્માએ જે કાઇ કર્યું છે, તે યોગ્યજ સમજવુ અને વસ્તુત વરદાન કર્યું એ શકરનો દોષ થયો કિંવા એ દૈત્ય રાક્ષસાદિ એમના વરદાનથી પ્રમત્ત થઇને, લોકોને સતાવવા મડયા તે દોષ ત્હેમનો પોતાનોજ થયો ? વરદાન આપનારનો એમા શો અપરાધ અગર દોષ કહેવાય ! એ વરદાનનો દુરૂપયોગ કરનારાનોજ અપરાધ અને દોષ સમજવો જોઇએ એ દુષ્ટો વરદાનથી પ્રમત્ત થયા, તો તેનુ ફળ ત્હેમને મળ્યુ કે નહિ ? જુઓ !

શકરની કૃપાથી પોતાના બાહુમા અતુલ બલ આવ્યું છે એ વાતનું

રાવણુને વિસ્મરણુ થઈ ગયુ અને એ શકરનાજ વસતિસ્થાન કૈલાસને ઉખાડવામા એણે તે બલનો ઉપયોગ કીધો નીચ પુરૂષ સમૃદ્ધ થતા તે પોતાની પહેલાની સ્થિતિ વીસરી જઇને કૃતઘ્ની બને છે રાવણુની એવી સ્થિતિજોઇને પોતાના પગનો અગુઠો મહાદેવજીએ પહાડપર સહજ દબાવી દીધો એટલે તે એની નીચે દબાઇ ગયો અને પાતાળમા જવા લાગ્યો આખરે શકરને શરણે આવીને જ્યારે એણે ત્હેમની સ્તુતિ કીધી, ત્યારે બચવા પામ્યો તેજ પ્રમાણે બલીરાજાની પણુ ઉન્મત્તતાથી કાઇ થોડી દુર્દશા થઇ હતી ? બાણુાસુરને પણુ બાહુચ્છેદરૂપી ફળ શુ મળ્યુ ન હતુ ? એથી કરીને કોઇએ રાવણુ, બલી, બાણુાસુર વગેરેની માફક પ્રમત્ત અને કૃતઘ્ની બનવુ નહિ પરતુ જેની કૃપાથી વિદ્યા, બળ, ધન, રૂપ ઇત્યાદિ ગુણોની સમૃદ્ધિ પ્રાપ્ત થઇ છે, તે પરમાત્માનુ સાર્વકાલ કૃતજ્ઞતાપૂર્વક ભજન કરતા રહેવુ નહિ તર સકલવૈભવોના નાશપૂર્વક અધોગતિનુજ અવલબન કરવુ પડવાનુ એ ખ્યાલમા રાખવુ આ ઉપરથી શકરના ઉપર દાતૃત્વજ્ઞાનસબધી અજ્ઞાનનો દોષારોપ કરનારા પુરૂષો કઇ કોટિના છે, તે કહેવા અગર લખવાને હમે અસમર્થ છીએ, સભ્યજ સમજી લેશે પરતુ શકરનુ દાતૃત્વ નિર્દોષ છે, એટલુ તો હમે સમજીએ છીએ અસ્તુ !

એવુ છે તોપણુ, જે પ્રકારે કામધેનુનો પરિત્યાગ કરીને દોહનકરવાને–માટે ઘણીજ મુશ્કેલ અને પ્રાછલે પગે લાત મારનારા હાથીના બચ્ચા પાસે જઇને દૂધ કાઢવાની ઇચ્છા કરવામાં આવે છે, તે પ્રમાણે હમે દાતૃવર શકરનો પરિત્યાગ કરીને દીનમુદ્રા ધારણુ કરીએ છીએ, અને નિર્દય દુરાચારી એવા ઇતર લોકોની પાસે યાચના કરીએ છીએ, એ કેટલુ બધુ આશ્ચર્ય છે ? ભર્તૃહરિએ એ આશયનુ ભાન કરાવવાને પોતાના મનને ઉપદેશ કરીને, તે-દ્વારા સર્વ લોકોને સૂચિત કર્યુ છે કે —

नाय ते समयो रहस्यमधुना निद्राति नाथो यदि ।
स्थित्वा द्रक्ष्यति कुप्यति प्रभुरिति द्वारेषु येषां वच ।
चेतस्तानपहाय याहि भवन देवस्य विश्वेशितु- ।
र्निर्दौवारिकनिर्दयोक्त्यपरुष निस्सीमशर्मप्रदम् ॥

હે મન ! તુ આશાવડે આકુળ થઇને જેઓને ઘેર જાય છે, તેઓનુ દર્શન પણુ ત્હને થતુ નથી કેમકે એમના ગૃહદ્વારને વિષે કૂતરાની જેમ ભૂકનારા દ્વારપાળ બેમાડેલા હોય છે ત્યા જતા કહેવામા આવે છે, કે આ વખતે ત્હમારી અને યજમાનની મુલાકાત થશે નહિ, જાઓ, પછી આવજો ફરી પાછા જઇએ તો, અત્યારે સૂતેલા છે, એમ સભળાવે છે. ત્યા જો

બેસવાનો વિચાર કરીએ, તો કહે છે કે, ભાઇ ! ચાલ્યા જાઓ ! જો ત્હમે બેઠા છો એવુ એમના જોવામા આવશે તો ત્હમારા ઉપર ખફા થશે, માટે ચાલ્યા જાઓ, બીજે કોઈ વખતે આવજો સારાશ, દરવાજાની દેવડી ઉપર પણ બેસવા દેતા નથી આ પ્રકારે ધનાઢ્યની મુલાકાત પણ થતી નથી, તોપછી ત્હેમની પાસેથી કોઇપણ કામના શુ પૂર્ણ થઇ શકશે ? એથી કરીને, એ લોકોનો પરિત્યાગ કરીને, હે મન ! તુ વિશ્વેશ્વર મહાદેવના મદિરમા ગમન કર, ત્યા આગળ પ્રતિબધ કરવા સારૂ દ્વારપાળ રાખવામા આવેલા નથી તથા કઠોર ભાષણ પણ સાભળવામા આવતા નથી અને જગત્ પ્રભુની મુલાકાત થતા તે આપણી સઘળી વાત ખુશીથી સાભળે છે તેમજ એમનો પ્રસાદ થઇને, અનત સુખની પ્રાપ્તિ પણ થય છે સારાશ, પરમાત્મા પૂર્ણ કામ હોવાથી, ત્હેમની પાસે જે કોઈ આવે છે, ત્હેની ઇચ્છા પૂર્ણ કરે છે, અને અપૂર્ણકામ પુરૂષ પોતાની પાસે કોઈ માગના આવે, તો કાઇ આપવુ પડે એ હેતુથી પોતાની પાસે બીજો કોઇપણ આવી ના શકે એટલા ખાતર દ્વારપાળની યોજના કરી રાખે છે, એ કારણને લીધે ધનાઢ્યને ઘેર જઇને કદી યાચના કરવી નહિ મહાઉદાર અને દયાળુ શકર ભક્તોની કામના સફલ કરવાને સારૂ સદા જાગરૂક છે, માટે મનોભાવપૂર્વક ત્હેમની આરાધના કરવી

હવે મહાકવિ વેકટાધ્વરિ ભક્તરાજે ભગવાન્ શકરને માટે ચમત્કૃતિકારક શ્લિષ્ટ પદોથી જે વર્ણન કર્યુ છે, તેનુ આ સ્થળે રસિક તથા જ્ઞાની વાચકવર્ગને સારૂ કાઇક નિરૂપણ કરીશુ તેઓશ્રી કહે છે કે, આ પ્રકારે ત્હમે શકરનુ વર્ણન કરો છો તો પણ હમે કહીએ છીએ કે એ શકર સ્વર્ગ અને મોક્ષરૂપ ફળની ઇચ્છા કરનારાને આદર કરવાને યોગ્ય નથી કેમકે, એ [1]લુબ્ધ છે લોભીના આશ્રયથી કઇ કામના પૂર્ણ થઇ શકે તેમ છે ? લુબ્ધ કેવી રીતે તે જુઓ ! જેમના હાથમા સુવર્ણમય મેરૂપર્વત હોઇ જે ગજચર્મ પરિધાન કરે છે અને નરકપાલ ધારણ કરીને ભિક્ષાને સારૂ ભ્રમણ કરે છે લોભી પુરૂષજ એ પ્રમાણે પર્વત સમુ સોનુ પાસે હોવા છતા લગોટી પહેરીને ભીખ માગે છે ઠીક ! એમની જાને ભીખ માગવાની વાત પડતી મૂકો, પરતુ એમણે તો વિષ્ણુને પણ હાથમા પકડીને [2]માર્ગણીભૂત કર્યા હતા, યાને યાચક બનાવીને ભિક્ષા માગવાના કામે લગાડયા હતા એનાથી લુબ્ધપણુ બીજુ કેવુક હોઇ શકે ? ત્રિપુરાસુરના વધપ્રસગે શકરના હાથમા સુવર્ણપર્વત જે મેરૂ તે ધનુષ્યરૂપે હતો અને વિષ્ણુને માર્ગણ (બાણ)

---

૧ આ પદના 'લોભી અને કિરાત' એવા બે અર્થ થાય છે ૨ 'યાચક અને બાણ' એવા એના પણ બે અર્થ છે

બનાવવામા આવ્યા હતા, એ વાત પ્રસિદ્ધજ છે અને શકરે અર્જુનની પરીક્ષા લેવાને કાજે લુબ્ધ (કિરાત) રૂપ લીધુ હતુ અને વિષ્ણુ પણ લુબ્ધ બ્રાહ્મણ વામનના રૂપે બલિયજ્ઞમા ભીખ માગવા ગયા હતા, તે પણ પ્રસિદ્ધ છે. અને આ કથાઉપર દૃષ્ટિ રાખીનેજ શકરનુ લુબ્ધપ્ત્વ વર્ણવામા આવ્યુ છે વસ્તુત સમજવુ જોઇએ કે, સુવર્ણપર્વત જેમના હાથમા હતો, તથાપિ તેને નશ્વર સમજીને તેનાથી લુબ્ધ થયા નહિ, અને ભક્ત અર્જુનની કામના પૂર્ણ કરવા ખાતર માનને વેગળુ કરીને એઓશ્રી કિરાત પણ બન્યા હતા

વળી વિશેષ એ પણ જુઓ, કવિ કહે છે કે, ગગા જે †જીવનદાયિની છે, અર્થાત્ જળ અને પ્રાણ આપનારી છે, તેનેવિષે પણ શકરની સગતિથી *લુબ્ધતા ઉત્પન્ન થએલી જોવામા આવે છે કેવી રીતે ? તો જુઓ —

**[1]मुक्ताश्रिता [2]विष्णुपदोदितापि । [3]गांगेयमुत्पाद्य [4]वसुप्रकृष्टम् ।**
**प्राप्यापि [5]रत्नाकरनित्यसग । [6]कपर्दिकाशां न जहाति गगा ॥**

એ ગગા મુક્તો (મોતી)થી આશ્રિત છે, વિષ્ણુનાપદમાથી ઉત્પન્ન થએલી છે, તથા એણે ઉત્તમ સુવર્ણપ્રચુર ધન નિર્માણ કર્યું છે, અને રત્નોની ખાણુની સાથે એણે નિરન્તર સબધ બાધ્યો છે, તેમ છતા કપર્દિકા (કોડી) ઉપરની પોતાની આશાનો ત્યાગ કરતી નથી એ કેટલુ બધુ આશ્ચર્ય ભર્યું છે ? વાસ્તવિક રીતે, સમજવુ જોઇએ કે, જે ગગાનો મુક્ત 'સસાર નિર્મુક્ત' પુરૂષોએ આશ્રય કર્યો છે, તથા આકાશમાથી ઉત્પન્ન થએલી છે, અને જેણે અષ્ટવસુઓમા શ્રેષ્ઠ એવા ભીષ્મને પુત્રરૂપે ઉત્પન્ન કરીને સમુદ્રની સાથે જે સગત થઇ છે, એવુ જેનુ માહાત્મ્ય તથા વૈભવ છે, ( છતા ) તે કપર્દી જે મહાદેવ ત્હેમના મસ્તકસબધી અભિલાષનો ત્યાગ કરતી નથી અર્થાત્ શકરના પ્રત્યે એવી ઉચ્ચ પ્રકારની એની ભક્તિ છે [આ શ્લોકમા શ્લિષ્ટ પદ ઘણા છે, તેમ છતા બન્ને અર્થ બરાબર સ્પષ્ટ કરી દીધેલા હોવાથી સમજવામા કઠીણુતા જણાશે નહિ] સારાશ, ગગા સમા માહાત્મ્ય

---

† જીવનના બે અર્થ થાય છે, એક 'જળ' અને બીજો અર્થ 'જીવિત,' જળ વડેજ પ્રાણ બચે છે, પછી અન્ન ન મળ્યુ તો હરકત નહિ * લોભીપણુ

૧ મોતી અને જીવન્મુક્ત ૨ આકાશ અને વિષ્ણુચરણ ૩ સુવર્ણ અને ભીષ્મ ૪ ધન અને અષ્ટવસુ ૫ રત્નોની ખાણુ અને સમુદ્ર ૬ 'કપર્દિકા' અને 'કપર્દિક,' એ પ્રમાણે પદચ્છેદ કરવો 'કપર્દિકા' એટલે કોડી, અને 'કપર્દિ-ક' એટલે શકરનુ મસ્તક

અને ઐશ્વર્ય હોવા છતા પણ જે લોક ભગવાન્ શંકર પ્રત્યેની ભક્તિનો અભિલાષ કદી છોડતા નથી, તેઓનુ અહોભાગ્ય સમજવુ, અને એવા ભક્તોને ભગવાન્ નિત્યાનંદ આત્મસ્વરૂપને વિષે સ્થિત કરે છે, કેમકે ગંગાની એ પ્રકારની ભક્તિ જોઇને એને [1]આત્મસ્વરૂપને વિષે પ્રતિષ્ઠિત કરેલી છે જ

॥ इति शिवम् ॥

## પંચમ પુષ્પ.

### અદ્વૈત શિવ વિષ્ણુને વિષે માયાગુણકૃત દ્વૈતાભાસ.

**एकमेव परं तत्त्वमभिन्नं परमार्थतः ।**
**तदेव रुचिवैचित्र्यान्नानात्वं समुपागतम् ॥ यो० वा० ॥**

'**एकमेवाद्वितीयं ब्रह्म**' ઇત્યાદિ શ્રુતિમા વર્ણવેલ એવુ જે દેશ-કાલવસ્તુકૃત ભેદશૂન્ય, પરમાર્થ સત્ય, એકજ પરમતત્વ (બ્રહ્મભાવ) કહ્યું છે તેજ રૂચિની વિચિત્રતાથી અનેકતાને પ્રાપ્ત થયુ છે સર્વવ્યાપી એકરૂપને વિષે માયાને લીધે નાનાત્વની પ્રતીતિ થાય છે આકાશમા એકજ ચન્દ્ર હોવા છતા દૃષ્ટિના દોષથી બે દેખાય છે, તેજ પ્રમાણે માયાદ્વારા અનેક પદાર્થોનો ભાસ થવા છતા વસ્તુના પારમાર્થિક એકત્વને બાધ આવતો નથી શ્રુતિમા પણ કહ્યુ છે કે —

'**एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ।**'
'**एष उह्येव सर्वे देवा ।**'

'વેદ વેદાંગ પારગ વિદ્વાન્ બ્રાહ્મણ, પરમાર્થત (વાસ્તવિક રીતે) ઇશ્વર એકજ હોવા છતા ત્હેને ઇન્દ્ર, મિત્ર, અગ્નિ, યમ, વાયુ ઇત્યાદિ અનેક નામો-વડે નિર્દેશ કરે છે' 'સકલ દેવ એજ છે' સારાંશ, જગતમા પરમાત્માથી ભિન્ન એવી કોઇ પણ સચેતન કે અચેતન વસ્તુ નથી આના ઉપર એવી શંકા કરવી નહિ કે, 'જો સકલ પદાર્થ બ્રહ્મરૂપજ છે અને બ્રહ્મજ્ઞાન વડે મોક્ષ મળે છે, તો ઘટ પણ બ્રહ્મરૂપ હોવાથી, ઘટજ્ઞાનથી મોક્ષ મળવો જોઇએ' એનો હેતુ એ છે કે, બિંબરૂપ સ્વરૂપ જ્ઞાનથી મોક્ષ મળે છે, નહિ કે પ્રતિબિંબભૂત વૈષયિક જ્ઞાનથી ઘટાદિકોના આકારનુ જ્ઞાન, અવિદ્યાકલ્પિત અન્તઃકરણને વિષે પ્રતિબિંબિત થએલા ચૈતન્યનો વિષય થાય છે ઘટાદિકો-

1 પોતાના શરીરને વિષે મસ્તક ઉપર. [એવા બબ્બે અર્થ પ્રદના છે, તે ધ્યાનમા લેવા]

માહેતુ સદ્રૂપ નેત્રાદિકોના વિષય થતા છતા સિબભૂત ચૈતન્ય તો કેવળ [1]વેદાંતવેદ્યજ છે જ્યાં સુધી તેનુ જ્ઞાન નથી થયુ ત્યા સુધી મોક્ષની પ્રાપ્તિ થશે નહિ એથી કરીને, એ વેદાન્તવેદ્ય બ્રહ્મ વસ્તુનો સાક્ષાત્કાર થવા સારૂ સગુણ શ કરનુ સ્મરણ ભજન પૂજન ધ્યાન વગેરે કરવુ અવશ્યનું છે એમના પ્રસાદથીજ એમના યથાર્થ (બ્રહ્મ) ભાવનું જ્ઞાન થઇને પરમાનંદનો લાભ થશે. પુષ્પદંતે પણ કહ્યુ છે કે —

"**पदे त्वर्वाचीने पतति न मन कस्य न वच ।**"

હે પરમેશ્વર ! ત્હમારો સગુણ તથા નિર્ગુણ મહિમા મન વાણીનો વિષય થાય એવો નથી શ્રુતિને પણ ભય થાય છે કે, સગુણરૂપનુ હુ વર્ણન કરૂં છુ, પરંતુ મ્હારે હાથે કાઇક ન્યૂન પ્રતિપાદન થઇ જશે, તથા નિર્ગુણ સ્વરૂપનુ કથન કરતી વખને પણ સ્વયપ્રકાશ ઇશ્વરનુ જ્ઞાન અન્ય પ્રમાણોને અધીન છે એવુ કહી પણ મ્હારાથી વર્ણન નહિ થઇ શકે સગુણ સ્વરૂપનુ 'આ સકલ બ્રહ્મજ છે' એ પ્રમાણે એક્યરૂપે શ્રુતિ વર્ણન કરે છે અને નિર્ગુણનુ માયા તથા તેના આવરણ વિક્ષેપાત્મક કાર્યનો ત્યાગ કરાવીને '**जहद्जहल्लक्षणा**' વડે પ્રતિપાદન કરે છે પરંતુ એ ઉપરથી પરમાત્મા મનવાણીને ગોચર થાય છે એમ નહિ સમજવુ, અને એથીજ એ સગુણ નિર્ગુણ પરબ્રહ્મના માહાત્મ્યની સ્તુતિ કોણ કરી શકે તેમ છે ? સગુણ સ્વરૂપ જ્ઞેય હોવા છતા તેના અનંત ગુણ હોઇ તેનુ વર્ણન કરવુ અશક્ય છે, અને નિર્ગુણ સકલ ધર્મરહિત હોવાથી અજ્ઞેય છે, એટલા માટેજ અવર્ણ્ય છે એમ હોવા છતાય ભક્તોના ઉપર અનુગ્રહ કરવાને કાજે માયાવડે લીલાકરીને લીધેલુ એવુ જે પાર્વતી નંદી પિનાક ઇત્યાદિકોથી યુક્ત સ્વરૂપ તે જોઇને કોની વાણી તથા મન સ્વસ્થ રહી શકશે ? અર્થાત્ સઘળાજ પ્રાણીઓને ત્હમારા માયિક સ્વરૂપનુ વર્ણન કરવામા તથા ધ્યાન કરવામા ઉલ્હાસ થશેજ એટલા માટે હુ પણ મ્હારી વાણીને સફળ કરવા સારૂ યથામતિ સ્તવન કરૂ છુ સાધારણ મનુષ્યો નિર્ગુણ બ્રહ્મોપાસનામા અશક્ત હોય છે, તેથી એવાઓને ખાતર સગુણમૂર્તિનુ ધ્યાન ભજન કહેલુ છે

**चिन्मयस्याप्रमेयस्य निर्गुणस्याशरीरिण ।**
**साधकानां हितार्थाय ब्रह्मणो रूपकल्पनम् ॥**

ચિન્મય તથા અપ્રમેય ( પ્રત્યક્ષાદિ પ્રમાણોનો અવિષય ) અને નિર્ગુણ નિરાકાર બ્રહ્મની રૂપકલ્પના સાધકોના કલ્યાણને કાજેજ કરવામા આવેલી છે, એટલામાટે સાધકે બ્રહ્મરૂપ ઉમાધવ (શંકર) ની યા માધવની પ્રથમ

---

૧ વેદશિરોભાગ ઉપનિષદાદિકો વડે જાણવાને માટે યોગ્ય

ઉપાસના કરવી ઉચિત છે, એ સિદ્ધ થયું અને બન્ને અદ્વય છે એમ ફલિત થયું

આ પ્રકારે અદ્વૈત સિદ્ધિ થઇ તો પણ જે દ્વૈત ભાસે છે તે માયાના ગુણોને લીધેજ [1]માયા યાને 'જે નથી તો પણ ભાસે છે' એવું જેનું મિથ્યા સ્વરૂપ છે, તેના ગુણ સત્ય કેવી રીતે હોઈ શકે? અને તેના વડે ભાસી રહેલ દ્વૈત પણ સત્ય કેમ હોઇ શકે? વધ્યાને ક્યા પુત્ર થયો હોય છે કે ત્હેના ગુણ સત્ય નીવડીને સુખોત્પત્તિ કરી શકે? સારાશ, કલ્પિત માયાએ ભેદભ્રમ દેખાડયો છે એજ ધ્યાનમા ઉતરી શકે તેટલા ખાતર દૃષ્ટાન્ત સહિત વર્ણન કરી બતાવીશુ —

**शैलाधीशधर कुमारहृषित सत्यान्वितोऽब्जांकितो ।**
**गगाभूतियुतो विनायकहितश्चक्षु श्रवोभूषित ।**
**इत्थ नाम मनागपि प्रथयते नोमाधवोमाधवा—।**
**द्भेद यश्च विभाति सोऽन्तिमगुणस्थानोत्थितो नान्यथा ॥**

(આ શ્લોકના પદમા શ્લિષ્ટાર્થથી શકર અને માધવનું એકરૂપ વર્ણવેલું છે તેનુ પ્રથમ નિરૂપણ કરીશુ અને પછી ગુણકૃતભિન્નતાનુ વિવેચન કરીશુ શ્લોક કઠણ હોવાથી કાળજીપૂર્વક વાચવો પડશે) ઉમાધવ જે પ્રમાણે શૈલાધીશ (કૈલાસ)ના [2]ધારક છે, તેજ પ્રમાણે માધવે પણ શૈલાધીશ (ગોવર્દ્ધન)ને ધારણ કર્યો હતો તેમજ કુમાર (કાર્તિકેય) પુત્રને જોઇને શકર જેમ હર્ષિત થાય છે તેજ પ્રમાણે માધવ પણ કુ (પૃથ્વી) અને માર (મદન) ને જોઇને સન્તુષ્ટ થાય છે પૃથ્વી વિષ્ણુની પત્ની હોવાનુ [3]શ્રુતિમા વર્ણવેલુ છે અને મદનનુ પુત્રત્વ પ્રસિદ્ધજ છે, અને સ્ત્રીપુત્રને જોઇને આનદ થાય એ સ્વાભાવિકજ છે તથા શકર સતી (પાર્વતી) યુક્ત અને કૃષ્ણ સત્યભામા સયુક્ત છે નામના એક દેશનુ વર્ણન હોય, તો સકલનામ ગ્રહણ કરવુ એવુ વ્યાકરણમા કહેલુ છે એથી '**सत्या अन्वित**' અને '**सत्यभामया अन्वित**' એ પ્રમાણે પદચ્છેદ કરીને ઉપરોક્ત કહેલા અર્થ સમજવા કૃષ્ણવિષ્ણુ એકરૂપે વિખ્યાતજ છે શકર જેમ અબ્જ (સમુદ્રોત્પન્ન ચન્દ્ર) વડે ચિન્હિત છે, તેજ પ્રમાણે વિષ્ણુ પણ અબ્જ (શખ અને કમલ) વડે અકિત છે શખ સમુદ્રમાથી નીકળ્યો અને કમળ પાણીમા થતુ હોવાથી

---

૧ '**या**' એટલે જે, અને '**मा**' એટલે નથી (**नास्ति या सा माया.**) ૨ જે કૈલાસને વિષે અવસ્થિત છે

૩ '**विष्णुपत्नी नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे**'.

બન્નેને અભેદ કહ્યા છે જે પ્રકારે શંકર, ગંગા અને ભસ્મ યુક્ત છે, તેમ વિષ્ણુ પણ ગંગા અને સંપત્તિ યુક્ત છે શંકર વિનાયક (ગણપતિ)નું હિત કરે છે અને વિષ્ણુ વિ (પક્ષી) નાયક (ગરૂડ)નું હિત કરે છે તેમજ શંકર સર્પભૂષણ છે તો વિષ્ણુ શેષશાયી છે એ પ્રમાણે ઉમાધવ માધવથી કિંચિત્ પણ ભેદ પ્રગટ કરતા નથી, તેમ છતાં જે કાંઈ ભાસમાન થાય છે, તે અન્તિમ તમોગુણની સ્થિતિને લીધે છે, પારમાર્થિક નથી સત્વ, રજ, તમ એ ત્રણેમાં આખરનો ગુણ તમ છે અને તેની સ્થિતિ શંકરનેવિષે છે અને માધવમાં સત્વગુણની સ્થિતિ હોવાથી ગુણને લઇને ભેદ જણાય છે પરંતુ ગુણ માયિક (મિથ્યા) હોવાથી, વસ્તુત અભેદજ છે ગુણોનો ત્યાગ કર્યાથી બન્ને કેવળ સચ્ચિદ્રૂપ બ્રહ્મજ છે, એ પ્રમાણે અનુભવમાં ઉતરી શકે છે હવે ગુણવડે ભેદ કેવી રીતે જણાય છે તેનું શબ્દોમાં નિરૂપણ કરીશું **अ**કાર, **उ**કાર અને **ओ**કાર એ ત્રણ વર્ણ ગુણ શબ્દના વાચક છે તેમાં અંત્યગુણ જે **ओ**કાર તેનું સ્થાન **उ**પર છે યાને **अ**ની આગળ **उ** આવે, તો **ओ**કાર થાય છે આપરથી ધ્યાનમાં આવશે કે, **ओ**કારની સ્થિતિ **उ**કારમાં થાય છે અને તે **उ**કારથીજ ભેદ જણાય છે કેવી રીતે? તો **'उमाधव'** અને **'माधव'** એ બન્ને શબ્દોમાં એક ઉકારજ વધારે છે, અને તે ભેદ દર્શાવી રહ્યો છે પરંતુ તેનો ત્યાગ કરવામાં આવે તો **'माधव माधव'** એવું બન્નેનું એકજ સ્વરૂપ જોવામાં આવે તે પ્રકારે સત્વ અને તમોગુણનો ત્યાગ કર્યાથી બન્ને અદ્વિતીય બ્રહ્મરૂપ છે એ પ્રમાણે અનુભવ થઇ શકશે એટલા માટેજ પુષ્પદન્તે કહ્યું છે કે —

**बहुलरजसे विश्वोत्पत्तौ भवाय नमो नम ।**
**प्रबलतमसे तत्संहारे हराय नमो नम ।**
**जनसुखकृते सत्वोद्रिक्तौ मृडाय नमो नम ।**
**प्रमहसि पदे निस्त्रैगुण्ये शिवाय नमो नम ॥**

હે ભગવાન્! વિશ્વોત્પત્તિના સમયે રજોગુણ પ્રધાન બ્રહ્મમૂર્તિ થનારા આપને મ્હારૂં વારંવાર નમન છે તથા સૃષ્ટિસંહાર કાળમાં તમ પ્રધાન થનારા આપ હરને મ્હારૂં નમન હજો તેમજ સત્વપ્રધાન થઇને, અખિલપ્રાણીઓને સુખ આપનારા વિષ્ણુરૂપ એવા જે ત્હમે છો, ત્હેમને મ્હારૂં નમન હજો અને જ્યોતિસ્વરૂપ તથા માયા અને તેના કાર્યના દોષથી રહિત, ત્રિગુણશૂન્ય જે મોક્ષ તેને કાજે આપ શિવ (મંગલ) રૂપ જે બ્રહ્મ છો, ત્હેમને મ્હારા વારંવાર પ્રણામ છે આ ઉપરથી એકજ પરબ્રહ્મ પરમેશ્વર માયાના ગુણોનો આશ્રય કરીને બ્રહ્મા વિષ્ણુ શિવ વગેરે રૂપ ધારણ કરીને સૃષ્ટિની

ઉત્પત્તિ સ્થિતિ લય કરે છે, એમ નિશ્ચિત થયુ શ્રુતિ સ્મૃતિ પુરાણોમા પણ આ પ્રકારનુજ કથન છે, તો પછી ભક્તોને ભેદને માટે અવકાશજ ક્યા રહે છે ? પરતુ માયાથી મોહ પામીને, તેઓ એ પ્રમાણે ભેદ બુદ્ધિ રાખે છે, અને શ્રેયના માર્ગમાથી ચ્યુત થાય છે

પહેલાજ કહી ચુક્યા છીએ કે, કદી શકર વિષ્ણુનુ અને વિષ્ણુ શકરનુ ધ્યાન કરે છે અને પરસ્પર એક બીજાને પોતાના પ્રાણ સ્વરૂપ સમજે છે જે ધ્યાનના પ્રભાવથી શકરનો કપૂર સમો શુદ્ધ વર્ણ થયો અને વિષ્ણુનો શ્યામવર્ણ થયો છે ધ્યાનનો એ પ્રભાવ પ્રસિદ્ધજ છે કે, ધ્યાતા ધ્યેયરૂપ બની જાય છે વાસ્તવિક રીતે જુઓ તો, તમોગુણનો શ્યામ વર્ણ હોવો જોઇએ, અને સત્વગુણનો શુભ્રવર્ણ હોવો જોઇએ ચન્દ્ર સૂર્ય વગેરેમા સત્ત્વાધિક્ય હોવાથી તેઓ નિર્મલ જણાય છે, અને પષાણ, મૃત્તિકા, લોખડ ઇત્યાદિ પદાર્થોને વિષે તમોગુણનુ આધિક્ય હોવાથી, તે પદાર્થ કાળા દેખાય છે ગીતામા પણ કહ્યુ છે કે —

**तत्र सत्त्व निर्मलत्वात्प्रकाशकमनामयम् ।**

માયાના ત્રણે ગુણોના મધ્યમા સત્ત્વગુણ સ્ફટિકમણિતુલ્ય સ્વચ્છ હોવાથી, તે તમોગુણકૃત આવરણને દૂર કરી દઇને, ચૈતન્યને પ્રકાશિત કરે છે, યાને તેને અભિવ્યક્ત કરે છે અર્થાત્ ચિદ્બિબ ગ્રહણ કરવાની તેનામા યોગ્યતા હોય છે, અને તે શાતરૂપ છે તાત્પર્ય, સત્વગુણ પ્રકાશાત્મક તથા નિર્મલ છે અને વિષ્ણુમૂર્તિ પણ સત્વાત્મક છે, એવુ વર્ણન છે, તો પછી ત્હેમની મૂર્તિનો વર્ણ કાળો (શ્યામ) શા માટે હોવો જોઇએ ? તથા અપ્રકાશાત્મક તમોગુણની મૂર્તિ એવા જે શકર છે, ત્હેમનો વર્ણ શુદ્ધ સ્ફટિક-તુલ્ય ધવલ (સફેદ) કેમ છે? શ્રુતિમા પણ કહ્યુ છે કે —

**अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीं प्रजां जनयंतीं सरूपां ।**
**अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्य ॥**

જેને જન્મ નથી એવી મૂલપ્રકૃતિ માયા, લોહિત શુક્લ કૃષ્ણ (રજ, સત્વ અને તમ) એ ત્રણે ગુણોની મૂર્તિ છે તે પોતાના તુલ્ય લાલ સફેદ કાળી અર્થાત્ ત્રિગુણાત્મક વિપુલ પ્રજા નિર્માણ કરે છે એક જન્મરહિત પુરૂષ (જીવ) નાના વિષયોથી ભરેલા તે મૂલ પ્રકૃતિના ભોગને વિષે નિરન્તર આસક્ત થઇને રહે છે, અને બીજો જન્મરહિત પુરૂષ (પરમેશ્વર), જેનો ભોગ બીજાએ (જીવે) કર્યો છે, એવા ત્હેને છોડી દે છે; યાને, ત્હેનાપર આસક્તિ રાખતો નથી આ શ્રુતિમા 'લોહિત શુક્લ કૃષ્ણ' એ શબ્દો વડે રજ સત્વ અને તમ એ ગુણોનો નિર્દેશ છે. લોહિત યાને રક્તવર્ણ કેસુડાં

વગેરે પદાર્થ જેમ બીજી વસ્તુને રગે છે, તે પ્રમાણે રજોગુણ પણ મનુષ્યોને વિષયાદિકોને વિષે રગી નાખે છે, એ કારણને લીધે રજોગુણી વિષયાસક્તને 'મહા રગીલો' છે, એ પ્રમાણે કહેવામા આવે છે બ્રહ્મદેવ રજોગુણની મૂર્તિ હોવાથી ત્હેમનો વર્ણ પણ આરક્ત છે, એમ કહેલુ છે તથા કૃષ્ણ યાને તમોગુણ કેમકે, કાળા વર્ણના મેઘ પ્રકાશના આચ્છાદક થાય છે, તેજ પ્રમાણે તમોગુણ જ્ઞાનનુ આચ્છાદન કરે છે આ ઉપરથી શકર જે તમોગુણી છે, ત્હેમનો વર્ણ કાળો થવો યુક્ત છે, પરતુ એમ નથી, એ વૈલક્ષણ્ય છે તેજ પ્રમાણે શુકલ યાને સત્વગુણ કેમકે, સત્વગુણ પ્રકાશાત્મક હોવાથી તેને શુકલવત્ કહ્યો છે ભગવાન્ વિષ્ણુ જે સત્વમૂર્તિ છે, ત્હેમનો વર્ણ શુભ્ર (ગૌર) હોવો જોઇએ, પરતુ તેને બદલે શ્યામ અર્થાત્ કાળો છે અને શ્રુતિ તો કહે છે કે, માયા પોતાના ગુણને અનુસરીને સ્વરૂપ નિર્માણ કરે છે તો એ કથન શુ મિથ્યા સમજવુ ! નહિ શ્રુતિ બરાબર કહે છે, પરતુ એ જે વૈલક્ષણ્ય જણાય છે, એ ધ્યાનનો પ્રભાવ છે, એમ સમજવુ પરસ્પર નિરન્તર એક બીજાનુ ધ્યાન કરતા હોવાથી ધ્યેય વસ્તુ સમો ત્હેમનો આકાર બની ગયો આ વાક્ય શુ પ્રસિદ્ધ નથી કે ? —

शिवस्य हृदय विष्णुर्विष्णोश्च हृदयं शिव ।
यथा शिवमयो विष्णुस्तथा विष्णुमय शिव ॥

શિવના જો હૃદય સ્થાનીય વિષ્ણુ અને વિષ્ણુના હૃદયસ્થાનીય શિવ છે, તો શકરના વિષે વિષ્ણુના સત્વગુણનો શુકલવર્ણ અને વિષ્ણુને વિષે શકરના તમોગુણનો કૃષ્ણવર્ણ કેમ નહિ આવી શકે ? કહેવાની મતલબ એ છે કે, પરસ્પર પરસ્પરના પ્રત્યે ભેદભાવ રાખ્યા વગર જો ધ્યાન કરતા હોય, તો ત્હેમના ઉપાસકોએ ત્હેમને વિષે ભેદભાવ રાખવો સર્વથા અનુચિત છે ભગવાન્ વિષ્ણુએ શકરની પૂજા કરીને ત્હેમને સહસ્ર કમળ અર્પણ કરવાનો નિયમ કર્યો હતો ત્યારે ત્હેમની ભક્તિની પરીક્ષા કરવા ખાતર શકરે એક દિવસ એક કમળ કમી કરી નાખ્યુ પરતુ પોતાનુ વ્રત અખડિત થવા સારૂ વિષ્ણુએ તે વખતે પોતાનુ નેત્ર કમળ ઉખાડીને સમર્પણ કર્યુ, ત્યારે શકરે સુદર્શન નામનુ ચક્ર ત્હેમને આપ્યુ. આ પ્રકારનુ વૃત્તાન્ત પુરાણમા પ્રસિદ્ધ છે અને તેનુ પર્યવસાન અભિન્ન ભક્તિ કરવામા છે એમ જાણવુ રાવણે શકરની ભક્તિ કીધી અને વિષ્ણુની સાથે દ્વેષભાવ ધારણ કર્યો, પરતુ તેનાથી ત્હેની કેવી દશા થઈ ગઇ તે ક્યા કોઇને અજ્ઞાત છે ? કવિ કહે છે કે —

अथ खलु विषम पुरा कृतानां फलति हि जन्तुषु कर्मणां विपाक।
हरशिरसि शिरांसि यानि रेजुर्हर हर तानि लुठंति गृध्रपादे ॥

જે શિરકમળોને રાવણે પોતાના હાથે તોડીને મહાદેવને પુષ્પતુલ્ય ચઢાવ્યા હતા, અને જેમને શંકરજીએ પણ હેની ભકિતને લીધે પ્રેમપૂર્વક મસ્તકપર ધારણ કર્યા હતા, તથા જે બ્રહ્મદેવની આગળ પણ નમ્યા ન હતા, એવા જે મસ્તક ત્રિલોકીને વિષે અજય્ય હતા, તેમનેજ ગૃધ્રાદી પક્ષીઓએ અને જંબુકાદિ પશુગણોએ પોતાના પગ તળે કચરી નાખ્યા અને તેઓ ધૂળમા રગદોળાયા એવુ તેમને બલવત્તર પ્રારબ્ધે ફળ આપ્યુ હતુ ગૃધ્રાદિકોના હાથે મસ્તકો વિદીર્ણ થવા જેવુ રાવણના હાથે શુ દુષ્ટ કર્મ થયુ હતુ ? તો સાભળો જેમ જેમ શિવની ભક્તિ એનામા વૃદ્ધિ પામતી ગઇ, તેમ તેમ એણે વિષ્ણુની સાથે દ્વેષમા પણ વધારો કર્યા કીધો શિવ વિષ્ણુ જે પરસ્પરના હૃદયરૂપ છે, ત્હેમનામાજ ભેદ બુદ્ધિ રાખીને દ્વેષ વધાર્યાથી એના મસ્તકોની આવી દશા થઇ પહેલા કહી ચુકયા છીએ કે શંકરનુ હૃદય વિષ્ણુ અને વિષ્ણુનુ હૃદય શિવ હોવાનુ શાસ્ત્રમા કહ્યું છે જેમ વિષ્ણુ શિવરૂપ છે તે પ્રમાણે શિવને પણ વિષ્ણુરૂપ સમજવા વિષ્ણુરૂપ શ્રીરામ એ શિવજીના ધ્યેય હતા તથા એઓશ્રી જગદ્‌ગુરૂ હોવા છતા એમની ભાર્યાની અભિલાષા રાખ્યાથી રાવણ ગુરૂતલ્પગ (ભાર્યા) પાતકવડે યુક્ત થયો હતો એનાથી અધિક દુષ્ટ કર્મ બીજુ કયુ હોઇ શકે ? તાત્પર્ય, ભેદબુદ્ધિ વિઘાતક છે એમ સમજીને શિવ અને વિષ્ણુ એ બન્નેમા અભેદબુદ્ધિ રાખીને ઉપાસના કરવી જોઇએ, નહિતો દુર્ગતિજ પ્રાપ્ત થવાની ચપુકાર કહે છે કે —

**सा रुद्रभक्तिर्वितनोति भद्रं या विष्णुविद्वेषलवासहिष्णु ।**
**त एव धर्माय भवन्ति दारा कदापि याञ्नाभिमृशन्ति जारा ॥**

જે શંકરની ભક્તિ, વિષ્ણુ ભગવાનના દ્વેષનો લવ (સહજ અંશ) પણ સહન કરતી નથી, તેજ (ભકિત) મોક્ષરૂપ પરમકલ્યાણને વિસ્તારે છે અન્યથા અધઃપાત થાય છે દૃષ્ટાન્તમા સમજાવવામા આવે છે કે, જે સ્ત્રીઓને જાર પુરૂષનો કદીપણ સ્પર્શ થતો નથી તેજ સ્ત્રીઓ ધર્મસાધ્ય પુરૂષાર્થને સારૂ યોગ્ય હોય છે એટલામાટે હરેક પુરૂષે વિષ્ણુદ્વેષ કિવા શિવદ્વેષ પોતપોતાના ઇષ્ટદેવની ભક્તિને સ્પર્શી ન શકે એમ કરવુ, તોજ મોક્ષ સંપાદન થાય છે નહિ તો —

**आयु क्षिणोत्युपचिनोति समस्तदोषान् ।**
**द्वेषो मुकुन्दशिवयोर्विषयोगतुल्य ॥**

જે પ્રકારે વિષયુક્ત અન્ન સેવન કર્યાથી શરીરમા ઘણા દોષ (વિકાર) થઇને આખરે મરણ નીપજે છે, તેજ પ્રમાણે વિષ્ણુ અગર શિવ સબંધી દ્વેષ સકલદોષ (પાતક)ની વૃદ્ધિ કરીને, આયુષ્યને પણ ક્ષીણ કરી નાખે છે

અને તેનુ પરિણામ વિષતુલ્ય સહન કરવું પડે છે એટલામાટે એ બન્નેમાં અભેદ રાખવો વળી વિશેષમા કોઇ મહાત્માએ એ બન્નેનો અભેદ શ્લિષ્ટ પદોમા વર્ણવીને આશીર્વાદ આપ્યો છે, તે પણ ચમત્કારને ખાતર દર્શાવીશુ —

**गवीशपत्रो नगजार्तिहारी कुमारतात शशिखडमौलि ।**
**लकेशसपूजितपादपद्म पायादनादि परमेश्वरो वा ॥**

વૃષભવાહન, પાર્વતીદુખનાશક, કાર્તિકેય પિતા, ચદ્રમૌલિ, રાવણપૂજીત ચરણકમલ એવા ગુણોવડે યુક્ત અનાદિ (આદિઅત શૂન્ય) પરમેશ્વર મહાદેવ ત્હમારૂ રક્ષણ કરો અથવા અનાદિ ( આદ્યક્ષર રહિત ) પરમેશ્વર અર્થાત્ રમેશ્વર વિષ્ણુ રક્ષણ કરો પરમેશ્વર એ શબ્દને આદિ (પહેલા) અક્ષરથી રહિત કર્યાથી રમેશ્વર થાય છે એજ પ્રમાણે દરેક પદમાથી આદ્યવર્ણને દૂર કરીને જોશો, તો વિષ્ણુપર અર્થ થાય છે તે સ્પષ્ટ થશે વીશપત્ર (ગરૂડવાહન) ગજાર્તિહારી (ગજેન્દ્રપીડા હારક), મારતાત ( મદનપિતા ) શિખડમૌલિ (મયૂરપિચ્છ છે જેમના મસ્તક ઉપર એવા) કેશસપૂજીતપાદપદ્મ (ક બ્રહ્મા, ઇશ શિવ, વગેરેથી પૂજીત છે ચરણકમલ જેમના) એવા ગુણ ધરાવનારા રમેશ્વર (લક્ષ્મીપતિ વિષ્ણુ) ત્હમારૂ રક્ષણ કરો સારાશ, બન્નેને અનાદિ અને એકરૂપ સમજીને તથા પોતાનામા અને પરમાત્મામા અભેદ માનીને ભક્તિ કરવી ઉચિત છે, એ ભાવ દર્શાવ્યો છે વળી વિશેષમા આ વાતનો પણ ખ્યાલ કરો ! પરમ ભાગવત વૈષ્ણવ ભક્ત ભીષ્મે રાજા ધર્મને જે વિષ્ણુના સહસ્રનામ શ્રવણ કરાવ્યા છે અને લોકો પણ જેનો પાઠ કરે છે, તેમા કેટલાક નામ તો શકરનાજ છે એ બન્નેમા જો ભેદ હત, અને વૈષ્ણવોએ (વિષ્ણુના ભક્તોએ) શિવનામનો ઉચ્ચાર ન કરવો એ યુક્ત તેમજ શાસ્ત્રોક્ત હત, તો ભીષ્મ કદી તે નામોનો ઉચ્ચાર કરત નહિ અને વિષ્ણુના નામમા તે નામોનો સગ્રહ કરત નહિ જુઓ સહસ્રનામ !

**सर्व शर्व शिव स्थाणुर्भूतादिर्निधिरव्यय ।**
**स्वयभू शभुरादित्य पुष्कराक्षो महास्वन ।**
**रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनि शुचिश्रवा ॥**

હવે ક્રમશ એના અર્થનુ વિવરણ કરીશુ ભીષ્મ કહે છે કે હે ધર્મ ! સ્થૂલ અને સૂક્ષ્મ એવા સર્વ જગતની ઉત્પત્તિ અને સહાર કેમ થાય છે ઇત્યાદિ સઘળી વાતનુ સાર્વકાલ એમને (વિષ્ણુને) જ્ઞાન હોવાથી એમનુ **સર્વ** એવુ નામ પડ્યુ સકલ પ્રજાઓનો સહાર કરે છે, તેથી એમને **શર્વ** પણ કહેવામા આવે છે હવે વિચાર કરવાનો એ છે કે, સહાર કરવાનુ કામ શકરનુ હોવાથી એમને શર્વ કહે છે, પરતુ વિષ્ણુ ક્યા સહારના અધિકારી

છે ? તેમ છતા અહીયા જે કથન કર્યું છે, તે બન્ને એકરૂપ છે એજ દૃષ્ટિથી. તથા ત્રગુણરહિત એથી કરીને શુદ્ધ હોવાથી એમનુ નામ શિવ છે વ્યવહારમા તો શિવ નામ શંકરનુ પ્રસિદ્ધછે, પરંતુ બન્નેય ત્રિગુણશૂન્ય પરબ્રહ્મ રૂપ હોવાથી આ સ્થળે શિવ એવુ વિષ્ણુનુ નામ કહ્યુ છે અને સ્થાણુ શંકરનું નામ છે, (એ વાતની પ્રતીતિ અમરકોશ જોવાથી થઇ શકશે) તથાપિ સ્થિર (અચલ) સ્વભાવવાળા હોવાથી વિષ્ણુને પણ **સ્થાણુ** કહ્યા છે ભૂતોના આદિકારણ, આનંદનિધિ, અવિનાશી, **સ્વયમ્ભૂ** અને **શમ્ભુ** એવા પણ એમના નામ છે. શમ્ભુ નામ શંકરનુ પ્રસિદ્ધ છે, પરંતુ અભેદનો સ્વીકાર કરીનેજ વિષ્ણુને એ નામથી સંબોધ્યા છે, અને તેનો અર્થ, ભક્તોને શં-સુખ પ્રકાશિત કરે છે તે, એવો થાય છે એકજ આદિત્ય અનેક જલપાત્રોનેવિષે પ્રતિબિમ્બિત થઇને અનેકવત્ ભાસે છે, તેજ પ્રમાણે એકજ પરમાત્મા અનેક જડપાત્રો (શરીરો) ને વિષે અનેક પ્રકારે ભાસે છે, એવો સૂર્ય સમો એમનામા ધર્મ હોવાથી એમને આદિત્ય એવુ નામ પણ આપ્યુ છે પુષ્કરાક્ષ તથા વેદરૂપ મહાગર્જના જેમની છે એવા અને **રુદ્ર** પણ એઓશ્રી છે રુદ્ર નામ શંકરનુ હોવા છતા વિષ્ણુને લગાડેલુ છે સંહારકાળમા પ્રજાઓનો નાશ કરીને દુ ખ આપે છે અને ત્હેમને રુદન કરવાની ફરજ પાડે છે, એટલા માટે રુદ્ર તેમજ ઘણા મસ્તક છે જેમના, એટલામાટે એમનુ બહુશિરા એવુ નામ પણ છે લોકોને ધારણ કરનારા માટે **બભ્રુ** વિશ્વોત્પત્તિનુ કારણ તથા જેમના પવિત્ર નામ શ્રવણીય છે એવા એઓશ્રી છે સારાશ, ઉપર દર્શાવેલા નામો ઉપરથી એ બન્નેમા કદી કાઇએ ભેદબુદ્ધિ ધરાવવી નહિ વળી એ પણ ખ્યાલ કરો કે, અર્જુન શ્રીકૃષ્ણની ભક્તિ કરતો હતો, તેમ છતા પાશુપતાસ્ત્રની પ્રાપ્તિને કાજે ત્હેણે શંકરનુ તપ કર્યુ હતું તથા જયદ્રથ વધની પૂર્વરાત્રીને વિષે ભગવાન્ શ્રીકૃષ્ણજ ત્હેને સ્વપ્નમા શંકરની પાસે લઇ ગયા હતા અને ત્હેમના દર્શન તથા અનુગ્રહ એને સંપાદન કરાવ્યાં હતા તેમજ ચિત્રસેન ગંધર્વને ખાતર અર્જુનનુ જે વખતે શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ થયુ હતુ, તે વખતે મહાદેવજ અર્જુનને સહાય કરવાને સારૂ આવ્યા હતા સારાશ, આ પ્રકારના દૃષ્ટાન્ત ઘણા મળશે કે જેમનાથી બન્નેના વિષેના અભેદનીજ સિદ્ધિ થતી હોય તથા બન્ને પરસ્પરના ભક્તની સાથે દ્વેષ કે ભેદભાવ રાખતા નથી, પરંતુ પોતાનાજ ગણે છે પરંતુ ભક્ત જો ભિન્નતા રાખે નહિ તોજ એમ થઇ શકે એટલામાટેજ કહીએ છીએ કે—

પદ રાગ બિહાગ—તાલ ત્રિતાલા

ભજ નર તુ ત્રિપુરારી મુરારી ॥ ટેક ॥ ભેદબુદ્ધિ કરકે જો

હાની માનો બાત હમારી ॥ ૧ ॥ શંખ કપાલ હિ સર્પવિભૂષિત લક્ષ્મીગૌરીધારી ॥ ૨ ॥ દ્વારવતી અરૂ સ્મશાનવાસી વાહન વૃષનાગારી ॥ ૩ ॥ દક્ષબલીકે યજ્ઞધ્વંસક યોગીજનમનહારી ॥ ૪ ॥ દ્વિત્રયનયન અત્રિમુનીગૃહ દત્તાત્રય અવતારી ॥ ૫ ॥

હે નર ! ત્રિપુરારી શંકર અથવા મુરારી વિષ્ણુ એમાંથી ત્હારી ઇચ્છા હોય ત્હેને ભજજે, પરંતુ ભિન્ન બુદ્ધિ ધારણ કરીશ નહિ, કેમકે તે મહાન્ હાનિ કરનારી છે શંખ વિષ્ણુના અને નરકપાન શંકરના હાથને વિષે છે, તથા સર્પાલંકાર અને શેષશાયી બન્ને એક સરખાજ છે એક દ્વારાવતીમાં અને બીજા સ્મશાનમાં રહે છે, એકના અર્દ્ધાંગમાં પાર્વતી તો બીજાના હૃદયને વિષે લક્ષ્મીનો નિવાસ છે એક વૃષભવાહન અને બીજા ગરૂડવાહન છે એકે દક્ષના અને બીજાએ બલિના યજ્ઞનો નાશ કર્યો છે બન્નેય યોગીજનોના મનનું રંજન કરે છે એકને બે અને બીજાને ત્રણનેત્ર છે, તથા અત્રિને ઘેર બન્ને જણાએ અવતાર ધારણ કર્યો છે, કે જે દત્તાત્રય નામથી પ્રસિદ્ધ છે (દત્તાત્રયને વિષે 'બ્રહ્મા વિષ્ણુ શિવ' નો વાસ છે, તથાપિ પ્રકૃત સ્થળમાં બન્નેનુંજ વર્ણન ચાલી રહેલું હોવાથી એ બેનોજ નિર્દેશ કર્યો છે) એ પ્રમાણે ઉભયને સમાનરૂપ સમજીને પોતાની રૂચિ મુજબ ત્હેમના સ્મરણ ધ્યાનાદિને વિષે પ્રવૃત્ત થવું

જગતમાં જે રૂચિવૈચિત્ર્ય જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે, પ્રાણીઓના જન્માન્તરના કર્મ ભિન્ન ભિન્ન હોય છે. તેનાથી સ્વભાવ અને રૂચિ ભિન્ન ભિન્ન હોવાનું સંભવે છે તે રૂચિને અનુરૂપ મનુષ્ય કોઇ પણ શાસ્ત્રપુરાણાદિનો આશ્રય કરીને એકાદ કર્મ ક્રિયા ઉપાસનામાર્ગ વગેરેનું અનુષ્ઠાન કરે છે ગમે તે કોઈ માર્ગનું અવલંબન કરવા છતા તે માર્ગ આખરે એકજ સ્થાનમાં જઇને મળ્યા વગર રહેશે નહિ જે પ્રમાણે ગંગા, નર્મદા, તાપી વગેરે મહાનદી સીધી ગમન કરીને સાક્ષાત્ સમુદ્રની સાથે મળી જાય છે, અને યમુના, સરયૂ, ગંડકી વગેરે બીજી નદીઓનો જેમ મહાનદીની સાથે સંગમ થઇ જતાં પરંપરાથી તેઓ પણ સમુદ્રનેજ જઇ મળે છે, તેજ પ્રમાણે અધિકારી અને અનધિકારી એવા સાધક પુરૂષો જો કે સીધા અગર વક્રમાર્ગનું અવલંબન કરે છે, તો પણ (વેદાન્તાદિકોનું શ્રવણ મનન નિદિધ્યાસન કરવું એ સીધો માર્ગ અને એ સિવાય બીજા જેટલા સાધન માર્ગ છે, તે સઘળા વક્રમાર્ગ સમજવા) સાક્ષાત્ અથવા ચિત્ત-શુદ્ધિદ્વારા પરંપરાથી એક પરમાત્માનેજ જઇને મળે છે

પિપીલિકા (કીડી) જે પ્રમાણે વૃક્ષની ઉપર મધુર ફલના રસનો સ્વાદ લેવા સારૂ ઝટ જઇ શકતી નથી, તેમ છતા ધીરેધીરે ઘણુાજ આયાસથી કાંઇક સમય વીત્યા બાદ જઇ પહોચે છે અને ફલના રસનુ પાન કરી શકે છે તેજ પ્રમાણે મદાધિકારી પુરૂષ, શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ વિહિત કર્મોપાસનાના માર્ગે ગમન કરીને ધીરે ધીરે અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ જન્માન્તરમા પણ પૂર્ણ જ્ઞાન સંપન્ન થઇને બ્રહ્માનંદના રસનો અવશ્ય અનુભવ કરે છે બીજો મધ્યમાધિકારી, "પૂર્વ કથિત પિપીલિકા ગતિનુ અવલંબન કરનારાથી ભિન્ન પુરૂષ" પ્લવંગમગતિ ન્યાયથી, યાને પ્લવંગમ (વાંદરો) જે પ્રમાણે એક ડાળ ઉપરથી બીજી ડાળ ઉપર અને ત્યાથી ત્રીજી પર, ત્યાથી ચોથી ડાળપર કૂદકો મારીને જાય છે અને વૃક્ષની ટોચ ઉપર આવી રહેલા અત્યંત ઉંચા ફળને ત્રણચાર કૂદકમાજ અલ્પકાળમા તથા સ્વલ્પ આયાસથી તોડી કરીને ખાઈ જાય છે, તેજ પ્રમાણે જન્માન્તરીય શુદ્ધ સંસ્કારવડે ત્હેનુ મન નિર્મળ થવાથી સદ્ગુરૂની પાસે જઇને થોડા દિવસોમા આત્મજ્ઞાન સંપાદન કરીને ચિદ્ઘનાનંદરસનુ તે શીઘ્ર આસ્વાદન કરી શકે છે

પરંતુ પિપીલિકા અને પ્લવંગમ (વાંદરો) એ બન્નેના કરતાએ વિહંગમ (પક્ષી) વગરઆયાસે એકદમ અત્યંત ઉંચે આવેલા વૃક્ષઉપરના ફલના મધુર રસનુ પાન કરે છે, તેજ પ્રમાણે ઉત્તમાધિકારી જ્ઞાનીપુરૂષ મધ્યમાધિકારીની અપેક્ષાએ આયાસરહિત અને અત્યંત શીઘ્રજ જન્માન્તરના શુદ્ધ સંસ્કારવડે વિશુદ્ધ અન્તઃકરણ થઇ જવાથી, ત્વરિત પૂર્ણજ્ઞાની થઇને ચિદાનંદરૂપનેવિષે સ્થિત થાય છે આ ઉપરથી સર્વને પ્રાપ્ય એક પરમાત્મા છે, એ સિદ્ધ થયુ પરંતુ મનુષ્યના પૂર્વ કર્માનુસાર અનેક શાસ્ત્રોમાથી એકાદ શાસ્ત્ર ઉપરજ ત્હેની વિશેષ રૂચિ થાય છે, અને તેમા કથન કરેલા માર્ગજ એને ઉત્તમ હિતકારી લાગે છે ભલે તે પ્રમાણે લાગે ! હાનિ પણ શી છે તેમા ? અન્તે તો અધિકારાનુરૂપ શીઘ્ર અગર વિલંબપૂર્વક સચ્ચિદાનંદ પરમાત્માની પાસેજ જવાનુ છે શાસ્ત્રાદિકોનો વસ્તુત પરસ્પરમા ભેદ નથી. પરંતુ ઉપલકીયા દૃષ્ટિથી જોનારાને અર્થાત્ રહસ્યાનભિજ્ઞ પુરૂષોને એમજ ભાસે છે પરમાર્થત નિખિલ વેદશાસ્ત્રપુરાણાદિ સાક્ષાત્ કિંવા પરંપરાથી એક સચ્ચિદાનંદ પરમેશ્વરનુજ પ્રતિપાદન કરે છે એટલામાટે સુજ્ઞ પુરૂષે કોઇ પણ શાસ્ત્રાદિનો તિરસ્કાર નહિ કરતા પોતાના અધિકારાનુરૂપ વર્તન રાખવુ ઉચિત છે અમૃત (જળ) પાન કરવાની ઇચ્છાકરનારી ચાતકપંક્તિ, ઘનાશ્રય (મેઘનો આશ્રય) કરીને જે પ્રકારે સંતૃપ્ત થાય છે, તેજ પ્રમાણે ભક્તજન ભગવાન્ શંકરનો ઘનાશ્રય (દૃઢ આશ્રય) કરશે, તો અમૃત

(કૈવલ્ય) ની ઇચ્છા પૂર્ણ થઇને ફરી કદી વિષયરસની તરસ લાગશે નહિ એટલામાટે કવિ કહે છે કે —

**भवचरणे चेतश्चेत्क्रियेत जायेत तर्हि भवतरणम् ।**

ભવ નામ સસારનુ તેમજ મહાદેવનુ છે સસારનેવિષે જે પ્રકારે મનુષ્યનુ ચિત્ત આસક્ત છે, તેજ પ્રમાણે ભવ (મહાદેવ) ના ચરણોમા જો ચેત યાને મન આસક્ત કરવામા આવે, તો ભવ (સસાર)માથી તરણુ થશે કેવી રીતે તે શબ્દ ઉપરથી જુઓ ! 'ભવચરણ' એ શબ્દમા 'ચે' ચકાર છે તેના સ્થાનમા 'ત'તકાર કરો, તો ભવતરણ શબ્દ તૈયાર થશે તથા ભવને વિષે ચેત કર્યાથી ભવને તરવાનુ સુલભ થશે શકરાચાર્યજીએ પણ કહ્યુ છે કે, હે પ્રભો ! મહાદેવ ! આપની પૂજાને ખાતર લોક ગભીર એવા તળાવ અને સરોવરમા પ્રવેશ કરીને કમલાદિ તોડી લાવે છે, તથા નિર્જન ભયકર વનમા પણ સુમનને સરૂ જાય છે અને વિશાલ પહાડની ઉપર પણ ફરે છે, પરતુ એટલા બધા પ્રયાસનુ શુ પ્રયોજન ? આપણી પાસે જે એક હૃત્કમલ છે તે આપશ્રીને સમર્પણ કરીને સુખેથી રહેવુ જોઇએ, પરતુ કેમ નથી રહેતા ? એ મોટુ આશ્ચર્ય છે ! પૂર્વે કથન કર્યુ છેજ કે, વિષ્ણુની કમલપૂજા જોઇને મહાદેવે પ્રસન્ન થઇને ત્હેમને સુદર્શન આપ્યુ હતુ, તેજ પ્રકારે આપણે પણ આપણી પાસે જે કમળો છે, તે એમને અર્પણ કરવાનો નિયમ રાખીશુ, તો આપણા ઉપર પણ શકર પ્રસન્ન થઇને **સુ-દર્શન** (પોતાના ઉત્કૃષ્ટ સ્વરૂપનુ દર્શન) આપીને કૃતાર્થ કરશે આપણી પાસે કાઇ થોડા કમળો છે ? શિર-કમલ, નેત્રકમલ, મુખકમલ, કરકમલ, હૃત્કમલ, ચરણકમલ વગેરે આ શરીરમા ઘણા છે પરતુ એ સઘળા આપણે ક્યા અર્પણ કરીએ છીએ ? એ કમળોનુ સમર્પણ શી રીત્યે થાય ? તો જુઓ ! શિરકમલ નમન કરવા સારૂ, નેત્રકમલ એમના રૂપની ઝાંખી કરવા સારૂ, મુખકમલ સ્તુતિ કરવાને કાજે, કરકમળ પૂજામા, હૃત્કમલ ધ્યાનમા, ચરણકમળ ત્હેમના સ્થાન મદિરા-દિકોમા જવા માટે, ઇત્યાદિ પ્રકાર એમના વડે થાય, તો એજ કમળોનુ સમર્પણ અને પૂજા થઇ, અર્થાત્ સકલ અગનુજ સમર્પણ થયુ એમ સમજવુ

શકરને માટે જે લોક આ પ્રકારે કુતર્ક કરે છે કે, એ ભિક્ષુક છે, તો એની ભક્તિ કર્યાથી શુ મળવાનુ હતુ ? સ્મશાનવાસી હોવાથી અપવિત્ર છે, તથા જેના ભૂતગણ મિત્ર છે, ત્હેનાથી અભયની પ્રાપ્તિ શી રીત્યે થઈ શકશે ? એ સઘળા ( કુતર્કો ) નુ સમાધાન કર્યુ હવે તમોગુણી અને જગતનો સહાર કરનારામા દયા શી રીત્યે હોઇ શકે ? એનુ સમાધાન કરવામા આવે

છે જગત્ સંહાર તમોગુણ વિના થાય નહિ, અને એઓશ્રી કરે છે તેથી નિર્દય પણ નથી કેવી રીતે ? તો જુઓ !

'दुश्चिकित्स्यव्रणपीडितानां व्रण शिशमयिषो शस्त्रग्रहणमिव ।'

જે પ્રમાણે વૈદ્ય (ડૉકટર) ઓસડ વગેરેથી સારા નહિ થનારા એવા વ્રણવડે પીડિત થએલા પુરૂષોના દુઃખની નિવૃત્તિને સારૂ શસ્ત્રગ્રહણ કરે છે, અને તેને કાપકુપ કરે છે, તેમ છતા કોઈ ત્હેને આ ઘાતકી છે એમ કહેતુ નથી તેજ પ્રમાણે નિરન્તર દુઃખમય સંસારરોગથી જે લોકો પીડિત થએલા છે, તેઓને કેટલાક કાળપર્યન્ત વિક્ષેપ રહિત (નિશ્ચલ) આત્માનન્દના અનુભવમા વિશ્રાન્તિ પ્રાપ્ત કરાવવાની ઇચ્છાથી, શંકર તમોગુણવડે સંહાર કરે છે વસ્તુત નિરતિશય કરૂણાના અબ્ધિ છે એથી નિદાનશ વૈદ્યની શસ્ત્ર હિંસા જેવુજ ત્હેમનુ કર્મ સમજવુ વૈદ્ય વ્રણછેદને માટે તમોગુણજન્ય કઠોરતા ધારણ ન કરે, તો ત્હેને હાથે એ કાર્ય થાય પણ શી રીતે ? અને જગતમા જોઇએ છીએ પણ ખરા કે જેમનામા તમો ગુણ હોય છે, તેઓજ કઠોર તથા મારફાડ ખૂન વગેરે ભયંકર કર્મો કરે છે ફરક એટલોજ કે સાંસારિક તમોગુણી ભયંકર કર્મ કરે છે, પરંતુ એમનો હેતુ કાંઈ લોકોને સુખ આપવાનો હોતો નથી અને વૈદ્યનુ અગર શંકરનુ જે કર્મ છે, તે સુખ પ્રાપ્ત્યર્થ તથા રોગનિર્મુક્ત કરવાને માટે છે આ ઉપરથી તામસપણાને લીધે શંકર અપૂજ્ય અને નિર્દય છે, એવો મૂર્ખ લોકોનો અપડપપ્રલાપ નિરસ્ત થશે, તે જાણીને સંકલ્પિત દાતા અને મંગલરૂપ તથા અભયબ્રહ્મની પ્રાપ્તિ કરાવનારા શંકરનુ આપણે નિરંતર ધ્યાન, ભજન, પૂજન સ્મરણ કરીને આપણા જન્મની સફલતા સાધી લેવી આ પ્રકારે ત્રણે પુષ્પોમા શંકરનો વિષ્ણુની સાથે અભેદ દર્શાવીને કેટલાક દોષારોપો પણ દૂર કરવામા આવ્યા છે, તો પણ એનાથી વિશેષ ખુલાસા માટે શાસ્ત્રાન્તર (અન્ય શાસ્ત્રીય ગ્રન્થો)નુ અવલોકન કરવુજ ઉચિત થઇ પડશે હવે અગ્રિમ પુષ્પમા શ્રીજગદમ્બાનુ સ્વરૂપ તથા માહાત્મ્ય, ત્હેમની ભક્તિ વગેરે ઉદાહરણસહિત વિકસિત થશે.

॥ इति शिवम् ॥



## ષષ્ઠ પુષ્પ.

---

### શ્રી ભગવતી જગદંબા બ્રહ્મરૂપ છે.

**आपदि किं करणीयं स्मरणीयं चरणयुगलमम्बायाः ।**
**तत्स्मरणं किं कुरुते ब्रह्मादीनपि च किंकरीकुरुते ॥ छ० स०॥**

જે ત્રિગુણાત્મિકા મહામાયાએ આ ચરાચરને નિર્મ્યુ છે તથા તેનો લય પણ કરે છે, અને જેને સસારબન્ધનો હેતુ અવિદ્યા કહેવામા આવે છે, તેમજ જેને પરમપુરૂષાર્થના હેતુભૂત બ્રહ્મજ્ઞાનરૂપ વિદ્યા પણ કહે છે, તે બન્ને જેનુ સ્વરૂપ છે, એવી ષડ્ગુણઐશ્વર્યસપન્ના જગન્માતાનુ આરાધન, ચરણ-સ્મરણ આપણે બાલકોએ (અજ્ઞજનોએ) અવશ્ય કરવુ જોઇએ ત્હેની કૃપાથી સસારરૂપી મહા આપત્તિમાથી આપણે નિસશય છુટીશુ અને બ્રહ્માદિ દેવ પણ કિકર જેવા થશે જગતમા લોકોને જે વખતે દુખદ દશા પ્રાપ્ત થાય છે, તે વખતે તેઓ માતાનુજ સ્મરણ કરે છે એમ અનુભવાય છે પરતુ તાપત્રયમાથી પોતાના પુત્રોને બચાવવાની શક્તિ લૌકિક માતાનામા નથી હોતી આ જીવનો અત્યારલગીમા સહસ્રાવધિ યોનિઓનેવિષે જન્મ થઇ ગએલો છે, અને તેમને વિષે ( એ જન્મોને વિષે ) કેટકેટલા માબાપોનો અનુભવ કર્યો છે તેની તથા આગળ ઉપર કરવામા આવશે તેની પણ ગણત્રી નથી પરતુ કોઈ એકાદ માતાએ પણ જીવને આ સસારમાથી મુક્ત કર્યો નથી એટલામાટે અલૌકિક જગન્માતાનો આશ્રય કર્યા વગર સુખદ સ્થિતિ પ્રાપ્ત થઇ શકે તેમ નથી, એમ સમજવુ કેમકે દુરન્ત દુખોનુ નિવારણ કરવાને તેજ એક સમર્થ છે એટલામાટે આપણે માતૃત્વથી ત્હેનુ સ્મરણ, પૂજન કરવુ જોઇએ, તોજ આપણા ઉપર ત્હેની દયા ઉપજશે અને સસારનિવૃત્તિ-પૂર્વક પરમાનદનો લાભ થશે પહેલા કહી ચુકાજ છીએ કે, પાચ દેવતા-ઓની જે ઉપાસના છે, તે સામાન્ય નથી સાક્ષાત્ ઇશ્વરનાજ તે પાચ રૂપો હોવાથી એ સગુણ બ્રહ્મનીજ ઉપાસના છે

વિશ્વની ઉત્પત્તિના સમયે પરમાત્મા યોગબળથી પોતે બે સ્વરૂપે પ્રગટ થયા હતા એમનુ દક્ષિણ શરીર પુરૂષરૂપ અને વામાગ પ્રકૃતિરૂપ હતુ તે પ્રકૃતિ, અગ્નિમા રહેલી દાહકશક્તિ સમાન પરમાત્માની નિત્ય શક્તિરૂપિણી છે અને એજ બ્રહ્મશક્તિ માયાવડે ચરાચરની ઉત્પત્તિ થઇ છે અર્થાત્ એ માયા બ્રહ્મથી ભિન્ન નથી સૌર સહિતામા, તેમજ કૂર્મપુરાણ યોગ-વાસિષ્ઠ ઇત્યાદિમા કહ્યુ છે કે —

**ब्रह्मणोऽभिन्नशक्तिस्तु ब्रह्मैव खलु नापरा ।**
**तथा सापि वृथा प्रोक्तं शक्तिरित्यविवेकिभि ॥**
**शक्तिशक्तिमतोर्भेदं वदन्त्यपरमार्थत ।**
**अभेदं चानुपश्यन्ति योगिनस्तत्त्वचिन्तका ॥**
**यथैक पवनस्पन्दमेकमौष्ण्यानलौ यथा ।**
**चिन्मात्रं स्पन्दशक्तिश्च तथैवैकात्म सर्वदा ॥**

બ્રહ્મની અભિન્ન શક્તિ બ્રહ્મરૂપજ છે, તેનાથી ભિન્ન નથી એમ નિશ્ચયપૂર્વક સમજવુ એમ હોવા છતાય વિવેકશૂન્ય પુરૂષોએ બ્રહ્મની શક્તિ એવુ નિષ્ફલ કહ્યુ છે શક્તિ અને શક્તિમાનનો વાસ્તવિક રીતે ભેદ નહિ હોવા છતા મૂઢ પુરૂષ એ બન્ને પૃથક (ભિન્ન ભિન્ન) છે એ પ્રમાણે કથન કરે છે, પરન્તુ વસ્તુનુ યથાર્થ સ્વરૂપ જાણનારા યોગીલોકો તે બન્નેનો અભેદજ જુએ છે વસિષ્ઠજીએ પણ કહ્યુ છે કે, જે પ્રકારે વાયુ અને તેનુ ચલન એકજ છે, અગર અગ્નિ અને તેની ઉષ્ણતા એકજ છે, તેજ પ્રમાણે ચિદ્રૂપ બ્રહ્મ અને ત્હેની સ્પન્દનધર્મિણી શક્તિ સર્વદા એકરૂપજ છે, એમ જાણવુ એ શક્તિને પ્રકૃતિ એ પ્રમાણે પણ કહે છે. જુઓ, દેવી ભાગવત !—

**प्रकृष्टवाचक प्रश्च कृतिश्च सृष्टिवाचक ।**
**सृष्टौ प्रकृष्टा या देवी प्रकृति सा प्रकीर्तिता ॥**

પ્ર શબ્દ ઉત્તમ વાચક છે અને કૃતિ સૃષ્ટિનો વાચક શબ્દ છે અર્થાત્ વિશ્વની ઉત્પતિના કાર્યમા એ ઉત્કૃષ્ટ નિપુણ હોવાથી, એને પ્રકૃતિ કહી છે સાખ્યદર્શનકાર એને પ્રધાન કહે છે, વેદાન્તી એ દેવીને અનિર્વચનીય આત્મ માયા કહે છે, શાબ્દિક શબ્દશક્તિ, શૈવ શિવશક્તિ, વૈષ્ણવ વિષ્ણુશક્તિ, શાક્ત અનાદિશક્તિ, પૌરાણિક દેવી ઇત્યાદિ નામથી જે કાઇ કહે છે, તે એકજ સચ્ચિદાનદરૂપ પરબ્રહ્મની અનાદિ, અનત, ત્રિગુણાત્મિકા, ઇચ્છારૂપિણી શક્તિ છે, '**परास्य शक्तिर्विविधैव श्रूयते**' એ શ્રુતિમા પરમાત્માની પરાશક્તિ નાના પ્રકારની હોવાનુ વર્ણન કરેલુ છે, અને તેને અનુરૂપ લિગપુરાણમા આ પ્રમાણે વર્ણવેલુ છે —

**यस्य यस्य पदार्थस्य या या शक्तिरुदाहृता ।**
**सा सा विश्वेश्वरी देवी शक्त सर्वो महेश्वर ॥**
**शक्तिमंत पदार्था ये ते वै सर्वविभूतय ।**
**पदार्थशक्तयो या यास्तास्ता गौरीं विदुर्बुधाः ॥**

જે જે પદાર્થની જે જે શક્તિ કહી છે, તે તે ચરાચરની સ્વામિની

દેવીજ છે, અને તે સકલશક્તિયુક્ત મહેશ્વર છે શક્તિયુક્ત જે જે પદાર્થો છે, તે તે શિવની વિભૂતિરૂપ સમજાય છે, તથા પદાર્થોની શક્તિઓને જ્ઞાની પુરૂષ ગૌરીરૂપ માને છે ભગવતી ભાગવતમા દેવીનુજ વચન છે કે —

**सर्वैकत्व न भेदोऽस्ति सर्वदैव ममास्य च ।**
**योऽसौ साहमहं योऽसौ भेदोऽस्ति मतिविभ्रमात् ॥**

મ્હારૂ અને બ્રહ્મનુ નિરન્તર એકત્વજ છે, ભેદ નથી જે એ છે તેજ હુ છું અને જે હુ છુ તેજ એ છે પરન્તુ બુદ્ધિના ભ્રમવડે ભેદ ભાસે છે આ ઉપરથી ખ્યાલમા આવશે કે, માયારૂપ દેવી અને બ્રહ્મ એ બન્ને એકજ છે એની માતૃબુદ્ધિથી ઉપાસના કરવાથી એ પ્રસન્ન થઇને, બ્રહ્મવિદ્યારૂપે પ્રગટ થઇને, મુક્તિપ્રદાન કરશે એજ વાત ચડીપાઠના એકાદશ અધ્યાયમા વર્ણવેલી છે દેવ કહે છે કે —

**त्व वैष्णवीशक्तिरनतवीर्या विश्वस्य बीज परमासि माया ।**
**समोहित देवि समस्तमेतत्त्व वै प्रसन्ना भुवि मुक्तिहेतु ॥**

હે દેવી ! ત્હારૂ બળ અનત છે ભગવાન્ વિષ્ણુ જે શક્તિવડે આ નિખિલ જગતનુ પાલન કરે છે, તે વિષ્ણુસબધી શક્તિ તુજ છે તથા વિશ્વની ઉત્પત્તિનુ બીજ જે લોકમા તેમજ વેદમા પ્રસિદ્ધ છે, તે પરમમાયા તુજ છે તેમજ માયાસ્વરૂપવડે ત્હેજ આ અખિલ જગતને મોહરૂપી ખાડામા ગબડાવી દીધુ છે, યાને સસારના પાશવડે બાધી દીધુ છે, એ ભાવ છે આ ઉપરથી એમ નહિ સમજવુ કે મોક્ષ કદી મળે તેમ નથી હે દેવિ ! પ્રસિદ્ધ જ્ઞાનવૈરાગ્યરૂપ તુ હોવાથી, જે લોકો ત્હારી ઉપાસના કરે છે, તેમના ઉપર ત્હારો પ્રસાદ થાય છે, અને ત્હેમના જન્મમરણરૂપ સસારની મુક્તિનો હેતુ પણ તુજ થાય છે હમે ત્હારે શરણે આવ્યા છીએ તો હમારા ઉપર પ્રસન્ન થા, અને જે પ્રકારે સાપ્રત શુભાદિ દૈત્યોનો નાશ કરીને ત્હેમના ભયમાથી હમને ઉગાર્યા, તેજ પ્રમાણે આગળ ભવિષ્યમા પણ થનારા શત્રુભયમાથી હમારી નિરતર રક્ષા કરજે વિશ્વની આર્ત્તિ (પીડા) દૂર કરવાને તુજ સમર્થ છે, એટલામાટે ત્રૈલોક્યવાસી મનુષ્યોને સ્તુતિ કરવા યોગ્ય એક માત્ર તુજ છે તથાપિ વસ્તુત જુઓ તો —

**विद्या समस्तास्तव देवि भेदा स्त्रिय समस्ता सकला जगत्सु ।**
**त्वयैकया पूरितमम्बयैतत्का ते स्तुति स्तव्यपराऽपरोक्ति ॥**

હે દેવિ ! ચતુષષ્ઠિ ( ચોસઠ ) કલા સહિત અષ્ટાદશ વિદ્યા (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છદ, જ્યોતિષ, તથા પુરાણ, ન્યાય, મીમાસા, ધર્મશાસ્ત્ર, આયુર્વેદ, ધનુર્વેદ, ગાધર્વવેદ અને અર્થશાસ્ત્ર

ઇત્યાદિ, એ સિવાય જે ઉપપુરાણો છે, તેમને પુરાણોમાં, ભારત રામાયણ સાંખ્ય, પાતંજલ વગેરેને ધર્મશાસ્ત્રમાં, વૈશેષિક દર્શનને ન્યાયમાં અને વેદાન્ત દર્શનને મીમાંસાને વિષે અન્તર્ભૂત જાણવાં) એ સર્વ ત્હારીજ અંશભૂત છે; એથી કરીને વિદ્યાનો અને ત્હારો ભેદ નહિ હોવાથી, સ્તુતિની પ્રવૃત્તિ શી રીતે થઈ શકશે ? સ્તુતિ અને સ્તુત્યવસ્તુ એ બન્નેનું પૃથક્પણું જ્યારે હોય છે, ત્યારેજ સ્તુતિને વિષે પ્રવૃત્તિ થઇ શકતી હોવાનુ જગતમા જોવામા આવે છે, પરંતુ સરસ્વતીરૂપ વિદ્યા અને તું, એ બન્ને એકરૂપ હોવાથી, સ્તુતિ શી રીત્યે કરી શકાશે ? તો પછી, 'તું બ્રાહ્મી, તું લક્ષ્મી, તું શર્વાણી, ઇન્દ્રાણી' ઇત્યાદિ જે ત્હમે સ્તુતિ કરી છે તેની શી ગતિ થશે ? એવી શંકા ઉપસ્થિત થાય એ હેતુથી કહેવામા આવે છે કે, બ્રાહ્મ્યાદિ સકલ સ્ત્રીઓ પણ ત્હારા ભેદ (અંશ) છે, એથી એ સ્તુતિ પણ ત્હારાથી પૃથક્પણે થઇ શકે તેમ નથી. એકના ગુણોનુ અન્યત્ર આરોપણ કરીને ગુણવર્ણન કરવુ, એ સ્તુતિનુ લક્ષણ છે. ગુણોનો આશ્રય એક છે, અર્થાત્ બ્રાહ્મ્યાદિ સ્ત્રીઓનુ દેવીથી પૃથકપણુ નથી, માટે સ્તવ્ય અને સ્તુતિનુ એકત્વ થયુ, તો પછી સ્તુતિ કેમ થઇ શકશે ? વધારે કથનનુ શુ પ્રયોજન છે ? હે દેવિ ! આ અખિલ વિશ્વને ત્હે જગન્માતા એકલીએજ પૂર્ણ વ્યાપ્ત કરી દીધુ છે 'તુંજ જગત્ અને જગત જે તુ' એમ હોવાથી, કોઇની સાથે ત્હારૂ ભિન્નત્વ રહેતુ નથી, એ કારણને લીધે સ્તુતિની પ્રવૃત્તિ થતી નથી અથવા સ્તવનીય ન્યૂનવસ્તુને વિષે શ્રેષ્ઠ ઉક્તિ કહેવી, એ પણ સ્તુતિનુ લક્ષણ થાય છે, પરતુ દેવી ન્યૂનગુણ નથી તો સ્વભાવત શ્રેષ્ઠગુણસંપન્ન હોવાથી અધિકજ છે, તેથી પરમ ઉક્તિથી સ્તુતિ થવી અસંભવિત છે સારાંશ, અનન્યતાથી દેવીની ઉપાસના કર્યાથી મનુષ્ય વિદ્યા (જ્ઞાન) સંપન્ન થઇને કૃતાર્થ થશે, એ નિશ્ચયપૂર્વક સમજવુ હવે દેવીએજ પોતાની વિભૂતિ સરસ્વતી, લક્ષ્મી, ગૌરી એ ત્રણે શક્તિઓનુ બ્રહ્મા વિષ્ણુ મહેશને પ્રદાન કર્યું અને ત્હેમના વડે તેઓ સૃષ્ટિ સ્થિતિ ક્ષય કરવાને સમર્થ થયા, ઇત્યાદિ વૃત્તાન્ત ભગવતી ભાગવતના તૃતીય સ્કંધમા છે, તેનુ સંક્ષેપમા આ સ્થળે નિરૂપણ કરીશુ

પ્રલય પછી સહુથી પહેલી બ્રહ્મદેવની કમલને વિષે ઉત્પત્તિ થઇ, ત્યારે ત્હેમણે વિચાર કીધો કે, મ્હારી ઉત્પત્તિ ક્યાથી થઇ ? કમલ અને જલ જણાય છે ખરા, પરતુ એમનો આધાર શો છે, તે જોવામા આવતુ નથી, માટે તપાસ કરવી જોઇએ પછી તે કમલની નાળમા થઇને નીચે ઉતર્યા અને હજારો વર્ષ પર્યન્ત તેમા ફરતા રહેવા છતા આધારનો કશો પત્તો લાગ્યો નહિ એટલામા આકાશવાણી થઇ કે, 'તપ કરો, તપ કરો' તે

સાંભળીને બ્રહ્મદેવે હજાર વર્ષ તપ કીધું; ત્યારે ફરી આકાશવાણી થઈ કે, 'સૃષ્ટિ કરો,' તે સાભળી, પરતુ સૃષ્ટિ કેવી રીતે કરવી એ વાત ત્હેમના ધ્યાનમા ઉતરી નહિ એટલામા મધુ અને કૈટભ નામના બે દૈત્યો બ્રહ્મદેવને મારવાને માટે ત્હેમની સામે ધસી આવ્યા એ દૈત્યોની ઉત્પત્તિ વિષ્ણુના કાનના મેલમાથી થએલી હોવાનુ વર્ણન છે [**मन्यतेऽहमेव शूर इति मधु, इन्द्रगोपकीटस्येव भा यस्य तत् कीटम कर्णमल तत्र भव कैटभ**] હુજ શૂરવીર છુ એવુ જે માને છે તે મધુ અને ઇન્દ્રગોપ નામના કીટક જેવી જેની પ્રભા છે, એવા કર્ણના મેલને વિષે થએલો હોવાથી કૈટભ એવા બન્નેના નામ હતા મેલમાથી ઉત્પન્ન થનારા અત્યત તામસી હોય છે, એમ આ ઉપરથી સમજવુ અસ્તુ ! જ્યારે એ દૈત્યોથી ભયભીત થયા, ત્યારે બ્રહ્માજી ફરી પાછા કમળનાળમા થઈને નીચે ઉતર્યા, અને જોવા લાગ્યા તો શ્રીમહાવિષ્ણુ યોગનિદ્રામા નિમગ્ન જણાયા તે સમયે એકાગ્ર હૃદયથી બ્રહ્મદેવે ભગવાનને ઉઠાડવા સારૂ હરિના નેત્રગૃહને વિષે સ્થિત થઈ રહેલી યોગનિદ્રા (મહામાયા) નુ સ્તવન કીધુ હે દેવિ ' —

**त्वयैतद्धार्यते विश्व त्वयैतत्सृज्यते जगत् ।**
**त्वयैतत्पाल्यते देवि त्वमत्स्यन्ते च सर्वदा ॥**
**महाविद्या महामाया महामेधा महास्मृति ।**
**महामोहा च भवती महादेवी महासुरी ॥**
**प्रबोधं च जगत्स्वामी नीयतामच्युतो लघु ।**
**बोधश्च क्रियतामस्य हन्तुमेतौ महासुरौ ॥**

તુજ બ્રાહ્મી શક્તિ થઈને જગતનુ સર્જન કરે છે, તથા વૈષ્ણવી શક્તિ-વડે તુજ જગતનુ રક્ષણ કરે છે, અને રૌદ્રી શક્તિવડે અત પણ કરે છે સારાશ, વારવાર આ જગતની ઉત્પત્તિ સ્થિતિ સહાર તુ આત્મશક્તિથી કરે છે હે દેવિ ! તું '**तत्त्वमसि**' મહાવાક્યથી ઉત્પન્ન થનારી મહા વિદ્યા છે, તથા અનિર્વચનીય મહતી અવિદ્યા (પ્રપચજ્ઞાન) રૂપ પણ તુજ છે અનાત્મરૂપમા આત્મરૂપ બુદ્ધિ અને આત્મરૂપને વિષે અનાત્મબુદ્ધિ આ પ્રકારની મહામાયા રૂપ તુજ છે તથા ભગવાનની સર્વજ્ઞત્વ શક્તિ, વેદાદિ-વિષયક સ્મૃતિ અને મહામોહરૂપ તુજ છે મહાદેવી (સકલ દેવશક્તિરૂપ) અને મહાસુરી (હિરણ્યાક્ષાદિ શક્તિ) રૂપ તુજ છે હે દેવિ ! તુ જગત્ સ્વામી અચ્યુતને જલદી જાગૃત કરીને આ બન્ને અસુરોનો વધ કરવાનો એમને શીઘ્ર બોધ કર અર્થાત્ તુ એમનો ત્યાગ કર અને દૈત્યોના વધને માટે એમની ઉત્સાહ બુદ્ધિને વિકસાવ

આ પ્રકારનુ સ્તવન સાભળીને ભગવતી પ્રસન્ન થઇ અને વિષ્ણુને છોડીને આકાશને વિષે જઇને સ્થિત થઇ પછી વિષ્ણુ જાગૃત થયા અને પાચ હજાર વર્ષ સુધી એ દૈત્યોની સાથે યુદ્ધ કરીને એમણે ત્હેમનો નાશ કર્યો તે સમયે શકર પણ ત્યા આગળ આવ્યા અને ત્હેમણે ભગવતીનુ આકાશમા દર્શન કરીને ત્હેનુ સ્તવન કીધુ ત્યાર પછી ભગવતી આદિમાયાએ એ ત્રણેને પોત પોતાનુ કાર્ય અર્થત્ સૃષ્ટિ સ્થિતિ સહાર કરવાનુ કહ્યુ ત્યારે ત્હેમણે કહ્યુ કે, હમે હમારૂ કાર્ય કરવામા અસમર્થ છીએ એટલામા ત્યા આગળ એક વિમાન આવી પહોચ્યુ અને માયાએ કહ્યુ કે, આનાપર આરૂઢ થઇને ચાલો જ્યારે એ ત્રણે વિમાનારૂઢ થઇને ચાલ્યા ત્યારે તેઓએ પ્રથમ ઇન્દ્રાદિકોના સહિત સ્વર્ગ દીઠુ અને આશ્ચર્યચકિત થયા કે, આ લોકને કાણે બનાવ્યા ? પછી તે વિમાન ક્રમથી બ્રહ્મલોકમા, કૈલાસમા, વિષ્ણુલોકમા ગયુ અને ત્યા પણ પરિવારસહિત બ્રહ્મદેવ, શકર, વિષ્ણુને જોઇને ત્રણે વિસ્મય પામ્યા

પછી તે વિમાન અનેક બ્રહ્માડોમા થઇને ફરતુ ફરતુ સુધાસિધુના તટમા એક દ્વીપને વિષે આવી પહોચ્યુ અને ત્રણેએ ત્યા એક પલગના ઉપર દિવ્ય સુદરી પાશાકુશ ધારિણી ભગવતીને દીઠી આસમતાત્ભાગને વિષે દિવ્ય સખીઓને સેવામા ઉભી થઈ રહેલી જોઇને, વિસ્મિત થઇને વિચાર કરવા લાગ્યા વિષ્ણુએ કહ્યુ, આ જ મૂલ પ્રકૃતિ છે, કે જે પરમાત્માને વિષે બ્રહ્માડને નિર્માણ કરી દેખાડે છે પ્રલયકાળમા સઘળા પ્રાણીઓને પોતાના શરીરને વિષે ધારણ કરે છે, માટે સકલબીજરૂપ છે એજ આપણી જનની છે, અને એની આસપાસ જે દિવ્ય સ્ત્રીઓ વિરાજમાન થએલી જણાય છે, તેઓ એમનીજ વિભૂતિ સ્વરૂપ છે એટલુ કહીને ત્રણે ભગવતીની પાસે જવાને નીકળ્યા અને દ્વારઉપર આવી પહોચતા તાત્કાલ દેવીએ એ ત્રણેને સ્ત્રીસ્વરૂપ બનાવી દીધા એવાજ સ્ત્રીવેશમા ત્રણેએ ભગવતી પાસે જઇને ત્હેને પ્રણામ કીધા, અને ત્હેમણે પોતાના નખરૂપ દર્પણને વિષે અનન્ત બ્રહ્માડોને જોયા જેમા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરસમેત ગ્રહોપગ્રહાદિ અખિલ જગત્ વિદ્યમાન હતુ, ત્યા એ ત્રણે સો વર્ષ સુધી રહ્યા અને વિહાર કરવા લાગ્યા ત્યાર પછી બ્રહ્માવિષ્ણુ મહેશે સ્તુતિવડે એને પ્રસન્ન કરતાં, ભગવતીએ ત્હેમને બીજ સહિત નવાર્ણવ મત્રનો ઉપદેશ કીધો, અને જપ કરવાનુ કહ્યુ પછી બ્રહ્માજીએ પૂછ્યુ કે, હે માતા ! '**एकमेवाद्वितीयं ब्रह्म**' એ શ્રુતિમા બ્રહ્મ એક અદ્વિતીય છે એ પ્રમાણે કહેલુ છે, તે આપ જ છો કે આપનાથી ભિન્ન છે ? ત્યારે ભગવતીએ કહ્યું કે, બ્રહ્મનુ અને મ્હારૂ સદા

એકત્વજ છે, ભેદ કેવળ ભ્રાન્તિવડેજ ભાસે છે ત્યારબાદ મહામાયાએ પ્રસન્ન થઇને ત્રણેને અકકેકી પોતાની અંશભૂત શક્તિ આપીને આ પ્રમાણે કહ્યું કે —

गृहाणेमां विधे शक्तिं सुरूपां चारुहासिनीम् ।
महासरस्वती नाम्ना रजोगुणयुतां वराम् ॥
विष्णो व्रज गृहाणेमां महालक्ष्मीं मनोहराम् ।
सदा वक्षःस्थलस्थाने भविता नात्र संशय ॥
गृहाण हर गौरीं त्वं महाकालीं मनोहराम् ।
कैलासं कारयित्वाऽथ विहरस्व यथासुखम् ।

હે મહાદેવ ! આ સુરવરૂપ, મંદહાસિની, રજોગુણયુક્ત શક્તિને ગ્રહણ કરો એનુ નામ સરસ્વતી છે, એ ત્હમારી સહચરી થશે સત્યલોકમા એની સાથે જાઓ અને ચતુર્વિધ સૃષ્ટિ નિર્માણ કરો મ્હે આપેલા નવાર્ણવમંત્રનો બીજ અને ધ્યાન સહિત જપ કરતા રહેજો, એમ કર્યાથી સકલ કાર્યોને વિષે ત્હમારી સમર્થતા થશે હે વિષ્ણો ! આ મનોહર મહાલક્ષ્મીનો સ્વીકાર કરીને ત્હમે સીધાવો એ સદા ત્હમારા વક્ષઃસ્થળના ઉપર રહેશે, એમા સંદેહ નથી ત્હમે વૈકુંઠ વસાવીને રહો અને મ્હારા આપેલા મન્ત્રને જપ્યા કરીને વિહાર કરો વિશ્વસંહાર સમયે ત્હમે સઘળા મ્હારા વિષે લીન થઇ જશો હે મહાદેવ ! ત્હમે આ મહાકાલી મનોહર ગૌરીને ગ્રહણ કરો અને કૈલાસ બનાવીને ત્યા આગળ વિહાર કરજો ત્હમે ત્રણે જણા ઉત્પત્તિ સ્થિતિ પ્રલય કરનારા ત્રિગુણમય છો. સંસારમા નિર્ગુણ પરમાત્મા કદી પણ દૃશ્ય નથી હુ કારણરૂપથી સગુણ અને પરમપુરૂષની પાસે નિર્ગુણ એ પ્રમાણે સમયાનુસાર દ્વિરૂપ થાઉં છુ આ પ્રમાણે કહ્યા બાદ એ ત્રણે ભગવતીને પ્રણામ કરીને ત્રણે શક્તિઓને સાથે લઇને નીકળ્યા, તો કિંચિત્ દૂર પ્રદેશમા આવતા વારને પુરૂષ થઇ ગયા પછી એ ત્રણે જણા એ પૂર્વોક્ત વિમાનને વિષે ચઢી બેઠા તે વખતે એ દ્વીપ તથા દેવી અને સમુદ્ર વગેરે કાઇ કરતા કાઇ પણ એમના જોવામા આવ્યુ નહિ, કેવળ એકલુ વિમાનજ હતું બીજુ કશુ ન હતુ

આ ઉપરથી ખ્યાલ થઇ શકશે કે, બ્રહ્મશક્તિ માયાનુ કાર્ય આ દૃશ્ય વિશ્વ છે, અને ત્હેની અંશરૂપિણી અનેકાનેક સ્વતંત્ર શક્તિ છે, તે જે જે દેવને વિષે રહે છે, ત્હેની સ્ત્રીજ કહેવાય છે બ્રાહ્મી, વૈષ્ણવી, માહેશ્વરી ઇત્યાદિ નામ તે તે દેવતાના સબંધથી થયા છે, અને તે તે શક્તિયુક્ત થવાથીજ તેઓ સૃષ્ટિ સ્થિતિ પ્રલયાદિ કાર્ય કરે છે. વ્યવહારમા પણ કાય

કરવાને માટે જે અસમર્થ થાય છે, ત્હેને શક્તિહીન કહે છે, પરતુ વિષ્ણુહીન થયો, રૂદ્રહીન થયો એમ કહેવાતુ નથી અખિલ જગતમા વિદ્યમાન શક્તિ મહામાયા જગદમ્બાનીજ અશભૂત છે, એમ પ્રથમ કહ્યુ છે એથી જગજ્જનની જગદમ્બાની એકાગ્ર મનથી સ્મરણાદિ ભક્તિ કરવામા આવે, તો ત્હેની કૃપાથી આપણે અખિલ શક્તિયુક્ત જે બ્રહ્મ છે તેના રૂપજ થઇશુ મહાત્મા તુલસીદાસ પરબ્રહ્મ શ્રીરામના ઉપાસક હોવા છતાય ત્હેમણે પણ જગજ્જનનીનુ સ્તવન કીધુ છે કેમકે, તેઓશ્રી જાણતા હતા કે, એ જગદમ્બા બ્રહ્મરૂપિણી હોવાથી, બ્રહ્મમા અને ત્હેનામા કાઇ પણ ભેદ નથી જુઓ ! —

પદ રાગ કાફી—તાલ દાદરા

જય જય જગજ્જનની દેવિ । સુરનર મુનિ અસુર સેવિ । ભુક્તિમુક્તિદાયિનિ । ભયહરણ કાલિકા ॥ ટેક ॥ મગલ મુદિ સિદ્ધિસદન । પર્વશર્વરીખવદન । તાપતિમિર તરૂન તરનિકિરણમાલિકા ॥ ૧ ॥ પૂતના પિશાચ્ચ પ્રેત । ડાકિનિ શાકિનિ સમેત । ભૂત ગ્રહબેતાલ ખગમૃગાલિ જાલિકા ॥ ૨ ॥ જય મહેશ ભામિની । અનેકરૂપનામિની । સમસ્ત દેવસ્વામિની હિમશૈલ્ય બાલિકા ॥ ૩ ॥ રઘુપતિપદ પરમપ્રેમ । તુલસિ ચહે અચલનેમ । દેવિ વ્હે પ્રસન્ન પાહિ । પ્રણુતપાલિકા ॥ ૪ ॥

હે દેવિ ! બ્રહ્માદિ સ્તબ પર્યન્ત જીવ સમૂહની તુ જનની છે, એટલા માટે અખિન બાળકોને સન્માર્ગ દર્શાવીને પરમ કલ્યાણ કરવાને કાજે ત્હે વેદરૂપ થઇને વર્ણાશ્રમ ભેદથી મનુષ્યોને ચાર પ્રકારમા વિભક્ત કરીને, કર્મકાડદ્વારા તેઓના ધર્મોની વ્યવસ્થા કીધી છે કર્મકાડ અને બ્રહ્મકાડ એ ભેદથી દ્વિવિધ વેદ કહેલો છે ઉપાસના કાડને કર્મકાડનો અતર્ભૂતજ જાણવો, કેમકે, ઉપાસની એ એક માનસ કર્મ છે એટલામાટે બન્નેનો અભેદ સમજીને વેદ દ્વિવિધ હોવાનુ કહ્યુ છે કર્મોનો અધિકાર દેવતાઓને નથી, બ્રહ્મવિદ્યાનો છે મનુષ્યજ કર્માધિકારી હોવાથી તેઓને વિષે વર્ણાશ્રમની વિભાગવ્યવસ્થા કરવામા આવેલી છે. ધર્મકર્મના અનુષ્ઠાનથી ભક્તિ અને તેનાથી જ્ઞાનનો લાભ થાય છે એટલામાટે મુમુક્ષુએ ભગવતીરૂપ વેદનો આશ્રય કરવો જોઇએ. તેના આશ્રયથીજ આ અધર્મ છે, આ ધર્મ છે એવુ જ્ઞાન થાય છે, નહિ કે બીજા પ્રમાણોવડે એ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થા કરીને વિહિત અને નિષિદ્ધ આચરણોનુ ફલ સ્વર્ગ અને નરક તે માતાજ આપે છે. તથા

શ્રુતિશિરોભાગ ઉપનિષદોમા જેનુ પ્રતિપાદન છે, એવી સિદ્ધવસ્તુની પ્રાપ્તિ પણ માતાના પ્રસાદથી થાય છે એજ કારણને લીધે સુરઅસુર મનુષ્ય વગેરે ઐહિક તથા પારલૌકિક (સ્વર્ગ, મોક્ષ) ફલની પ્રાપ્તિને કાજે ભગવતીનુ સેવન કરે છે એવુ વર્ણન છે, અને તે પ્રમાણે જોવામા પણ આવે છે. આ ઉપરથી તાપત્રયરૂપ સસારઅગ્નિથી અત્યત સતપ્ત થએલા મનુષ્યોને કૃપામૃતવૃષ્ટિવડે શાન્ત તથા આનદિત કરવામા સમર્થ એવી જે જગન્માતા ચન્દ્રિકા તુલ્ય છે, ત્હેનુ શુદ્ધાન્તકરણથી આરાધન કરવુ ઉચિત છે એ દેવી —

**भक्तिप्रिया भक्तिगम्या भक्तिवश्या भयापहा ।**

ભગવતી ભક્તિ પ્રિયા છે જ્યારે જીવનુ મન અખિલ જગતમાથી હટીને, કેવળ ત્હેના સ્વરૂપમાજ ચોટી જાય છે, તેવી અવસ્થાનુ નામ ભક્તિ છે, અર્થાત્ ઈશ્વર અનુરાગાખ્ય ચિત્તવૃત્તિને ભક્તિ કહી છે એ ભક્તિ એને પ્રિય છે અને એ ભક્તિવડે ઉત્તમ આરાધના કર્યાથી એ પ્રત્યક્ષ થાય છે બ્રહ્મસૂત્રમા પણ એવુ કહ્યુ છે કે —

**अपि च संराधने प्रत्यक्षानुमानाभ्याम् ।**

દ્વૈત સમુદાયથી ભિન્ન જે પરબ્રહ્મ છે, તે અવ્યક્ત છે યાને ચક્ષુરાદિ ઇન્દ્રિયોને અગોચર હોવાથી તપ અને કર્માદિથી તેનુ આકલન થતુ નથી કેમકે, જેટલુ કાઇ દૃશ્ય છે, તે સઘળાનો તે સાક્ષી છે તથાપિ યોગી લોક ભક્તિ અને ધ્યાનવડે સરાધન કાલમા (પરમાત્માને વિષે ચિત્તની સ્થાપના કરીને) ત્હેનુ અવલોકન કરે છે તેમજ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણાદિકોવડે (શ્રુતિ સ્મૃતિ ઉપરથી) જ્ઞાત થાય છે કઠશ્રુતિમા આ પ્રમાણે કહ્યુ છે કે, 'મોક્ષેચ્છા કરનાર એકાદ ધીરપુરૂષ શુદ્ધ ચિત્તને વિષે પરમાત્માનુ અવલોકન કરે છે' 'વિવેકના આવિર્ભાવથી શુદ્ધચિત્ત પુરૂષને તે દ્વૈતશૂન્ય પરમાત્માનો ધ્યાનદ્વારા સાક્ષાત્કાર થાય છે' એ પ્રમાણે મુડકશ્રુતિમા પણ કહ્યુ છે તથા —

**योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ।**

તે સનાતન ભગવાનનુ યોગીલોક અવલોકન કરે છે, એવી સ્મૃતિ પણ છે આ ઉપરથી ભક્તિયુક્ત ચિત્તની ભગવતીમા સ્થાપના કરવામા આવે, તો ત્હેનો સાક્ષાત્કાર થશે, એ નિશ્ચિત થયુ બ્રહ્મરૂપિણી હોવાથી જો કે અવ્યક્તા છે, તથાપિ ત્હેને વ્યક્ત કરવાનુ સાધન પરાભક્તિજ છે ભક્તિવડે વશીભૂત થઇને, તે ભક્તોના જલસ્થલાદિપ્રયુક્ત સકલભયનો નાશ કરે છે વાયુપુરાણમા કહ્યુ છે કે.—

**अरण्ये प्रान्तरे वापि जले वापि स्थलेऽपि वा ।**
**व्याघ्रकुंभीरचौरेभ्यो भयस्थाने विशेषतः ।**
**आधिष्वपि च सर्वेषु देवीनामानि कीर्तयेत् ॥**

અરણ્યમા છાયા અને જલ વગેરેથી શૂન્ય એવા દૂરમાર્ગને વિષે, જલમાં સ્થલમા, વ્યાઘ્ર મગર તથા ચોરાદિકોના ભયોત્પાદક સ્થાનમા અને આધિવ્યાધિ વગેરેથી પીડિતકાલમા ભગવતી દેવીના નામનુ કીર્તન કરવુ તેમ કર્યાથી પ્રાણી ભયરહિત તેમજ દુ ખશૂન્ય થાય છે આ પ્રકારે કોણુ ભગવતી દેવીની આરાધના કરીને આ લોક તથા પરલોકને વિષે સુખી થયુ, તેને માટે પ્રસિદ્ધ દૃષ્ટાન્ત નીચે મુજબ છે —

પહેલા સૂર્યવંશમા મહાપરાક્રમી સુરથ નામે રાજા થઈ ગયો એનુ રાજ્ય શત્રુઓએ છીનવી લીધેલું હોવાથી સ્ત્રીપુત્રાદિકોએ પણ એનો ત્યાગ કરી દીધો અને તેથી એ ઘણોજ દુ ખી થઇને અરણ્યને વિષે ચાલ્યો ગયો સુમેધા નામના મહર્ષિના આશ્રમ પાસે જ્યારે આવી પહોચ્યો, ત્યારે ત્હેની એક વૈશ્યની સાથે મુલાકાત થઇ રાજાએ ત્હેને પૂછ્યુ, તુ કોણુ છે ! કયા જાય છે ? ચિન્તાતુર થએલો કેમ જણાય છે ? ત્હારૂ સકલ વૃત્તાન્ત કહે ત્યારે ત્હેણે જણાવ્યુ કે હુ સમાધિ નામનો વૈશ્ય છુ ધનાઢ્ય કુળમા મ્હારો જન્મ થયો છે, પરતુ દૈવયોગથી ચોરાદિકોએ મ્હારૂ ધન લૂટી લીધુ અને હુ નિર્ધન બની ગયો છુ જે કાઇ રહેવા પામ્યુ હતુ તે સઘળુ સ્ત્રી પુત્ર વગેરેએ લઇ લીધુ અને મ્હને ઘરમાથી બહાર કાઢી મૂકયો હવે કયા જાઉં ? શુ કરૂં ! એ ચિન્તામા પડયો છુ અને ઘણોજ દુ ખી થઇને આ અરણ્યમાં આવ્યો છુ હવે કોઇ મહાત્મા સાધુનો આશ્રય કરીને આનદથી શરીર સાફલ્ય કરૂ, એવો વિચાર છે એ પ્રમાણે પોતાનું વૃત્ત કહીને ત્હેણે રાજાને પૂછ્યુ કે, તુ કોણુ છે ? તથા કયા જાય છે ? તે કહે ત્યારે રાજા બોલ્યો કે, હું સુરથ નામનો રાજા છુ મ્હારૂ રાજ્ય શત્રુએ હરી લીધેલુ હોવાથી હુ પણુ દુ ખી થયો છુ, અને આ અરણ્યને વિષે આવ્યો છુ આપણે બન્ને એક સરખા દુ ખી છીએ, માટે કોઇ મહાત્માનો આશ્રય કરીને આ દુ ખની નિવૃત્તિને સારૂ ત્હેને ઉપાય પૂછીશુ, ચાલો

આ પ્રમાણે સુરથ રાજા અને સમાધિ નામનો વૈશ્ય એ બન્ને જણા સાથે સાથે આગળ ગયા અને સુમેધા મહર્ષિના દિવ્ય આશ્રમમા આવી પહોચ્યા. બન્નેએ ત્હેમને પ્રણામ કીધા અને પોતાનુ વૃત્ત કહીને સુખ પ્રાપ્તિનો ઉપાય પૂછ્યો ત્યારે સુમેધા કહેવા લાગ્યા કે, સુખ સમાધાન (સતોષ)મા છે, અને સમાધાન આત્મજ્ઞાનમા સમાએલુ છે. ધનાદિ પચ્ચયાવત્ વસ્તુ

મળવામા ઘણુજ કષ્ટ બેઠવુ પડે છે, અને મળ્યા છતા પણ તે જીદગી ભર આપણી પાસે રહેશે એવો નિયમ નથી અને કદાચ રહ્યું, તોપણ તેનાથી સુખ થશેજ એવો ભરોસો નથી મનુષ્યજન્મ પરમ દુર્લભ છે, તેની પ્રાપ્તિ થયા બાદ જે મનુષ્ય નિત્યાનદરૂપ આત્મપ્રાપ્ત્યર્થ પ્રયત્ન કરતો નથી, તે ઇશિમાયાથી વચિત થયો છે એમજ સમજવુ અસ્તુ ! ત્હમને જો ઐશ્વર્ય પ્રાપ્ત થાય એવી ઇચ્છા થતી હોય તો સકલદુ ખનાશિકા, ભુક્તિમુક્તિદેનારી મહામાયા જગદબિકાની યથાવિધિ આરાધના કરો આ પ્રકારનુ એમનુ ભાષણ સાભળીને બન્ને એમને પ્રણામ કરીને સુરમ્ય નદીને કિનારે આવી પહોચ્યા ત્યા અષ્ટાદશભુજાત્મક દેવીની મૂર્તિ સ્થાપન કરીને સુમેધા મહર્ષિએ કહેલા વિધાનવડે નિયમપૂર્વક ત્હેનુ પૂજન કરવાનો ત્હેમણે પ્રારભ કર્યો

अर्हणां चक्रतुस्तस्या पुष्पधूपाग्नितर्पणै ।
निराहारौ यतात्मानौ तन्मनस्कौ समाहितौ ।
ददतुस्तौ बलिं चैव निजगात्रासृगुक्षितम् ॥

તે બન્ને જણાએ પ્રથમત હવિષ્યાન્ન, ત્યારબાદ કદમૂળ, ફળ, પત્ર, જલ, વાયુ ઇત્યાદિકોનો ક્રમશ આહાર કરવાનો નિયમ કર્યો હતો તથા વિષયાદિકોમાથી મન તેમજ ચક્ષુ વગેરે જ્ઞાનેન્દ્રિયોનો નિરોધ કીધો હતો, અને એ ભગવતીના ધ્યાનમાજ ચિત્ત ચોટાડીને ગુરૂએ ઉપદેશેલા અર્થમા સાવધ રહીને પુષ્પ, ધૂપ, દીપ, હોમ, તર્પણ ઇત્યાદિ ઉચિત વિધિથી આરાધના કર્યા કરતા હતા એટલુજ શુ ? પરતુ સ્વશરીરમાથી રૂધિર કાઢીને તેનાવડે પ્રોક્ષિત બલિ પણ આપતા હતા એ પ્રમાણે ત્હેમણે દેવીની ત્રણ વરસ સુધી એક નિષ્ઠાથી આરાધના ચાલુ રાખી હતી, તેનાથી દેવી પ્રત્યક્ષ પ્રગટ થઇને કહેવા લાગી કે, હે ભૂપ ! હે વૈશ્ય ! ત્હમારી ભક્તિથી હુ પ્રસન્ન થઇ છુ, માટે ત્હમારી જે ઇચ્છા હોય, તે કહો, હુ તે પૂર્ણ કરીશ આ પ્રમાણે દેવીના પ્રત્યક્ષ દર્શન થતાજ તે બન્ને જણા આનદ પામ્યા અને પ્રણામપૂર્વક સ્તવન કરીને પોતાનો હેતુ કહેવા લાગ્યા રાજાએ કહ્યુ કે હે માતા, શત્રુએ મ્હારૂ રાજ્ય લઇ લીધુ છે, તો એ હતમલ થઇને મ્હને એ રાજ્ય પાછુ મળે અને અન્ય જન્મમા અવિચલ રાજ્યની પ્રાપ્તિ થાય

सोऽपि वैश्यस्ततो ज्ञानं वव्रे निर्विण्णमानसः ।
ममेत्यहमिति प्राज्ञः संगविच्युतिकारकम् ॥

સમાધિ નામના વૈશ્યે વિષય સુખની યાચના કીધી નહિ સસારદુ ખવડે તે ઉદ્વિગ્નચિત્ત થઇ ગએલો હોવાથી, અત્યત વિરક્ત થઇને ત્હેણે આત્મજ્ઞાનની પ્રાર્થના કીધી. તે જ્ઞાની અને વિવેકી હોવાથી ત્હેણે વિચાર

કીધો છે, મનુષ્યને **अहं** અને **मम** ઇત્યાદિથી દુઃખ ઉપજે છે અનાત્મા શરીરના ઉપર **अहं** એ પ્રમાણે આત્મત્વઅભિમાન થાય છે અને તેનાથી અસ્વીય (જે પોતાનુ નથી તેના) ઉપર સ્વીય અભિમાન ઉત્પન્ન થાય છે. આ મ્હારો પુત્ર અને હુ એનો પિતા, આ મ્હારી સ્ત્રી અને હું એનો પતિ, આ મ્હારૂં ધન અને હું સ્વામી ઇત્યાદિ 'હું તથા મ્હારૂ' એનો સગજ સર્વ દુઃખોનુ મૂળ છે, તેનો નાશક આત્મજ્ઞાન છે એટલામાટે નિત્યાનન્દની પ્રાપ્તિને કાજે ભગવતીની પાસે વ્હેણે (સુરથ રાજાની યાચના પછી) જ્ઞાનને સારૂ પ્રાર્થના કીધી ત્યારે પ્રથમ દેવીએ રાજાને કહ્યુ કે, અલ્પ અવધિમા તું ત્હારૂ રાજ્ય સંપાદન કરીશ અને આ જન્મ સમાપ્ત થયા બાદ સૂર્યવડે ત્હારી ઉત્પત્તિ થઇને સાવર્ણિક મનુ નામ ધારણ કરીને તુ ચિરકાલ અસ્ખલિત રાજ્ય કરીશ ત્યાર બાદ પેલા સમાધિને કહ્યું કે, હે વૈશ્ય ! ત્હારી ઇચ્છાનુસાર હુ ત્હને વરપ્રદાન કરૂ છું કે, પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મપ્રાપ્તિને માટે ત્હને તત્ત્વજ્ઞાન થશે આ પ્રમાણે બન્નેને વરદાન આપીને દેવી અન્તર્હિત થઇ ગઇ એ કથા માર્કંડેયપુરાણ ભગવતી ભાગવત વગેરે ગ્રંથોમા પ્રસિદ્ધ છે સારાંશ, એવા ઘણા મનુષ્યો બ્રહ્મરૂપિણી જગદમ્બાનું આરાધન કરીને કૃતાર્થ થઈ ગયા છે એટલામાટે આપણે પણ માતાનું અહોનિશ ધ્યાન, ભજન, પૂજન કરવુ જોઇએ જેથી ભુક્તિ તથા મુક્તિની પ્રાપ્તિ સહજ થઇ શકશે એ દેવી .—

**मिथ्याजगदधिष्ठाना मुक्तिदा मुक्तिरूपिणी ।**
**भाग्याब्धिचंद्रिका भक्तचित्तकेकिघनाघना ॥**

મિથ્યા ચાંદીના ભાસનુ અધિષ્ઠાન જેવી શુક્તિ (છીપોમણી) હોય છે, તેજ પ્રમાણે આ મિથ્યા જગતના ભાનનુ અધિષ્ઠાન ભગવતી મહામાયા છે, એથી કરીને ત્હેની આરાધનાથી અધિષ્ઠાનનુ જ્ઞાન થતુ હોવાથી એને મુક્તિપ્રદા કહી છે મુક્તિ એવી કોઈ વસ્તુ નથી કે જેને હાથવતી ઉપાડીને ભગવતી કોઇને આપી શકે ? આત્મસ્વરૂપભૂત મુક્તિ સાક્ષાત્ તેજ છે; ત્હેની ભક્તિથી અવિદ્યાનુ આવરણ દૂર થતા એ સ્વયં પ્રગટ થાય છે તથા એ દુર્ભાગ્યરૂપી કપાસને વાયુની માફક ઉડાવી દે છે અને ભાગ્યરૂપ સમુદ્રને ચન્દ્રિકા પેઠે આનન્દ પમાડે છે તેમજ ભક્તોના ચિત્તરૂપ મયૂરોને મેઘતુલ્ય ગર્જના અને અમૃત વરસાવીને આનન્દિત કરી દે છે તેમ છતા મન્દબુદ્ધિ પુરૂષ કામધેનુ અને ચિંતામણિ તુલ્ય જગન્માતાનુ આરાધન નહિ કરતાં કોડીની કીંમતના તુચ્છ અન્ય પુરૂષોનુ સેવન કરે છે, એ કેટલું બધુ આશ્ચર્ય છે ? અથવા આશ્ચર્ય શાનુ ? જુઓ સૂત સંહિતા ! —

प्रसादहीना पापिष्ठा मोहिता मायया जना ।
नैव जानन्ति देवेशं जन्मनाशादिपीडिता ॥

જન્માન્તરને વિષે જેમણે અત્યત પાપકર્મ કર્યા છે, અને એથી કરીને જેઓ અન્તકરણની નિર્મલતાથી શૂન્ય છે, તથા અવિદ્યાવડે જેઓ મોહિત થયા છે, અર્થાત્ અહમમ ઇત્યાદિ બુદ્ધિયુક્ત છે, તે પુરૂષો જો કે જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ ઇત્યાદિ અનેક દુખોવડે પીડિત થાય છે, તોપણ પરમાત્માને કોઈ જાણતા નથી પરમાત્મા કોઇ છે અને તે શાસ્તા છે, એવુ જ્ઞાન થાય ત્યારેજ ત્હેની આરાધના કરવાની વૃત્તિ થશે, અન્યથા નહિ થાય. પરતુ પરમાત્માનુ જ્ઞાન પણ મહાનુભાવ પુરૂષોના સમાગમ તથા ત્હેમના મુખેથી તદીય કથા શ્રવણ, શાસ્ત્ર વ્યાસગ ઇત્યાદિ કર્યાવિના કેમ થઇ શકશે? કદાચિત્ કોઇને ઇચ્છા હોય તો પણ જનાપવાદથી લજ્જા ઉત્પન્ન થાય છે, તેથી તે પણ બનતુ નથી તાત્પર્ય, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞયાગથી પ્રાપ્ત થએલા સ્વર્ગલોકમાથી જે પ્રકારે પુણ્યનો ક્ષય થતાજ દેવનુ અધપતન થાય છે, તેજ પ્રમાણે જન્માન્તરના કાઇક સુકૃતથી પ્રાપ્ત થએલા મનુષ્યદેહને વિષે પુણ્યનો ક્ષય થતા સુધી વિષયભોગ અથવા તત્સબધી મનોરાજ્ય કરીને અધોયોનિમા જવાનુ થાય છે, એ કારણને લીધે દેવતારાધન વગેરેને માટે પ્રવૃત્તિ થતી નથી એના ઉપર એકદૃષ્ટાન્ત કહેવામા આવે છે

એક ચાડાલ કન્યા કોઇ એક નગરમા ફરતી હતી તેવામા ત્યાના રાજાને પરિવાર સહિત રસ્તા ઉપર થઇને જતા જોયો ત્હેના મનમા વિચાર આવ્યો કે મ્હને રાજા પતિ મળે તો સારૂ એથી તે એની પાછળ 'આજ મ્હારો પતિ છે' એવી ભાવનાથી જઈ રહી થોડેક આઘે જતા, તે માર્ગે કોઇ સાધુ મહાત્માને આવતો જોઇને રાજા પોતાના વાહનપરથી નીચે ઉતર્યો, અને ત્હેને પ્રણામ કીધા પછી સાધુએ રાજાને આશીર્વાદ આપ્યા બાદ તે ફરી વાહનમા બેસીને ચાલ્યો ગયો આવો પ્રકાર જોઇને તે ચાડાળણે વિચાર કીધો કે, રાજા કરતા પણ આ સાધુ શ્રેષ્ઠ છે, એમ જો ન હોત, તો રાજા એને પ્રણામ શુ કામ કરત? હવે તો મ્હારે એનીજ બાયડી થવુ જોઇએ એવા વિચારથી તે એની પાછળ પાછળ જવા લાગી તે સાધુ રસ્તા ઉપર થઇને ચાલતા ચાલતા શકરના એક જૂના પુરાણા મદિરને જોઇને ત્યા દર્શન કરવાને માટે ગયો ભગવાન્ શકરને પ્રણામ તથા સ્તવન કર્યા પછી મ્હોડેથી 'શિવ, હર, હર' એ પ્રમાણે શકરના નામનુ ઉચ્ચારણ કરતો થોડી વારમા તે ત્યાથી આગળ ચાલ્યો ગયો આવુ જોઇને તે ચાડાલકન્યાને એવુ લાગ્યુ કે, આ શિવલિગજ શ્રેષ્ઠ છે કેમકે, જેને રાજાએ નમન કીધુ

હતુ, તે સાધુ પણ એને વન્દન કરે છે, માટે હુ એનેજ પતિ સમજુ છુ તેવામા એક કૂતરો ત્યા આગળ આવી પહોચ્યો અને તે નિર્જન પુરાણા મદિરમા ધુસીને ત્હેણે શિવલિગના ઉપર પોતાની જાતિ સ્વભાવને અનુરૂપ મૂત્રોત્સર્ગક્રિયા કીધી આ પ્રકાર જોઇને તે ચાડાલકન્યાને કૂતરોજ સહુથી શ્રેષ્ઠ છે, એમ લાગ્યુ અને તે એની પાછળ પાછળ ગઇ તે કૂતરો દોડતો દોડતો એક ચડાલને ઘેર ગયો અને પ્રેમથી ત્હેણે પોતાનુ શરીર ત્હેના પગપર નાખી દીધુ અને આળોટવા લાગ્યો કૂતરાનો આવો સ્વભાવજ હોય છે કે, પરિચિત માણુસોની પાસે જ્યારે તે જાય છે, ત્યારે ત્હેમની સાથે આવીજ અગચેષ્ટા કરીને ગેલ કરી છે આવુ જોઇ, તે ચાડાલકન્યાએ વિચાર્યું કે, કૂતરા કરતા પણ આ ચાડાલપુત્ર ઉત્તમ છે, કેમકે એના ચરણુપર પડીને એ આળોટે છે, માટે એનેજ હુ મ્હારો પતિ બનાવુ પછી ત્હેણે એની સાથે લગ્ન કર્યું

**एवं कृतपदा दूरे पतति स्वपदे जडा ।**

આ પ્રમાણે જડ, મૂઢ, પાપી ગમે તેટલે દૂર જવા છતા પાછા પોતાના સ્થાન ઉપરજ ઢળી પડે છે મારાશ, જેમ પેલી ચાડાલકન્યા દૂર સુધી જઇને પાછી પોતાની જાતિમાજ ભળી ગઇ, તેજ પ્રમાણે જન્માન્તરના પુણ્ય કર્મથી પૂર્વોક્ત જન જોકે મનુષ્યજન્મમા દૂર સુધી આવ્યા છે, કે જ્યાથી મોક્ષ ગ્રામ સમીપ છે, તો પણ પોતાના પૂર્વ સ્થલ (યોનિ) મા જવા સારૂ વિષયાસક્ત થઇને ઇશ્વિરનુ ભજન, પૂજન, ધ્યાન ઇત્યાદિ શુભ કર્મ કરવામા પ્રવૃત્ત થતા નથી, અને પાપાજન કરે છે પરતુ —

**यैस्तु भक्त्या स्मृता नून तेषां सिद्धि प्रजायते ।**

જે મહાભાગ્યશાલી પુરૂષોએ નિમલ અને અચલ ભક્તિપૂર્વક ભગવતીનુ સ્મરણુ, જપ, હોમ વગેરે કરીને આરાધન કર્યું છે, અને ભવિષ્યમા પણ કરશે, ત્હેમને નિઃસદેહ સર્વ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થયા વિના રહેશે નહિ એમ સમજવુ

**॥ इति शिवम् ॥**



## सप्तम पुष्प.

---

### जगन्मातानु भक्तवात्सल्य.

**धिग्धिग्धिग्धिक च् ;तज्जन्म यो न पूजयते शिवाम् ।**
**जननीं सर्वजगत करुणारससागराम् ॥ दे० भा० ॥**

અખિલ વિશ્વની માતા, જે કરૂણારસનો સમુદ્ર છે, તથા જે મગલ-કારિણી છે એવી ભગવતી જગદમાનુ જે મનુષ્ય અર્ચન, ધ્યાન, સ્તવન, સ્મરણ કરતો નથી, ત્હેનો જન્મ વ્યર્થ છે માતા અને પિતા એ બન્નેના સમાનરૂપ હોવા છતા, બાલકોના ઉપર માતાનો જેવો નિરૂપાધિક પ્રસાદ થાય છે, તેવો પિતાનો થતો નથી સદ્ગુણસપન્ન, વિદ્યાવાન્, સદાચારી, વ્યવહારદક્ષ, દ્રવ્યસપાદક એવો પુત્ર હોય, તોજ પિતાનુ અત કરણ પ્રસન્ન થાય છે, અને ત્હેના ઉપર તે પ્રેમ કરે છે પરતુ માતાની પ્રસન્નતા તેમજ પ્રીતિ સપાદન કરવા સાઉ ઉપર જણાવેલા ગુણોની ઉપાધિનુ કારણ રહેતુ નથી અર્થાત્ મૂઢ, અવિચારી, દ્રવ્ય કમાતો ન હોય એવા પુત્રના ઉપર પણ માતાનો પ્રેમ અવસ્ય થાય છે, એવુ વ્યવહારમા પણ અનુભવવામા આવે છે તેજ પ્રમાણે જગન્માતાનુ અન્ત કરણ પોતાના બાલકોના પ્રત્યે સદા કરૂણા રસથી ભરપૂર હોય છે સમુદ્રને ક્યા વર્ષા ઋતુની અપેક્ષા રહે છે ? એ તો ગ્રીષ્માદિ સકલ ઋતુઓમા પણ રસ (ઉદક)થી છલાછલ ભરેલોજ હોય છે, તેજ પ્રમાણે માતા નિમિત્તરહિત કરૂણારસથી ભરપૂર ભરેલી છે ત્હેનુ આરાધન જો આપણે કરી શકીએ નહિ, તો આપણો જન્મ નિષ્ફળ સમજવો

સસારાદિના દુ ખથી ત્રાસી ગએલા, અનેક સકટમા પડેલા લોક હમારા ઉપર કોઇ દયા કરશે કે ? આ દુ ખમાથી કોઈ હમારો છુટકારો કરી શકશે કે ? એવી ઇચ્છા કરે છે, પરતુ નિર્દય અને ક્રૂર પુરૂષોની પાસે જાય છે. જેમનામા યત્ કિચિત્ પણ કરૂણાનો અશ નથી, એવાની પાસે જઇને ગમે તેટલી દીનતા ધારણ કરો તથા સ્તવન કરો, યાચના કરો, તો પણ શુ ત્હેમના હૃદય પીગળી શકશે કે ? મારવાડ પ્રદેશમા જઇ તૃષાર્ત દીન બની જતા ક્યા જળનો પતો ખાય છે ? મારવાડનુ નામ 'મરૂ' છે, તેનો અર્થ એવો છે કે, '**म्रियते पिपासया यस्मिन् स मरु**' જ્યા પાણી પાણી કરીને તરશનો માર્યો માણસ તરફડી મરે છે તેજ પ્રમાણે મરૂ પ્રદેશસમી જેમની અન્ત કરણ ભૂમિ છે, તેવાઓની પાસે જઇને પણ મનુષ્ય

કરૂણારસની પ્રાપ્તિ નહિ થવાથી, સંકટમાંજ ફસાઇ પડે છે પરંતુ જગન્માતા જે દયામૃતસિન્ધુ છે, ત્હેને શરણે જાય, તો અખિલ દુ ખોનો નાશ થઇને સઘળી મનકામના પૂર્ણ થાય છે મહિષાસુરનો નાશ કર્યાબાદ ઇન્દ્રાદિ દેવતાઓએ ભગવતીનું સ્તવન કરતાં કહ્યું છે કે —

**दुर्गे स्मृता हरासि भीतिमशेषजन्तो स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि । दारिद्र्यदु खभयहारिणि का त्वदन्या सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥**

હે દુર્ગે ! દુસ્તર સંકટમાં ભયભીત થએલા પ્રાણી જો ત્હારૂં સ્મરણ કરે છે, તો તું તે સર્વના ભય દૂર કરી દે છે તેમજ સ્વસ્થ યાને ભયશૂન્ય અગર સ્વર્ગસ્થ દેવ, એમણે જો સ્મરણ કર્યું હોય, તો ત્હેમને તું ત્હારામંત્ર ધ્યાન, ભજન સંબંધી નિર્મલ બુદ્ધિ (જ્ઞાન) બક્ષે છે તથા દરિદ્રતા દુ ખથી થનારા ભયનો પણ તું નાશ કરી નાખે છે ભક્ત, અભક્ત, ઉદાસીન, શત્રુ એ સઘળાના ઉપર સર્વ પ્રકારે ઉપકાર કરવાને માટે ત્હારા સિવાય બીજા કોનું હૃદય સદા કૃપાથી આર્દ્ર બની રહેલું હોય છે ? અહીં એ શંકા ઉપસ્થિત થશે કે, ભગવતી જો આમ સાર્વકાલ દયાર્દ્રચિત્ત થઇને અખિલ પ્રાણીઓના ઉપર ઉપકાર કરનારી છે, તો મહિષાસુરાદિ દૈત્યોનો એણે કેમ સંહાર કીધો, એના સમાધાનમાં આટલુંજ બસ થશે કે, વ્યાવહારિક માતા શું પોતાના બાળકોને મારપીટ કરતી નથી ? કરે છેજ, છતાં ત્હેને કોઇ નિર્દય કહેતું નથી કારણ કે, પેટમાં તો દયા હોય છે, પરંતુ બાળકનું હિત થાય એટલા ખાતર ઉપર ઉપરથી ક્રોધ દર્શાવીને શિક્ષા કરે છે તેજ પ્રમાણે જો કે મહિષાસુરાદિ દૈત્યોનો ભગવતીએ ક્રોધથી સંહાર કર્યો, તોપણ ત્હેને દયાશૂન્ય કહી શકાશે નહિ, ત્હેના અંતરને વિષે દયા તો હતીજ લોકોને પ્રકાશ પુરો પાડી આરોગ્ય સુખ અર્પવાને કાજે સૂર્યને જેમ અંધકારનો નાશ કરવો પડે છે, તેજ પ્રમાણે મહિષાસુરાદિ દૈત્યોથી ત્રસ્ત થએલા સઘળા લોકોને સુખપ્રદાન કરવા સારૂ ભગવતીએ ત્હેમને મારી નાખ્યા અંધકાર દૂર કર્યા વગર નેત્રોને પદાર્થજ્ઞાન શી રીતે થઈ શકે ? તેજ પ્રમાણે દૈત્યોનો સંહાર કર્યાવિના જગત્ સુખી કેમ થઇ શકે ? તેમ છતાં, એ દૈત્યાદિને મારવામાં ભગવતીના અંતરમાં શો ભાવ હતો ? તે જુઓ એમણે જો કે ચિરકાલ પર્યન્ત પોતાની જાતને નરકાદિ દુ ખોની પ્રાપ્તિ કરાવવા સારૂ પાપ કર્મો કરેલાં છે, તેમાથી નિર્મુક્ત થવા ખાતર યુદ્ધમાં જો એ મરશે, તો સ્વર્ગને વિષે ચાલ્યા જશે એમ જો ન હત, તો શું દૃષ્ટિપાતથી એ દૈત્યાદિને ભસ્મ કરી નાંખવાનું દેવીમાં સામર્થ્ય ન હતું ? હતુંજ તોપણ હાથમાં શસ્ત્ર

ધારણ કરીને દેવીએ તેઓની સાથે સગ્રામ કર્યો અને ત્હેમને મારી નાખ્યા એમ કરવામા દેવીનો શો હેતુ હતો ? તો આજ —

**लोकान् प्रयान्तु रिपवोऽपि हि शस्त्रपूता ।**
**इत्थं मतिर्भवति तेष्वहितेषु साध्वी ॥**

દેવ કહે છે, હે દેવિ! તીર્થાદિકોને વિષે પ્રાણી જે પ્રકારે સ્નાનદાનાદિ પ્રાયશ્ચિત્ત કર્મ કરીને પાપરહિત થાય છે, તેજ પ્રમાણે એ શત્રુઓ પણ યુદ્ધને વિષે શસ્ત્રાદિકોની ધારામા કઠ સ્નાન કરશે, તો પાપરહિત થઇને, મનવાછિત લોકોને વિષે ચાલ્યા જશે, આ અભિપ્રાયથી એ શત્રુવર્ગના ઉપર આપની અનુગ્રહ બુદ્ધિ થઈ તો પછી, જે લોક પોતાના વર્ણાશ્રમ ધર્મમા નિરત થઇને સદા આપ જગન્માતાનુ આરાધન કરે છે, તેમના ઉપર આપનો અનુગ્રહ થાય, તેની તો વાત શી કરવી ? સગ્રામને ધારાતીર્થ કહે છે તે પ્રસિદ્ધ છે, અને ત્યા મરણ પ્રાપ્ત થના ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, એવુ સ્મૃતિમા પણ કહ્યુ છે —

**द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ ।**
**परिव्राड्योगयुक्तश्च रणे चाभिमुखो हत ॥**

આ જગતને વિષે બેજ પુરૂષ એવા છે કે જે સૂર્ય મડલનુ ભેદન કરીને તેને પેલે પાર બ્રહ્મ લોકમા જઇ શકે છે એક યોગયુક્ત સન્યાસી અને બીજો સમરમા શત્રુની સાથે સામે મ્હોએ લઢના લઢતા મરણ પામે છે તે આ ઉપરથી નિ સશય ભગવતી શત્રુના ઉપર પણ દયાર્દ્રચિત્ત થાય છે, પરતુ ઉપરથી ક્રોધવતી થઇને ત્હેના કલ્યાણને ખાતરજ વધ કરનારી થાય છે, એ સિદ્ધ થયુ દેવ કહે છે કે —

**दुर्वृत्तवृत्तशमन तव देवि शीलं रूपं तथैतदविचिंत्यमतुल्यमन्यै । वीर्यं च हन्तृ हृतदेवपराक्रमाणां वैरिष्वपि प्रकटितैव दया त्वयेत्थम् ॥**

હે ભગવતી દેવિ ! દુરાચારી પુરૂષોના દુરાચારથી નિષ્પન્ન થએલું એવુ જે નરકલક્ષણ ફલ, તેને શાત કરવાનો ત્હારો સ્વભાવ છે તથા ત્હારૂ આ સર્વ સૌભાગ્ય સૌન્દર્યનુ પાત્ર એવુ જે રૂપ તે મનવડે વિચાર કરવાને માટે અશક્ય હોઇ અન્ય મનોહર પદાર્થોની સાથે તેની તુલના (સરખામણી) થઇ શકે તેમ નથી તેજ પ્રમાણે દેવોનુ પરાક્રમ હરી લેનારા દૈત્યોના બલનો નાશ કરવાને ત્હારો પ્રભાવ સમર્થ છે અને વેરીઓના ઉપર પણ ત્હે પૂર્વોક્ત પ્રકારે દયા પ્રકટ કરી દેખાડી છે આ પ્રમાણે યુદ્ધને વિષે નિષ્ઠુરતા જોવામા આવવા છતા ચિત્તને વિષે તો સ્વભાવિક કૃપા હતીજ. એટલામાટે

દૈત્યોનો વધ કરીને તેઓને પાપરહિત બનાવી ઉત્તમ લોકનું સુખ પ્રાપ્ત કરાવ્યું તથા જગતને પણ ભયશૂન્ય અને સુખી કરી દીધુ હવે પહેલા જે કહ્યું કે લૌકિક માતાનો મૂઢ પુત્રના ઉપર પણ પ્રેમ અને પ્રસાદ થાય છે, તેજ પ્રમાણે જગન્માતાનો ક્યા મૂઢના ઉપર પ્રેમ તથા પ્રસન્નતા થઈ હતી, તે દર્શાવીશુ

કોસલ દેશમા દેવદત્ત નામે એક બ્રાહ્મણ નિપુત્રિક હતો, ત્હેણે પુત્ર પ્રાપ્તિને કાજે પુત્ર કામેષ્ટિ યજ્ઞ કર્યો તેમા ઋત્વિજાદિકોથી મંત્રોના સ્વરમા ભેદ થવાથી ત્હેણે તેઓને કહ્યુ કે, આમ મત્રના સ્વરમા વર્ણમા ભેદ થાય, તો મ્હારી કામના પૂર્ણ કેમ થઇ શકશે? એટલામાટે, મત્રતત્ત્વાદિમા સાવધાનતા રાખીને કર્મ કરશો, તો યજ્ઞપુરૂષ શ્રીહરિ નિપુત્રિકતાવડે થઇ રહેલા મ્હારા દુખને ટાળશે આટલું સાભળતા વારને ગોભિલ ઋષિએ એને શાપ દીધો કે, ત્હને મૂઢ પુત્ર થશે શ્વાસોચ્છ્વાસ લેવો જોઇએ અને તેનાથી સ્વરભગ થઇ જાય છે તે અનિવાર્ય છે એ ત્હારે સમજવુ જોઇતું હતુ, પરતુ નહિ સમજવાથી હમને દોષ દે છે, માટે તેનુ ફલ ત્હને મળવુ જોઇએ શાપવચન સાભળીને દેવદત્ત ગભરાઈ ગયો અને પ્રાર્થના કરવા લાગ્યો કે, હે મુને! નાહક મ્હને શાપ કેમ દીધો? મ્હે તો અમસ્થુ સ્વાભાવિકજ આપને કહ્યું હતુ મૂઢ પુત્ર શા કામનો? ત્હેનાથી કુલને કલક લાગશે, માટે હુ આપને શરણે આવ્યો છુ, તો કૃપા કરી મ્હારૂં જીવતર સફળ થાય એવો આશીર્વાદ આપો કહ્યું છે કે.—

अविनीत सुतो जातो कथ न दहनात्मक ।
विनीतस्तु सुतो जात कथ न पुरुषोत्तम ॥

વિદ્યાશૂન્ય અને તેથી કરીને ઉદ્ધત અને દુરાચારી એવો પુત્ર થયો હોય, તો તે 'દહન સ્વરૂપ' (તાપ દેનારો) કેમ નહિ થાય? તથા વિદ્યાવિનયાદિ ગુણુસપન્ન પુત્ર ઉત્પન્ન થતા તે પુરૂષોને વિષે શ્રેષ્ઠ કેમ નહિ નીવડે? અર્થાત્ સઘળા લોકોવડે પૂજાશે દૃષ્ટાન્તમા કહેવામા આવે છે કે, 'અવિનીત' યાને મેષવાહિત જે થાય છે, તે અગ્નિજ હોય છે, અને અગ્નિનો તાપ દેવાનો સ્વભાવ પ્રસિદ્ધજ છે તેજ પ્રમાણે સ્વકીય અને પરકીય લોકોને **अ-विनीत** યાને વિનયરહિત પુત્ર તાપદાયી થાય છે તથા જે '**वि-नीत**' યાને ગરૂડવાહિત છે, તે પુરૂષોત્તમ વિષ્ણુ કેમ નહિ હોઈ શકે? હેતુ ઉક્ત સારાશ, મૂઢ પુત્ર દેવ અને પિતૃકાર્ય કરવાને માટે યોગ્ય નીવડતો નથી એથી દેવદત્તે ઋષિની પ્રાર્થના કીધી કે, મૂર્ખ પુત્ર થાય તેના કરતા તો મરણ પણ ઉત્તમ! દેવદત્તની દીનવાણી શ્રવણ કરીને ઋષિએ કહ્યું કે, હે દેવદત્ત! મ્હારૂં વચન અસત્ય નહિ થાય, પરતુ એટલુંજ કહું છુ કે ત્હને જો કે

પ્રથમ મૂઢ પુત્ર થશે, તો પણ કાંઇક કાળ વીત્યાબાદ ત્હેને જ્ઞાન થશે અને તે મહા સત્યવ્રત અને બ્રહ્મનિષ્ઠ ભક્ત થશે, તથા ત્હેની કશામા આસક્તિ રહેશે નહિ આ વચનથી દેવદત્તને આનદ થયો અને ત્હેણે યજ્ઞ સમાપ્ત કરીને ઋત્વિજ વગેરેને દક્ષિણા આપીને સુપ્રસન્ન કર્યા

કેટલાક દિવસ પછી દેવદત્તને પુત્ર થયો, તે અતરમા જ્ઞાની હોવા છતા બહારથી મૂઢની માફક ચેષ્ટા કરતો હતો આઠ વર્ષનો થયો, ત્યારે દેવદત્તે એને જનોઇ દીધુ, પરતુ ગાયત્રી મંત્રોચ્ચાર તેમજ સધ્યા સુદ્ધા કરવાને એ સમર્થ ન હતો! આવુ જોઇને દેવદત્તના દુખનો પાર રહ્યો નહિ. સઘળા લોકો જ્યારે આ મૂઢ પુત્રની ચેષ્ટા જોઇ નિન્દા પણ કરવા લાગ્યા, ત્યારે તે પુત્ર એક દિવસ ઉઠીને વૈરાગ્યયુક્ત થઈ વનમા જતો રહ્યો અને ગગાકિનારે એક ઝુપડી બનાવીને ત્યા રહ્યો અને કદમૂલ વગેરે ઉપર ગુજરાન ચલાવવા લાગ્યો ત્હેનો એક ભારે નિયમ એ હતો કે, તે કદી અસત્ય ભાષણ કરતો નહિ અને તે ઉપરથીજ સત્યવ્રત એવુ એનુ નામ પડયુ એનુ વાસ્તવિક નામ તો એના પિતાએ 'ઉતથ્ય' રાખ્યુ હતુ મૂઢતાને લીધે લોકો પોતાની નિન્દા કરે છે, એ કારણથી એને દુખ પણ થતુ, પરતુ દૈવનુ ઉલ્લઘન કરવાને કોઇ શક્તિમાન્ નથી, એમ સમજીને તે શાતિ રાખી રહ્યો હતો

એક દિવસ કોઇ વ્યાધે વરાહનો શિકાર કરવા સારૂ તેના ઉપર બાણ છોડયુ, તોપણ તેનાથી તેનુ મરણ નીપજ્યુ નહિ પરતુ તેના શરીરમાથી રૂધિર વહેવા લાગ્યુ અને પ્રાણ બચનુ માર્યું ત્યા આગળથી તે નાસી છુટયુ તે ડુક્કર નાસતા નાસતા એ સત્યવ્રતના આશ્રમમા ઘુસી ગયુ, ત્યારે તેના મુખમાથી 'ઐં ઐં' એ પ્રમાણે ઉચ્ચાર થઇ રહ્યો હતો તે સાભળીને સત્યવ્રત પણ ઐં ઐં કરવા લાગ્યો ત્યારબાદ તે ડુક્કર ત્યાથી નાસીને ઝાડીમા જઇને ભરાઇ બેઠુ એટલામા પેલો પારધી ડુક્કરને શોધતો શોધતો એ સત્યવ્રતના આશ્રમ આગળ આવીને પૂછવા લાગ્યો કે, હે મુને! અહીયાથી કોઇ ડુક્કર નાસી ગયુ છે? જો આપના જોવામા આવ્યુ હોય, તો ખરેખરૂ કહો આપને સત્યભાષણ કરવાનુ વ્રત છે, તે મ્હારા જાણવામા હોવાથીજ હુ આપને પૂછુ છુ તે વ્યાધનુ આવુ ભાષણ સાભળીને સત્યવ્રત ભારે વિમાસણમા પડયો કે, હવે મ્હારે આને શો જવાબ દેવો? અહી આગળથી મ્હે ડુક્કરને જતા જોયું છે, તેથી 'ના' એમ જો કહુ છુ, તો મ્હારૂ સત્યવ્રત આજે ખડિત થાય છે, અને અહી આગળથી પસાર થએલુ મ્હે જોયુ છે, એ પ્રમાણે જો કહુ છુ, તો આ પારધી જઇને એને મારી નાખશે જેનાથી

હિંસા થાય છે તે સત્ય નથી અને જેનાથી દયા, ઉપકાર થતો હોય, તે અસત્ય પણ સત્ય સમુ છે આ પ્રમાણે વિચારમા ઘણો સમય વીતી ગયો, તોપણ આવા ધર્મસંકટમા એને શો જવાબ દેવો તેની એને સૂઝ નહિ પડી. પરંતુ એ ડુક્કરના મુખેથી શ્રવણ કરેલા 'ऐ ऐ' એવા શબ્દોચ્ચારથી પ્રસન્ન થઇને દેવીએ એ સત્યવ્રતને વિદ્યા (જ્ઞાન) બક્ષી 'ऐ' એ અક્ષર બિન્દુ યુક્ત થતા 'ऐं' એ પ્રકારનુ વાગ્બીજ થાય છે સત્યવ્રતે જો કે બિન્દુ રહિત ઉચ્ચાર કર્યો હતો, તેમ છતા એ મત્રબીજના ઉચ્ચારને લીધે જગન્માતાએ એના ઉપર દયા કીધી

**ऐकारोच्चारणाद्देवी तुष्टा भगवती तदा ।**
**चकार कविराजं तं दयार्द्रा परमेश्वरी ॥**

વાલ્મીકિ મુનિના ઉપર સરસ્વતી જેમ પ્રસન્ન થઈ હતી, તેજ પ્રમાણે ऐकारના ઉચ્ચારથી ભગવતીએ ત્હેના ઉપર પ્રસન્ન થઇને સત્યવ્રતને મહાન્ પડિત કવિરાજ બનાવ્યો પરમેશ્વરી આવી દયાર્દ્ર ચિત્તવાળી હોય છે સત્યવ્રત જ્ઞાનસપન્ન થઇ જતા ત્હેણે પછી વ્યાધને આમ જવાબ દીધો. "હે વ્યાધ! જેણે દીઠો છે, ત્હેને વાણી નહિ હોવાથી, તે કેવી રીતે બોલી શકશે? અને જેને વાણી છે તે દૃષ્ટિશૂન્ય છે, તેથી તુ વારવાર પૂછે છે ખરો, પણ ત્હને જવાબ કોણ દઇ શકે તેમ છે? તુ ત્હારે રસ્તે સત્વર ચાલ્યો જા અને શોધ કર" આમ યુક્તિથી ત્હેને જવાબ દઇને વિદાય કર્યો અને સત્યવ્રત આશ્રમમા બેસી રહ્યો તેજ દિવસથી વાલ્મીકિના જેવો એ પણ કવિ થયો અને ત્હેણે દેવીના ઉપર ઘણી કવિતા રચી, તથા નિરતર 'ऐं' એ બીજનો જપ કરવા લાગ્યો આ પ્રકારનુ વૃત્ત દેવી ભાગવતના તૃતીય સ્કધમા વર્ણવેલુ છે, તેનુ સક્ષેપથી અત્રે નિરૂપણ કરેલુ છે હવે પ્રસગોપાત્ત વાલ્મીકિ મુનિના મુખેથી જે સરસ્વતી (વાણી) નીકળી ગઇ, તેનુ વિવેચન કરીશુ

નારદના મુખેથી શ્રીરામચરિત્ર શ્રવણ કર્યાબાદ, વાલ્મીકિ મુનિ એક દિવસ તમસા નદીને કિનારે ભરદ્વાજ શિષ્યની સાથે મધ્યાન્હના વખતે સ્નાન કરવા ગયા ત્યા સ્નાન કરીને, સધ્યાને માટે સ્થળ અવલોકન કરતા કરતા ચાલતા હતા, એટલામા એક નિષાદે ક્રૌચ પક્ષીના જોડાને જોઇને મહર્ષિની સમક્ષ તે માહેના એકને (નરને) મારી નાખ્યુ જ્યારે તેની પત્ની ક્રૌચી પતિને માટે દુખિત થઇને વિલાપ કરવા લાગી, ત્યારે મહર્ષિ વાલ્મીકિને દયા ઉપજી અને ત્હેમના મુખમાથી આવા ઉદ્ગાર નીકળી ગયા કે—

**मा निषाद प्रतिष्ठां त्वमगम शाश्वती समा ।**
**यत्क्रौञ्चमिथुनादेकमवधी काममोहितम् ॥**

હે નિષાદ ! ક્રૌંચ પક્ષીના જોડામાંથી એક કામમોહિત પક્ષીનો ત્હેં વધ કર્યો છે, તે કારણને લીધે તું ઘણા વર્ષ સુધી આ પૃથ્વીપર રહીશ નહિ. કામમોહિત પક્ષીનો વધ કરવો એ અધર્મ છે, તેથી તું અલ્પકાલમા જ મરજે આવી એમના મુખમાથી શાપવાણી નીકળી ગઇ, પરંતુ ત્યારબાદ 'તપનો વિઘાત કરનારૂ શ્રાપ વચન બોલાઇ જવાથી' એમને ચિન્તા ઉપજી પછી પોતાના આશ્રમમા આવ્યા, તોપણ વાલ્મીકિના ચિત્તમા તે પક્ષીના વધનો દેખાવ તેમજ શાપવચન પ્રત્યક્ષ રમી રહ્યા હતા, તેથી એમને કાંઇ ચહેન પડયુ નહિ એવામા સત્યલોકપતિ બ્રહ્મદેવનુ ત્યા આગળ આગમન થયુ, ત્યારે વાલ્મીકિએ ત્હેમનુ આદરાતિથ્ય કર્યું અને પોતે ત્હેમની પાસે બેઠા તોપણ એમનુ (વાલ્મીકિનુ) મન પેલા ક્રૌંચપક્ષીમાજ હતુ અને વ્યાધે દુષ્ટ કૃત્ય કર્યું હતુ, તેથી બ્રહ્મદેવની આગળ પણ પાછુ તેજ વચન એમને મ્હોડેથી નીકળી ગયુ બ્રહ્મદેવ તે સાભળીને બોલ્યા કે, ત્હે રચેલો આ શ્લોક યશોરૂપજ થશે, સશયનુ કાંઇપણ કારણ નથી હવે તુ નારદને મુખેથી શ્રવણ કર્યા મુજબ શ્રીરામચરિત્રનુ વર્ણન કરજે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ એવુ જે શ્રીરામનુ ચરિત્ર છે, તે સઘળુ ત્હને જ્ઞાત થશે; એમ કહીને બ્રહ્મદેવ અંતર્ધાન થઈ ગયા પછી મહર્ષિ વાલ્મીકિ મુનિએ શ્રીરામાયણની રચના કીધી હવે તેજ શ્લોક કીર્તિરૂપ કેમ થયો, તે દર્શાવીશુ

હે માનિષાદ (લક્ષ્મી પતે) શ્રી રામ ! તુ ચિરકાલ પર્યન્ત અખડિત અશ્વર્ય અને આનદમપજ થઇને વિજયી થા ! કેમકે, કુ ચા (કુટિલા રાક્ષસી) કૈકસીનો પુત્ર જે રાક્ષસ રાવણ તે ક્રૌંચ, અને ત્હેની સ્ત્રી ક્રૌંચી મદોદરી, તે ક્રૌંચ દપતીમાથી એક કામમોહિત થએલા દુરાચારી રાવણને ત્હે મારી નાખ્યો આ પ્રકારે વાલ્મીકિએ લક્ષ્મીપતિરૂપ શ્રીરામના સ્મરણરૂપ મગલ (કાવ્ય પ્રારભમા અવશ્ય કર્તવ્ય આશીર્વચન) કર્યું, એમ સમજવુ સારાશ, શાપરૂપે નીકળેલી વાણી ઇશ્વરના અનુગ્રહથી અખિલ કાવ્યાર્થનો સગ્રહ કરનારી મહર્ષિના મુખમાથી નીકળી અને તેઓશ્રી શોકરહિત થયા તેજ પ્રમાણે સત્યવ્રત વિચારમા પડયો હતો, પરતુ ભગવતીની પ્રેરણાથી ત્હેમના મુખમાથી વ્યાધને જવાબ દીધેલી વાણી નીકળી, અને તે પણ નિશ્ચિન્ત થયો વાલ્મીકિએ બ્રહ્મદેવના પ્રસાદથી જે પ્રમાણે રામાયણ રચ્યુ હતુ, તેજ પ્રમાણે સત્યવ્રતે ભગવતી જગદબાનુ ચરિત્ર બનાવ્યુ, અને એક મહાન્ કવિ તરીકે પ્રસિદ્ધ થયો માતાની આવી દયાર્દ્રતા જોઇને આપણે પણ ત્હેના પૂજન અર્ચન તથા ધ્યાન સ્મરણાદિને વિષે ચિત્તવૃત્તિ રાખવી જોઇએ. નહિ

રાખીશુ તો એનાંજ અવિદ્યારૂપવડે મોહ પામીને સસારને વિષે ભટક્યા કરી દુ ખનો અનુભવ કરતા કરતા જીવન ગુજારવુ પડશે, એ નિ સશય સમજવુ

આના ઉપર કેટલાક એવી શકા કરે છે કે, માયારૂપ ભગવતીની ઉપાસના કરવાનુ કહો છો, પરતુ માયા તો મિથ્યા છે, તથા મુક્તિમા માયાનો કશો સબધ નહિ રહેનો હોવાથી, તેની ઉપાસનામા શ્રદ્ધા થતી નથી એના સમાધાનમા એવુ સમજવાનુ છે કે, વેદાન્તમા જે માયાને મિથ્યા કહી છે, તે માયા અધિષ્ઠાન બ્રહ્મરૂપને વિષે કલ્પિત હોવાથી, તેની સત્તા (અસ્તિત્વ) અધિષ્ઠાનથી ભિન્ન નથી પરતુ તે માયામા બ્રહ્મની સત્તા હોવાથી માયાની ઉપાસના કરવા છતાય બ્રહ્મનીજ ઉપાસના થાય છે બ્રહ્મોપાસનામા પણ, માયાશક્તિ તેનાથી ભિન્ન નહિ હોવાથી કેવળ બ્રહ્મની ઉપાસના તેને કહી શકાશે નહિ, ખરૂ જોતા તે શક્તિયુક્ત બ્રહ્મનીજ ઉપાસના હોય છે તેજ પ્રમાણે માયાની ઉપાસના પણ, માયા બ્રહ્મથી ભિન્ન નથી, તેથી બ્રહ્માધિષ્ઠાન-યુક્તજ તેની ઉપાસના થાય છે સારાશ, માયાની બ્રહ્મરૂપતાજ સમજવી સૂર્યને વિષે પ્રભા અને ચદ્રમા ચદ્રિકા જેમ સ્વાભાવિક રહે છે, તેજ પ્રમાણે માયા પણ બ્રહ્મને વિષે સ્વાભાવિક છે અગ્નિમા હોમ કરો કિવા તેની શક્તિમા હોમ કરો, બધુ એકજ છે, તેજ પ્રમાણે બ્રહ્મની ઉપાસના કરો તો પણ માયાની થાય છે, અને માયાની કરો તો પણ બ્રહ્મનીજ થાય છે માયા વિના કેવળ બ્રહ્મની ઉપાસનાની ઇચ્છા નિષ્ફળ છે દેવી અથર્વશીર્ષમા કહ્યુ છે કે—

**'सर्वे वै देवा देवीमुपतस्थु कासि त्वं महादेवि इत्यादि**

એક વખત અખિલ દેવો દેવીની પાસે જઇ, હ્રેને પૂછવા લાગ્યા કે, હે મહાદેવિ ! તુ કોણ છે ? આવુ સાભળ્યા બાદ દેવીએ ઉત્તર આપ્યો કે, **'अह ब्रह्मस्वरूपिणी'** હુ બ્રહ્મસ્વરૂપ છુ આ પ્રકૃતિપુરૂષાત્મક જગત્ મ્હારા વડે ઉત્પન્ન થયુ છે ઇત્યાદિ બહુ બહુ પ્રકારે ત્યા સગુણ નિર્ગુણનો ભેદ કહ્યો છે ભગવતીનુ બ્રહ્મરૂપત્વ સપ્તશતીની ગુપ્તવતી ટીકાના ઉપોદ્ઘાતમા કર્યુ છે તે, તથા અન્યત્ર પુરાણ ઉપનિષદાદિ ગ્રથોમા જોઇ લેવુ વળી આ પણ ખ્યાલ કરો એક આશ્ચર્યની વાત છે ! મનુષ્ય દેવીની આગળ હ્રેની પ્રસન્નતાને કાજે જે પશુ ( બકરા ) નો વધ કરે છે, તેને માટે મહાત્મા નરહરિનાથ લખે છે કે, ભાઇઓ ! ભગવતીનુ કેવુ સ્વરૂપ છે ? અને પશુ કોણ છે ? તેનો વધ શી રીતે કરવામા આવે, તો પરમસુખની પ્રાપ્તિ થાય ? એ તમે સમજતા નથી જુઓ જ્ઞાની મહાત્માપુરૂષ કેવી રીતે અર્ચન પૂજન પશુવધ કરે છે તે

चित्ताहंकृतिबुद्धिमानसमयैर्युक्तं चतुर्भि पदै-।
श्छित्वान्त करणं पशु परशुना बोधेन तीक्ष्णेन य ।
चित्खंडीचरणांबुजार्चनमनुप्राप्त प्रसाद परम् ।
किं चित्र चरणे लुठन्ति रभसात्तस्याखिला सिद्धय ।

ચિન્ત, અહકાર બુદ્ધિ અને મન એવા અત કરણના ચાર ભાગ છે વસ્તુત અત કરણનુ તો એકજ રૂપ છે, પરતુ ક્રિયા ભિન્ન ભિન્ન હોવાથી ચાર પ્રકારના નામ થયા વ્યવહારમા પણ એક આદમીના જૂદા જૂદા કાય કરવાથી અનેક નામ પડે છે પૂજા કરે તો પૂજારી, રસોઈ કરે તો રસોઇઓ, ભણાવે તો અધ્યાપક (શિક્ષક), કોઇને ત્યા નામુ લખવાનુ કામ કરવાથી કારકૂન, એ પ્રમાણે પેટને ખાતર ભિન્ન ભિન્ન સમયપર નિરાળા નિરાળા કાર્ય્ય કરતો હોય, તો તેથી શુ તે એકજ વ્યક્તિના ઘણા નામ નહિ થયા ? તેજ પ્રમાણે અત કરણના પક્ષમા સમજી લેવુ સકલ્પ વિકલ્પ કરે ત્યારે મન, ચિન્તન કરતા લાગતા ચિત્ત, નિશ્ચય કરે તે વખતે બુદ્ધિ, અને અહકૃતિ આવી જતા અહકાર, એવી ચાર પ્રકારની ક્રિયા ઉપરથી ચાર નામ થયા છે અસ્તુ !

અત કરણ એ ચારે પાદોથી યુક્ત હોવાથી તેમજ અજ્ઞાતાને લીધે પણ એનુ પશુની સાથે સામ્ય છે કેમકે, પશુને ચાર ચરણ તેમજ અજ્ઞતા હોવાનું પ્રસિદ્ધજ છે વળી, એ ઉપરાત '**अजामेकां लोहितशुक्लकृष्णा**' એ શ્રુતિમા પ્રકૃતિ (માયા) ને અજા (જન્મ રહિત તથા બકરી ) કહી છે અત કરણ એ અજા (જન્મરહિત માયા અથવા બકરી) નુ કાર્ય હોવાથી, તેને વિષે અજત્વ સ્વાભાવિકજ પ્રાપ્ત થાય છે કેમકે, અજા ( બકરી ) વડે ઉત્પન્ન થનારો અજ (બકરો) જ થશે, ઘોડો, બળદ વગેરે કોઈ વિજાતીય પશુ નહિ થાય એટલામાટે, એ અત કરણરૂપી અજપશુને તીક્ષ્ણ જ્ઞાન-રૂપ એવો જે પરશુ (પરશુ યાને કુહાર જે પ્રકારે વૃક્ષાદિનો ઉચ્છેદ કરે છે, તેજ પ્રમાણે જ્ઞાન પણ 'પર' યાને દ્વૈત સમૂહનો ઉચ્છેદ કરે છે, તેથી તેને પરશુનુ સામ્ય સમજવુ '**परं द्वैतजात श्यति च्छेदयतीति परशु**' એવી એની વ્યુત્પત્તિ સમજવી ) તેના વડે મારીને, જે જ્ઞાની ચિન્માત્ર આત્મસ્વરૂપ ચડીના ચરણકમળ ( આરોપનુ અધિષ્ઠાન અને [1]અપવાદનુ

[1] દોરડાના ઉપર સર્પ સમુ આત્માને વિષે અનાત્મ વસ્તુનુ આરોપણ એ અધ્યારોપ કહેવાય છે, અને તેનો જે નિરાસ તે અપવાદ છે જેના ઉપર આ પ્રપચનો આરોપ કરવામા આવે છે, અને તેનુ નિરસન કર્યાબાદ જે અવશિષ્ટ રહે છે, તે એક બ્રહ્મરૂપ આત્માજ છે જેમ દોરી ઉપર સપનો આરોપ, અને સર્પનિરાસ કર્યાબાદ દોરીજ રહે છે, તેજ પ્રમાણે

અધિષ્ઠાન એવા બે કલ્પિતાશ છે તે માહેના અપવાદાધિષ્ઠાનરૂપ પાદ)નુ અર્ચન કરે છે, યાને જગતનો અપવાદ કરીને કેવળ તદનુસંધાન કરે છે, ત્હેને નિરાવરણ આત્માનદરૂપ સર્વોત્કૃષ્ટ પ્રસાદ મળે છે તે આત્મસાક્ષાત્કારસપન્ન યોગીના ચરણમા ત્હેને ઇચ્છા નહિ હોવા છતાય, અણિમાદિ અખિલ સિદ્ધિઓ આળોટે છે, પડી રહે છે એ હમારો અગિકાર કરે તો હમે સફલ થઇશુ, એ હેતુથી સ્વેચ્છાથી ત્હેની ચરણ સેવાને વિષે તત્પર થાય છે, એમા આશ્ચર્ય અગર સદેહ માનવો નહિ એટલામાટે દેવીના ઉપાસકોએ ત્હેનો પ્રસાદ પ્રાપ્ત કરવા સારૂ ત્હેની આગળ બાહ્યપશુ અજ (બકરા)નો ઘાત નહિ કરતા ઉપરોક્ત અન્ત કરણરૂપી અજને કાપી નાખવાની જરૂર છે એજ આરાધના ઉત્તમ કહેલી છે, પરતુ અજ્ઞજનો ક્યા તે સમજે છે ?

એક રાજા ભગવતીનો ઉપાસક હતો અને દર્શનને ખાતર ત્હેની આરાધના કરતો હતો એની સેવાથી પ્રસન્ન થઇને, દેવીએ એક દિવસ એને એવુ સ્વપ્ન આપ્યુ કે, “મ્હારા દર્શનની ત્હારી ઇચ્છા ત્યારેજ પૂરી થાય કે જ્યારે તુ ત્હારૂ શરીર મ્હને અર્પણ કરી શકે” રાજાએ વિચાર કીધો કે, દેવીને બલિ પ્રિય હોય છે, એવુ સાભળ્યુ છે, તેજ પ્રમાણે એણે મ્હારી પાસે શરીર માગ્યુ છે તો હવે હુ કોઇને ધન આપીને ત્હેને બલિમા અર્પણ કરૂ પરતુ રાજાએ એ વિચાર કર્યો નહિ કે, હુ પોતે દેવીનો ભક્ત છુ અને દર્શનની ઇચ્છા રાખુ છુ, તેમ છતા મ્હારૂ પોતાનુ શરીર દેવીને અર્પણ કરવાની મ્હારી હિમ્મત ચાલતી નથી, તો પછી બીજો કોણ એવો મળવાનો હતો કે જે દ્રવ્ય લઇને તેના બદલામા પ્રાણ આપી શકે ? મર્યા પછી દ્રવ્યનો કોણ ઉપયોગ કરી શકે તેમ છે ? અસ્તુ ! રાજાએ લોકોને દાડી પીટાવીને જાહેર કીધુ કે, ‘જે કોઇ પોતાનુ શરીર દેવીના બલિને ખાતર આપશે, ત્હેને હું પુષ્કળ દ્રવ્ય આપીશ’ પરતુ કોઇએ પણ તેનો અગિકાર કર્યો નહિ આખરે એક દિવસ શિકારને માટે રાજા જ્યારે અરણ્યમા ગયો, ત્યારે કોઇ જડભરત જેવો જીવન્મુક્ત મહાત્મા પુરૂષ ત્હેના જોવામા આવ્યો ત્હેણે પોતાના સિપાઇઓ મારફત એનેજ પકડાવી મગાવ્યો અને ત્હેને પૂછ્યુ કે, તુ કોણ છે ? કાઇપણ જવાબ નહિ દેતા તે કેવળ હસવા લાગ્યો. જીવન્મુક્ત પુરૂષની સ્થિતિ ‘બાલ, ઉન્મત્ત, પિશાચ’ના જેવીજ હોય છે. અર્થાત્ સર્વના એક લક્ષણ હોતા નથી રાજાને તે પુરૂષ ઉન્મત્ત જેવો લાગ્યો, અને એ ત્હેને બલિ તરીકે અર્પણ કરવાને પોતાની સાથે નગરમાં લઇ આવ્યો બીજે દિવસ ત્હેને લઇને જગદબાના મદિરમા આવીને પૂજા વગેરે કર્યાબાદ, રાજાએ પોતાની તરવાર બ્હાર કાઢીને ત્હેને કહ્યુ કે, ‘હવે

હુ મ્હારૂ મસ્તક કાપીને દેવીને અર્પણુ કરૂ છુ, પરતુ તેનાથી તે જ્ઞાનીને કાઇપણુ વિષાદ કે દુ ખ થયુ નહિ કેમકે, એની દૃષ્ટિ આત્મમય બની ગઈ હતી રાજાને, દેવીને, તરવારને તથા બીજા બધાયને તે એક બ્રહ્મરૂપે જોતો હતો ગીતામા સ્થિરપ્રજ્ઞ જ્ઞાનીના લક્ષણુમા કહ્યુ છે કે —

दु खेष्वनुद्विग्नमना सुखेषु विगतस्पृह ।
वीतरागभयक्रोध स्थितधीर्मुनिरुच्यते ॥

આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક ઈત્યાદિ ત્રિવિધ દુ ખોની પ્રાપ્તિ થવા છતાય જેનુ મન ખેદ પામતુ નથી તથા સુખને માટે જેને ઇચ્છા થતી નથી, દૈવયોગે ઇષ્ટ વસ્તુઓનો લાભ થાય, તોપણુ તેનાથી જેને આનદ થતો નથી, રાગ અને ભય ક્રોધ વગેરેને જેણે તજી દીધા છે, તે મનનશીલને સ્થિતપ્રજ્ઞ અને સિદ્ધપુરૂષ કહે છે તાત્પર્ય, ત્હેની ભેદ દૃષ્ટિ દૂર થવાથી બ્રહ્મ સિવાય બીજુ કશુય ત્હેને પ્રતીત થતુ નથી રાજાએ તે સિદ્ધપુરૂષને કાપી નાખવાને ખડ્ગ કાઢ્યુ પરતુ વૃક્ષને કાપવા સારૂ કોઇ કુઠાર લઇને તેની પાસે જાય, તો તે જેમ નિશ્ચલ રહે છે, કિવા પત્થરને કાપે છે તે વખતે તે જેમ અચલ રહે છે, કશીય હીલચાલ કરતો નથી, તેજ પ્રમાણે તે પણુ અચલ રહ્યો તરવારનો પ્રહાર ત્હેની ગરદનપર કરવાની તૈયારીજ હતી, એટલામા દેવીએ મદિરમા આકાશવાણી (બોલનારાનુ શરીર નહિ દેખાતા કે સમજાના જે ભાષણુ કાનપર પડે છે તે) કરીને કહ્યુ કે, હે રાજા ! આ વિદ્વાનને છોડી મુક બ્રહ્મવેત્તા હોવાથી, એ મ્હારો આત્માજ છે તુ કેટલો બધો મૂઢ છે ! અરે, પહેલા મ્હે જે ત્હને કહ્યુ હતુ કે, 'ત્હારૂ શરીર મ્હને અર્પણુ કર' તેનુ તાત્પર્ય એ ન્હોતુ કે ત્હારે પોતાનુ અગર બીજા કોઇનુ શરીર કાપીને મ્હને બલિમા આપવુ મ્હારા સ્વરૂપના યથાર્થ જ્ઞાનને સારૂ અને સાક્ષાત્કારને માટે ત્હારે ત્હારૂ માનસશરીર (સૂક્ષ્મદેહ) મ્હને અર્પણુ કરવાનો હતો અર્થાત્ 'અહ મમ' ભાવ તજીને મ્હારા સ્વરૂપનુ સદૈવ અનુસધાન કરી મ્હારામા મનોલય કરી દેવો જોઇતો હતો એ વાત ત્હે જાણી નહિ, અને આ જ્ઞાની પુરૂષનો શિરચ્છેદ કરવા તુ મ્હારા સતોષને ખાતર તૈયાર થયો છે પરતુ જે મ્હારો આત્માજ છે, તેના ઘાતથી કલ્યાણુને બદલે અકલ્યાણુ થશે આવુ વચન સાભળીને રાજા ભયભીત થયો, અને ત્હેણે તે સિદ્ધ પુરૂષની ક્ષમા માગી તથા ત્હેને પ્રણામ કર્યા અને છોડી મૂકયો ત્યારપછી રાજાએ દેવીને ખાતર કદીપણુ કોઇ જીવનો ઘાત કર્યો નહિ અને દેવીના વચનને અનુસરીને ત્હેણે હરહમેશ પોતાનુ માનસશરીર ત્હેને અર્પણુ કીધુ એજ આરાધના ઉત્કૃષ્ટ છે.

સૂતસંહિતામાં પરાશક્તિની બાહ્ય અને આભ્યંતર ભેદથી બે પ્રકારની પૂજા કહેલી છે તેમાં વૈદિક અને તાન્ત્રિક ભેદથી બાહ્યપૂજા પણ દ્વિવિધ અને સલક્ષણ વર્ણવી બતાવેલી છે તથા આભ્યંતરના પણ સાધાર અને નિરાધાર એવા બે ભેદ કથન કર્યા છે વર્ણરચિત શરીરરૂપ આધારને વિષે સાધાર પૂજા અને જ્ઞાનરૂપ આત્માને વિષે નિરાધાર પૂજા કહી છે વિસ્તાર મૂળ ગ્રંથમાંથી જોઈ લેવો, અહીં પ્રસંગોપાત્ત થોડુંક વિવેચન કરવામાં આવશે સર્વોત્તમ નિરાધાર પૂજા કેવી રીતે કરવી ? તો —

या पूजा संविदि प्रोक्ता सा तु तस्यां मनोलय ।
संविदेव परा शक्तिर्नेतरा परमार्थत ॥
अत संसारनाशाय साक्षिणीमात्मरूपिणीम् ।
आराधयेत्परां शक्तिं प्रपञ्चोल्लासवर्जिताम् ॥
स्वानुभूत्या स्वयं साक्षात्स्वात्मभूतां महेश्वरीम् ।
पूजयेदादरेणैव पूजा सा पुरुषार्थदा ॥

ચૈતન્યરૂપ આત્માને વિષે મનનો લય કરવો એજ નિરાધાર પૂજા સમજવી પરાશક્તિ જેને કહે છે, તેજ જ્ઞાનસ્વરૂપ આત્મા છે એટલામાટે સંસાર નાશને માટે પ્રપંચ ઉલ્લાસ રહિત, સાક્ષીભૂત એવી એ આત્મરૂપ પરાશક્તિનું આરાધન કરવું સ્વાનુભવથી પોતાના આત્મભૂત મહેશ્વરીને સાક્ષાત્ જાણીને તેહનું આદરપૂર્વક પૂજન કરવું, તેનાથી મોક્ષાખ્ય પરમ પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે તાત્પર્ય, આત્મરૂપ ચંડીનું આરાધન અને પૂર્વોક્ત અંતઃકરણરૂપ પશુનો વધજ આનંદપ્રદ છે

પદ્મપુરાણમાં દેવીમૂર્તિની ગણના કરી છે, તે પ્રકરણમાં કહ્યું છે કે —

चित्तेषु चित्कलानाम शक्ति सर्वशरीरिणाम् ।

અખિલ દેહધારીઓના ચિત્તમાં જે ચિત્કલા છે, તે શક્તિજ છે એથી નિરાધાર પૂજામાં ચિદ્રૂપની સાથે અભેદ ભાવના રાખવાનું જે કહ્યું, તે યોગ્યજ સમજવું એ ચિદ્રૂપચંડીને (જ્ઞાન) પુષ્પ પ્રિય હોય છે, એવું વર્ણન મળે છે ચૈતન્ય એ બીજા પણ એવા પુષ્પોનું ઉપલક્ષણ સમજવું

अहिंसा प्रथम पुष्पमिन्द्रियाणां च निग्रह ।
क्षान्ति पुष्पं दया पुष्प ज्ञानपुष्प पर मतम् ।
तप पुष्पं सत्यपुष्प भावपुष्पमथाष्टमम् ॥

મનથી, વાણીથી, શરીરવડે કોઇને પીડા કરવી નહિ એજ અહિંસા પહેલું પુષ્પ છે ઇન્દ્રિયાદિકોને તેમના વિષયોમાંથી નિવૃત્ત કરવા, એને પ્રત્યાહાર કહે છે, તે બીજું પુષ્પ ક્ષમા, કોઇએ કાંઇ અપકાર કર્યો હોય-

તો પણ ક્રોધ ઉત્પન્ન નહિ થવો, એ તૃતીય પુષ્પ પ્રાણીઓના ઉપર કૃપા કરવી, એ ચતુર્થ પુષ્પ આત્મજ્ઞાન પામવુ અને સહુથી ઉત્કૃષ્ટ પુષ્પ છે તપ, શીતોષ્ણાદિ દ્વન્દ્વોને સહન કરવા એ છઠ્ઠુ પુષ્પ. સત્ય ભાષણ એ સાતમુ પુષ્પ અને ભાવ યાને ભક્તિ પ્રેમ એ અષ્ટમ પુષ્પ જાણવુ પુષ્પ પાસે હોય તોજ પૂજા થાય છે, તેજ પ્રમાણે નિરાધાર પૂજા કરનારાએ ઉપરોક્ત આઠ પ્રકારના પુષ્પો સપાદન કરવા, અને પછી તે પૂજાને વિષે બેસવુ, તોજ ચિચ્ચડીની સાથે અભેદભાવનારૂપ પૂજા કરવાને માટે સમર્થતા (લાયકાત) આવશે મતલબ એ છે કે, ભગવતી બ્રહ્મરૂપિણી આત્મરૂપિણી છે, એમ સમજીને ઉપાસકે ત્હેની અભેદરૂપથી આરાધના કરવી ઉચિત છે

કુરૂક્ષેત્રમા કૌરવ પાડવનુ લશ્કર યુદ્ધને માટે એકઠુ થયુ હતુ એ યુદ્ધના પ્રારભમા યદુપતિએ અર્જુનને કહ્યું કે, હે વિજય ! તુ પ્રથમ આ રથની નીચે ઉતરીને હાથ જોડીને દુર્ગાની આરાધના કર, તેમ કર્યાથી તુ શત્રુસૈન્યરૂપી સમુદ્રને સુખરૂપતાથી ઉતરી જશે, અન્યથા એ દુસ્તર છે માતાના આશીર્વાદથી સકલ કાર્ય સિદ્ધ થાય છે ભગવાનનુ આવુ ભાષણ સાભળીને અર્જુને રથની નીચે ઉતરીને હસ્તપાદ પ્રક્ષાલનપૂર્વક દેવીનુ ધ્યાન અને સ્મરણ કર્યું આ ઉપરથી સમજવુ ઉચિત છે કે, વાહનાદિ ઉચ્ચ સ્થાનપરથી ઉતરીને શુચિર્ભૂત થઇને હાથ જોડીને નમ્રતાથી ધ્યાન સ્તવન વગેરે કરવુ જોઇએ આપણે તો પહેલા શરીરરૂપી રથ ઉપરથી નીચે ઉતરતાજ નથી, અર્થાત્ અહકાર છોડતા નથી, તથા અતર્બાહ્ય શુચિ થતા નથી અને ઉદ્ધતપણેજ સર્વ કાઇ થયા કરે છે તો પછી દેવ અને દેવીનો પ્રસાદ શી રીત્યે થઇ શકે ? અને આ સસારરૂપી દુસ્તર અર્ણવને કેમ તરી શકીશુ ? અસ્તુ ! અર્જુન કહે છે કે —

‡मेधासि देवि विदिताखिलशास्त्रसारा ।
दुर्गासि दुर्गभवसागरनौरसङ्गा ।
श्री कैटभारिहृदयैककृताधिवासा ।
गौरी त्वमेव शशिमौलिकृतप्रतिष्ठा ॥

હે દેવિ ! અખિલ શાસ્ત્રનુ તત્ત્વ જેને જ્ઞાત છે, એવી સરસ્વતી તે તુજ છે અષ્ટાગયોગ તથા કર્મોપાસનારૂપ કનેશીત્રડે ત્હારી પ્રાપ્તિ થાય છે,

‡ ભારતમા અર્જુને દેવીની જે સ્તુતિ કરેલી છે તેના બદલામા આ સપ્તશતીનો શ્લોક મૂકેલો છે, માટે કોઇએ શકા ન કરવી કે અર્જુને આ સ્લોકથી ક્યારે સ્તુતિ કરી હતી ? મુખ્ય તાત્પર્ય, અર્જુને દેવીનુ સ્તવન કરેલુ છે તેમા છે, પછી તે ગમે તે સ્લોકથી થએલુ હોય

તેથી તું દુર્ગા છે પરંતુ જે લોકો આ પ્રકારનું દુઃખ સહન કરીને ત્હારી આરાધના કરે છે, ત્હેમને આ દુસ્તર સંસારસમુદ્રમાંથી તારવાને માટે તું અદ્વિતીય નૌકાવત્ થઇ પડે છે લૌકિક નૌકા કર્ણધારયુક્ત થાય તો તારે છે, નહિ તો અનર્થમાં ગબડાવી પાડે છે પરંતુ કર્ણધાર રહિતજ તું તો પેલેપાર કિનારી દે છે, એ ત્હારી અલૌકિકતા છે હે ભગવતિ! શ્રીવિષ્ણુના વક્ષ સ્થલ ઉપર અદ્વિતીયતાથી જેનો વાસ છે, તે લક્ષ્મી તુંજ છે તથા શંકરની પ્રતિષ્ઠા યાને ઉત્કર્ષ જેણે કર્યો, કિંવા શંકરના અર્દ્ધાંગમાં જેણે સ્થિતિ કરી છે, તે ગૌરી તુંજ છે શક્તિવિના શિવની શી પ્રતિષ્ઠા છે? કશીય નહિ. આચાર્ય ભગવત્ પુજ્યપાદ લખે છે કે —

शिव शक्त्या युक्तो यदि भवति शक्तः प्रभवितुं ।
न चेदेवं देवो न खलु कुशलः स्पन्दितुमपि ॥

શંકર જો શક્તિ યુક્ત હોય, તોજ આ અખિલ વિશ્વની ઉત્પત્તિ કરવાને સમર્થ થાય છે અને જો ના હોય તો, પોતે કુશલ હોવા છતાંય સહજ ચલન કરવાને પણ શક્તિવાન્ થતા નથી આ ઉપરથી શિવની પ્રતિષ્ઠા જે થાય છે, તે શક્તિવડેજ થાય છે, એ ધ્યાનમાં આવશે અર્જુન કહે છે કે, દુસ્તર ભવાર્ણવમાંથી જો તું તારી શકે છે, તો શત્રુ-બલાર્ણવમાંથી તારવાનું કામ શું ત્હને કઠીણ થઇ પડશે? એટલા માટે, હું આપને નમન કરૂં છું, મ્હારા ઉપર કૃપા કરો

પદ રાગ, ભૂપ–તાલ દીપચંદી

નમામિ મહિષાસુરમર્દિની। મહિષમસ્તકનટનભેદવિનોદિની માલિની શૂલિની, પ્રણતજન સૌભાગ્યજનની ॥ મહિષા૦ ॥ ટેક ॥ શંખ ચક્ર શૂલાંકુશ પાણી શક્તિ સેના મધુરવાણી। પંકજનયની પન્નગવેણી પાલિત ગુરૂગુહ પુરાણી। શંકરાર્ધશરીરિણી સમસ્ત–દેવ સ્વરૂપિણી, કંકણાલંકૃતા જનની કાત્યાયની નારાયણી ॥ મહિષા૦ ॥ ૧ ॥

આ પ્રમાણે હાથ જોડીને અર્જુને હૃદયમાં પૂર્વોક્ત ધ્યાન કર્યું અને સ્તવન કર્યું કે, હે ભગવતી જગદંબા! જે પ્રમાણે મહિષાસુરે દેવતાઓના ઐશ્વર્ય અને અધિકારને છીનવી લઇને ત્હેમને ત્રાસ પમાડયો હતો, તેજ પ્રમાણે હમારો રાજ્યાદિ વૈભવ કૌરવોએ હરી લીધો છે તો હે જગદંબા! દેવતાઓને ખાતર આપે જે પ્રમાણે મહિષાસુરનો નાશ કીધો, તેજ પ્રમાણે હમારા શત્રુઓનો નાશ કરવામાં પણ આપ સહાય કરો, અને મ્હારા

અંતઃકરણમાં પણ આપ શક્તિરૂપે સ્થિત થઇને, એમનો સંહાર કરીને હમારૂં રાજ્યપદ હમને પ્રાપ્ત કરાવી દે।

અચિન્ત્યરૂપચારિતે સર્વશત્રુવિનાશિની ।
रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥

હે દેવિ ! ત્હારૂં શરીર તથા ચરિત્ર મનવાણીને અગોચર છે સકલ શત્રુઓનો નાશ કરવાને તું સમર્થ છે ચંડમુંડ, રક્તબીજ, શુંભનિશુંભ ઇત્યાદિ દુષ્ટ રાક્ષસોનો ત્હેંજ ઘાત કરીને દેવાદિ અખિલ જગતને સુખપ્રદાન કર્યું છે એથી રૂપ (ક્ષત્રિયોનું શૌર્યજ લાવણ્ય હોય છે તે) મ્હને આપો, તથા વિજયની અને કીર્તિની પ્રાપ્તિ કરાવી દો તેમજ મ્હારા શત્રુઓનો સંહાર કર અર્જુનના આ પ્રકારના સ્તવનથી પ્રસન્ન થએલી જગદંબા અંતરિક્ષ મંડલમાં સ્થિત થઇને બોલી કે, હે વિજય ! જે પ્રકારે મહિષાસુર મ્હને યશ, લોકોને સુખ અને ગૃધ્રાદિ પક્ષીઓને માસ ભક્ષવાને માટે મરણ પામ્યો હતો, તેજ પ્રમાણે ત્હારા શત્રુઓ પણ મરી જશે અને—

स्वल्पेनैव तु कालेन शत्रून् जेष्यसि पाण्डव ।
नरस्त्वमासि दुर्धर्ष नारायणसहायवान् ।
अजेयस्त्वं रणेऽरीणामपि वज्रभृतः स्वयम् ॥

તું અલ્પકાળમાં ત્હારા શત્રુઓને જીતીશ અને રાજ્ય સંપાદન કરીને ત્હારા ભાઇઓની સંગાથે ઘણો સુખી થઇશ શત્રુઓને તું અજય્ય છે, એટલુંજ શું ? પરંતુ ઇન્દ્રને પણ તું દુર્ધર્ષ છે કેમકે તું નરનો અવતાર અને નારાયણ ત્હારી સહાય કરે છે એમ કહીને ભગવતી અન્તર્ધ્યાન થઇ ગઇ દેવીએ અર્જુનને પૂર્વ સ્વરૂપ (નર) નું સ્મરણ કરાવી દીધું, અને ત્હેના મનમાં જે પરાભવની શંકા થઇ હતી, તેને દૂર કરી દીધી આપણે પણ શત્રુઓથી ડરીએ છીએ, પરંતુ જે સમયે ગુરૂ આપણને '**तत्त्वमसि**' આદિ વાક્યોનો ઉપદેશ કરીને, આપણા પૂર્વરૂપનું સ્મરણ કરાવી દે, તે વખતે આપણે પણ નીડર થઇશું ત્યાં સુધી (ગુરૂ પ્રાપ્ત થતાં સુધી), આપણે ભગવતીની આરાધના અને પ્રાર્થના કરવી જોઇએ કેમકે, આપણને પણ પાણ્ડવોની પેઠે શત્રુઓએ સ્વરાજ્ય (આત્મપદ) ઉપરથી ભ્રષ્ટ કરીને સંસારારણ્યને વિષે ભ્રમણ કરતા કરી દીધા છે તે અરણ્યવાસની સમાપ્તિ કરીને અજ્ઞાન (જીવન્મુક્ત) વાસ ભોગવ્યા બાદ, કૈવલ્યપદ પ્રાપ્ત થવાનું છે તેની પ્રાપ્તિને કાજે ગુરૂનો આશીર્વાદ મળે, તોજ જીવન્મુક્તિ રૂપી અજ્ઞાતવાસ નિર્વિઘ્ન થઇને આપણે સ્વરાજ્યને વિષે સ્થિત થઇ શકીએ અને તત્વત ગુરૂ અને ભગવતી જગદંબા એકરૂપજ છે લલિતા સહસ્ર નામમાં કહ્યું છે કે—

**गुरुमूर्तिर्गुणनिधिर्गोमाता गुहजन्मभू ।**

ગુરૂજ જેનુ શરીર છે 'ગુ' કાર સદ્રૂપ બ્રહ્મનો વાચક છે અને 'રૂ' કાર જ્ઞાનનો વાચક છે ગુરૂ બ્રહ્મજ્ઞાનનુ મુખ્ય રૂપજ હોવાથી તત્પૂર્ણ શરીરને 'ગુરૂ' સજ્ઞા પ્રાપ્ત થાય છે '**ब्रह्मविद्ब्रह्मैव भवति**' બ્રહ્મને જાણનારો બ્રહ્મરૂપજ થાય છે, એવુ શ્રુતિમા કહ્યુ છે તથા તત્રરાજમા ગુરૂનુ લક્ષણ કહેતી વખતે આ પ્રમાણે કહ્યુ છે કે —

**असंशय सशयच्छिन्निरपेक्षो गुरुर्मत ।**
**असंशयस्तत्त्ववित्त्व तच्छित्तत्प्रतिपादनात् ॥**

જે જાતે સશય રહિત અને બીજાના સશયનો નાશ કરનારો તથા અપેક્ષાશૂન્ય હોય છે, તેજ ગુરૂ વેદશાસ્ત્રને સમત છે જે તત્વવેત્તા હોય છે, તેજ સશય રહિત હોય છે '**छिद्यन्ते सर्वसंशया**' એવી શ્રુતિ છે તેમા એજ કહ્યુ છે કે, બ્રહ્માદિસ્તબપર્યન્ત નિખિલ ભૂતોને વિષે એકજ પરમાત્મા છે, એવો અનુભવ થાય, ત્યારેજ સર્વ પ્રકારના સશયો વિચ્છિન્ન થાય છે ત્યા સુધી તો કાઇને કાઇ સશય ચોટીજ રહે છે તથા એ તત્વનુ પ્રતિપાદન કરીને બીજાના સશયનુ જે છેદન કરે છે, ત્હેનેજ સશયરહિત અને સશય છેદક કહેવામા આવે છે, અને એમ હોય, તો પછી શાની અપેક્ષા રહે ? સારાશ, જ્યા કાઇ પણ અપેક્ષા હોય, ત્યાજ સશયની સ્થિતિ સમજવી આ પ્રકારે ગુરૂ બ્રહ્મરૂપ હોવાથી, અને ભગવતી બ્રહ્મરૂપ હોવાથી, એ બન્નેના અભેદને લીધે 'ગુરૂ મૂર્તિ' એ નામ ભગવતીનુ પ્રસિદ્ધ છે એજ કારણને લીધે નિત્યાહ્રદયમા કહ્યુ છે કે —

**तामिच्छाविग्रहा देवीं गुरुरूपां विभावयेत् ।**

પોતાની ઇચ્છાનુરૂપ શરીર ધારણ કરનારી એવી જે દેવી છે, ત્હેની ગુરૂરૂપથી ભાવના (ધ્યાન) કરવી ભગવતીજ ગુરૂરૂપ ધારણ કરીને અથવા સ્વયરૂપથી પણ કેટલીક વાર ઉપદેશ કરે છે જેમકે, હયગ્રીવને ભગવતી-એજ અખિલ રહસ્ય સમજાવ્યુ હતુ એ ઇતિહાસનુ અત્રે કાઇક નિરૂપણ કરીશુ

ભગવાન્ વિષ્ણુ એક વખત યુદ્ધથી પરિશ્રાન્ત થઇને, ધનુષ્યના ટોચ ઉપર ગરદન રાખીને સૂઇ રહ્યા હતા એવે સમયે બ્રહ્માઇન્દ્રાદિ દેવતાઓને યજ્ઞ કરવાની ઇચ્છા થતા તેઓ સઘળા યજ્ઞપતિ વિષ્ણુના દર્શનને કાજે ત્યા આવી પહોચ્યા કેમકે, ભગવાન્ યજ્ઞની રક્ષા કરે, તો યજ્ઞ કાર્ય નિર્વિઘ્ને પાર પડે એજ હેતુ ત્હેમના આગમનમા હતો પરંતુ યોગનિદ્રામા ભગવાન્ નિમગ્ન છે એવુ જોઇને તેઓ વિચારમા પડ્યા, કેમકે નિદ્રા ભગનો બહુ

દોષ છે, અને એમને જગાડ્યા વગર યજ્ઞ કાર્ય શરૂ થઇ શકે પણ નહિ, એવી બેય બાજુથી હેમને ચિન્તા થઈ પડી. ત્યારે દેવતાઓએ વમ્રી નામના કૃમી પાસે, તેને યજ્ઞ ભાગ આપવાનુ કબુલ કરીને વિષ્ણુના ધનુષ્યની દોરી તોડાવી નાખી દોરી તૂટતા વારને ધનુષ્યનો અગ્ર ભાગ છટકવાથી વિષ્ણુનુ મસ્તક તૂટીને ક્યાંનુ ક્યા જઇને પડયુ તેની કોઇને ખબર પડી નહિ એમ થઈ જવાથી જ્યારે સકલ દેવ શોકાકુલ થઇ ગયા, ત્યારે ગુરૂ બૃહસ્પતિના ઉપદેશથી તેઓએ ત્રિપુર સુન્દરી ભગવતી જગદમ્બાનુ ધ્યાન સ્તવન કરવા માંડયુ તેનાથી દેવી પ્રસન્ન થઇને કહેવા લાગી કે, હવે આને અશ્વનુ શિર લગાડીને ઉઠાડો, એનુ શિર ક્ષારસમુદ્રમા ડુબી ગયુ છે, અને લક્ષ્મીના શાપથી એ પ્રમાણે થયુ વળી એ ઉપરાંત હયગ્રીવ દાનવ મ્હારા વરદાનથી પ્રમત્ત થઇને હાલ મુનિઓને ઘણુજ પજવે છે, ત્હારો નાશ 'હયગ્રીવ વિના થશે નહિ' એવુ મ્હેજ એને વરદાન આપ્યુ હતુ, તેથી આ વિષ્ણુ અશ્વાનન થઇને એને મારશે એ બીજુ પણ કારણ છે એટલુ કહીને ભગવતી અન્તર્ધાન થઈ ગઈ ત્યાર બાદ દેવોએ ત્વષ્ટા પાસેથી અશ્વનુ મસ્તક લાવીને વિષ્ણુના શરીરને જોડી દીધુ. પછી વિષ્ણુના હયગ્રીવ શરીર વડે હયગ્રીવ દાનવનો વધ થયો આ પ્રકારની કથા દેવી ભાગવતમા વિસ્તૃત છે એજ હયગ્રીવે ભગવતીના મુખેથી અખિલ તત્વ જાણી લીધુ હતુ અને એ હયગ્રીવના મુખેથીજ અગસ્તિ મુનીએ મન્ત્ર ન્યાસ પૂજા પુરશ્ચરણ હોમ રહસ્ય સ્તોત્રાદિ સમ ખડો વડે શ્રીમાતાના પ્રાદુર્ભાવાદિ સમ્લ રહસ્યનુ શ્રવણ કર્યું હતુ અને શ્રીવિદ્યાના ઉપાસકોમા અગ્રેસર થયા હતા એ વૃત્ત બ્રહ્માણ્ડ-પુરાણ જોવાથી સમજવામા આવશે કહેવાની મતલબ એ છે કે, જગદમ્બાજ ગુરૂ છે ત્હેની આરાધનાથી તેજ આપણને ગુરૂ મુખદ્વારા '**तत्त्वमसि**' વાક્યનું સ્મરણ કરાવશે, અને આપણે આપણા પરાક્રમથી કામાદિ શત્રુઓનો પરાભવ કરીશુ અને મોહરૂપી મહિષાસુરનો ઘાત કરીને સ્વપદપર વિરાજમાન થઈ શકીશુ. જગદમ્બા એક તો જનની છે, અને બીજી ગુરૂરૂપ છે '**नास्ति तत्त्वं गुरो परं**' '**न मातु परदैवत**' ઇત્યાદિ વચન એજ કહ્યા કરે છે કે, ગુરૂના કરતા બીજુ કોઇ શ્રેષ્ઠ તત્વ નથી, તથા માતાના કરતા કોઇ અધિક દૈવત નથી આ ઉપરથી માતા અને ગુરૂની ઉપાસના નહિ કરનારા કેટલા બધા કૃતઘ્ની સમજવા જોઇએ ? અસ્તુ ! દેવીકવચમા કહ્યુ છે કે,—

**यावद् भूमंडलं धत्ते सशैलवनकाननम् ।**
**तावत्तिष्ठति मेदिन्यां संततिः पुत्रपौत्रिकी ।**

देहान्ते परमं स्थानं यत्सुरैरपि दुर्लभम् ।
प्राप्नोति पुरुषो नित्यं महामायाप्रसादतः ॥

શરીરપર કવચ ધારણ કર્યાથી રણમા શરીર અક્ષત રહે છે. તેનાપર કોઈ શત્રુનુ બાણુ અગર શસ્ત્રનો પ્રહાર લાગતો નથી એને માટે ઉદાહરણ પણ આપવામા આવે છે કે, જયદ્રથના વધને વખતે ગુરૂ દ્રોણાચાર્યે મત્રાદિ પ્રયોગ સહિત દુર્યોધનને અભેદ્ય કવચ પહેરાવ્યુ હતુ અને તેને લીધેજ તે અર્જુનની સાથે લડવાને તૈયાર થયો અને સન્મુખ આવ્યો દુર્યોધન ગદા યુદ્ધમા પ્રવિણ અને અર્જુન ધનુર્વિદ્યામા પ્રવિણ હતો તે દિવસે અર્જુનને શકા થઈ કે, મ્હારી સાથે કોણ જાણે કેમ આજે આ ધૈર્યાવલબન કરીને યુદ્ધ કરે છે? ઘણાંય બાણ છોડવા છતા ત્હેનો જ્યારે પરાભવ નહિ થયો, ત્યારે અર્જુને ભગવાનને એનો હેતુ પૂછયો ભગવાન્ કહેવા લાગ્યા કે, હે પાર્થ! આજે ગુરૂએ એને અભેદ્ય કવચ પહેરાવેલુ હોવાથી એના શરીરપર કશોય પ્રહાર થતો નથી હવે તુ એક કામ કર, એના હાથ પગ ખુલ્લા છે, તેના પર બાણનો પ્રહાર કર્યાથી એ દુષ્ટ નાસી જશે ભગવાન્ શકરે ઇન્દ્રને આપેલુ એ કવચ ગુરૂપરપરાથી દ્રોણ પર્યન્ત આવ્યુ છે, અને ત્હેણે આજે એને પહેરાવ્યુ છે, તેથી આટલો વખત ત્હારી સાથે ધૈર્યથી લડે છે દેવના કહ્યા મુજબ અર્જુને બાણવડે કરચરણને ભેદી નાખતા તે પરાભૂત થઇને ચાલ્યો ગયો સારાશ, આ પ્રકારના કવચ (બખ્તર) નુ સામર્થ્ય છે, તે પ્રસિદ્ધજ છે દેવીનુ કવચ પણ શત્રુઓને અભેદ્ય હોવાથી, તે પહેરીને (તે મત્રનો પાઠ કરીને) જે પુરૂષ ભગવતીના ચરિત્રનો જપ કરે છે, સહસ્ર નામાદિનો પાઠ કરે છે, ત્હેને કોઇ શત્રુની પીડા થતી નથી ત્હેની પુત્ર-પૌત્રાદિ સતતિ અવિચ્છિન્ન, યાને જ્યા સુધી અનત નાગ વનપર્વતસહિત આ પૃથ્વીને પોતાના મસ્તકપર ધારણ કરે છે, ત્યા સુધી આ જગતને વિષે રહે છે તથા તે જાપક, પાઠક, યાજક કર્મ કરનારાને, દેવતાઓને પણ દુર્લભ એવા નિત્ય મોક્ષરૂપ પદની પ્રાપ્તિ પણ જ્ઞાનદ્વારા દેહના અતમાં મહામાયાના પ્રસાદથી નિશ્ચયાત્મક થાય છે એટલામાટે સ્વર્ગાપવર્ગની પ્રાપ્તિને કાજે જગજ્જનનીનુ ભક્તિવડે આરાધન (પૂજન, ધ્યાન, સ્મરણ, સ્તવનાદિ) કરવું સર્વ વર્ણાશ્રમીને માટે ઉચિત છે ધિક્કાર છે જેઓ એ પ્રમાણે નથી કરતા ત્હેમનો જન્મ (જીવતર) ને!

॥ इति शिवम् ॥



## અષ્ટમ પુષ્પ.

### જગદબાનુ સ્મરણ પાપનાશક છે.

कृतस्याखिलपापस्य ज्ञानतोऽज्ञानतोऽपि वा ।
प्रायश्चित्त परं प्रोक्त पराशक्ते पदस्मृति ॥ ब्र० पु० ॥

મનુષ્ય સસારમા પોતાના સુખની પ્રાપ્તિ કાજે અથવા દુખોની નિવૃત્તિને સારૂ કર્મ કરે છે, તેમા ત્હેને હાથે પાપ કર્મ પણ થાય છે કેટલાક સમજીને થાય છે અને કેટલાક સમજ્યા વગર થાય છે તે પાપ કર્મોની નિવૃત્તિને માટે શાસ્ત્રમા કર્માત્મક અને તપાત્મક પ્રાયશ્ચિત્ત કર્મનુ વિધાન કરેલુ છે પરતુ તે બધાયમા પરાશક્તિ જે દેવી છે, ત્હેના ચરણનુ સ્મરણ અત્યુત્તમ પ્રાયશ્ચિત છે તેનાથી જ્ઞાત અગર અજ્ઞાત કરેલા સર્વ પાપોનો નાશ થાય છે એટલુજ નહિ, પરતુ ફરી પાપાચરણને વિષે મનુષ્યની કદી પ્રવૃત્તિ થતી નથી એવુ સામર્થ્ય વૈદિક પ્રાયશ્ચિત્તાત્મક કર્મમા નથી એટલામાટે ભગવતીના ચરણનુ સ્મરણ કરવુ તેમ કર્યાથી મનુષ્યને સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ થઇને, સસારપકમાથી ત્હેનુ ઉદ્ધરણ થશે જ્યા સુધી પાપની સ્થિતિ છે, ત્યા સુધી તત્ત્વજ્ઞાન થવુ દુર્લભ છે, એમ સમજવુ ભગવતી બ્રહ્મરૂપજ છે, અને ત્હેના સગુણનિર્ગુણ બે રૂપ છે, ઇત્યાદિ અગાઉ કહી ચુક્યા છીએ એથી એની ભક્તિ કરવામા કોઇ પ્રકારનો સદેહ નહિ રાખવો એના નિર્ગુણ અગર સગુણ સ્વરૂપની આરાધના કર્યાથી ઉપાસકોની અખિલ કામના સિદ્ધ થાય છે

भक्तिमत्कल्पलतिका पशुपाशविमोचिनी ।
संहृताशेषपाखडा सदाचारप्रवर्तिका ॥

એ જનની કલ્પલતિકા સમાન ભક્તિયુક્ત જનોની ઇષ્ટ કામના પૂર્ણ કરે છે અભેદ જ્ઞાનરૂપ વિદ્યાવિહીન જન પશુ સમાનજ કહેલા છે કેમકે, પશુની પેઠે ખાવુ પીવુ સૂવુ ઇત્યાદિકોનુજ ત્હેમને જ્ઞાન હોય છે, બીજા કોઇ બાબતનુ હોતુ નથી એવા વિદ્યા શૂન્યજનોના ક્ષુધા પિપાસા ઇત્યાદિ પાશનુ એ ભગવતીજ છેદન કરે છે અથવા અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ ઇત્યાદિ પાશો વડે જીવરૂપ પશુ આ સસારને વિષે બધાઇ ગએલા છે. તે પાશોમાથી ભગવતી પોતાના ભક્તોને છોડવે છે તેમજ એ દેવી સમસ્ત પાખડોનો નાશ કરનારી છે.

पाशब्देन तु वेदार्थं खंडा स्युस्तस्य खंडका ।
वेदबाह्यव्रताचारा श्रौतस्मार्तबहिष्कृता ।
पाखंडिन इति ख्याता न संभाष्या द्विजातिभिः ॥

પાખંડ શબ્દની નિરૂક્તિ એવી છે કે, પા એ શબ્દથી વેદાર્થ અને ખંડ શબ્દ વડે ખંડક (નાશક) એવો અર્થ સમજવો સારાંશ, વેદાર્થ નાશક પાખંડી હોય છે એટલામાટે શ્રૌતસ્માર્ત્ત કર્મથી બહિષ્કૃત અને વેદવિરૂદ્ધ આચરણ રાખનારા પાખંડીઓની સાથે દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) પુરૂષોએ કદી સંભાષણ કરવું એ પણ યોગ્ય નથી ષડંગ સહિત વેદ, પુરાણ ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એટલા ચૌદ સ્થાન ધર્મના અને વિદ્યાના કહેલા છે એનાથી અતિરિક્ત મહામોહે દૈત્યોને મોહિત કરવા માટે સ્વબુદ્ધિ કલ્પિત પાખંડ રચ્યું છે, એ પ્રમાણે બ્રહ્મ વૈવર્તમાં કહ્યું છે જગદંબા સકલ પાખંડનો નાશ કરનારી છે, અને સદાચારની પ્રવર્ત્તક છે કર્મકાંડોક્ત ધર્મ અને બ્રહ્મકાંડોક્ત અદ્વય બ્રહ્મ પ્રાપ્તિના સાધન, પુરાણાદિકોને વિષે મનુ વ્યાસ વગેરેના રૂપથી એણેજ સ્થાપન કર્યાં છે અને ગુરૂરૂપથી એજ ઉપદેશ કરી રહી છે આ ઉપરથી ભગવતીના ભક્ત સંસારપાશ નિર્મુક્ત થાય છે, એમનામાં કદી વેદ વિરૂદ્ધ આચાર હોતા નથી, પરંતુ તેઓ સદાચાર પ્રયુક્તજ હોય છે, એમ સમજવું મહર્ષિ દુર્વાસાએ વર્ણન કર્યું છે કે, હે જનની ! સંસારના દુઃખોનું શમન્ કરવાને માટે જો કે નાના પ્રકારના શરીરશોષક વ્રતાદિકો કહેલા છે અને તુલાદાન, અન્ય દેવના વિષયક જપ, નિરંતર અન્ન સંતર્પણ અશ્વમેધાદિ યજ્ઞ ઇત્યાદિ ઘણા કર્મ કહેલા છે, તથાપિ તેમનાથી પ્રાપ્ત થનારૂં જે ફલ છે તે સુખ દુઃખ મિશ્રિત છે કેવળ એ કર્મો કરીને જે પુરૂષ ત્હારી આરાધના નથી કરતો, ત્હેને નિર્મલ અને પરમોત્કૃષ્ટ એવા પદની પ્રાપ્તિ નહિ થઇ શકે ગાઢધ્વાંત (તિમિર) નો નાશ સહસ્રાવધિ નક્ષત્રોના ઉદયથી થતો નથી, પરંતુ એક સૂર્યનો ઉદય થતાં તે (અંધકાર) દૂર થઇ જાય છે તેજ પ્રમાણે અનેક કર્મોથી અવિદ્યારૂપી તમ (અંધકાર) દૂર થતું નથી, તેની નિવૃત્તિ સૂર્યવત્ ત્હારા ચરણની આરાધનાથીજ થાય છે તું કેવી છે ? તો—

चिच्छक्तिश्चेतनारूपा जडशक्तिर्जडात्मिका ।

અવિદ્યા નિવારક જે ચૈતન્ય તેના સામર્થ્યરૂપ તું છે જે ચૈતન્યશક્તિના અભાવથી પ્રાણી શબ (મુડદાં) રૂપ થાય છે, તે ચેતના ત્હારૂં રૂપ છે તથા માયાનું પરિણામ વિશેષ જે જડશક્તિ છે, તે તુંજ છે અને આ જે દૃશ્યમાન્ જડ વિશ્વ છે, તે આપ જગન્માયાનુંજ સ્વરૂપ છે તાત્પર્ય અવિદ્યા તમ દૂર થઇને પરમ પદની પ્રાપ્તિને સારૂ જગન્માતા ભગવતી દેવીની ઉપાસના કરવી

જોઇએ. તેજ ભક્તોના હૃદયમા તે સાક્ષાત્ પ્રાદુર્ભૂત થઇને ચિજ્જડગ્રંથિનો ભેદ, સકલ પાપોનો નાશ અને અખિલ સંશયોનો ઉચ્છેદ કરીને નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત કરાવી દેશે

સુપ્રસિદ્ધ કવિ કાલિદાસે ભગવતીની આરાધના વડેજ વિપુલ કીર્તિ તેમજ ઐશ્વર્ય સપાદન કર્યુ હતુ એમની વાણી કાલિકાના પ્રસાદથીજ અત્યત રસયુક્ત થઇ હતી અને સર્વ લોકોને પ્રીતિપાત્ર થઇ પડી હતી કવિ કહે છે કે.—

> श्रीकालिदासकविवर्यसरस्वतीयम् ।
> किं वर्णयाम्यविरतं रसवाहिनीति ।
> यत्कालिका भगवती शुचिभावयोगा–।
> दस्यामहो मुहुरनुग्रहमादधाति ॥

કવિશ્રેષ્ઠ કાલિદાસની સરસ્વતી (વાણી) અત્યત રસવાહિની (શૃંગારાદિ રસોવડે ભરપૂર ભરેલી હોઇ વહી રહી) છે, તેનુ હુ શુ વર્ણન કરૂ ? જે કાલિદાસની સરસ્વતી ઉપર ભગવતી 'કાલિકા' ત્હેમની નિર્મલ ભાવનાને લીધે વારવાર અનુગ્રહ કરે છે, તે સરસ્વતીમા રસાધિક્ય હોય, એમા તે શુ આશ્ચર્ય ? અર્થાન્તરથી એમ સમજવાનુ કે, કાલિકા (મેઘપંક્તિ) જો શુચિ (અષાઢ)ની સત્તાથી યાને આષાઢ માસમા સરસ્વતી (નદી)ના ઉપર વારવાર અનુગ્રહ (વૃષ્ટિ) કરે, તો તે સરસ્વતીમા રસ (ઉદક) અત્યત વહે, એમા શુ આશ્ચર્ય ? [આ શ્લોક જરાક કઠીણુ લાગે તેમ છે, તથાપિ એના અર્થનુ બની શકે તેટલુ સ્પષ્ટ વિવેચન કરેલુ છે શ્લિષ્ટાર્થક શ્લોક ક્લિષ્ટ તો હોય છે જ પરતુ ચમત્કૃતિજનક પણ હોય છે કાલિકા, શુચિ, રસ, સરસ્વતી, એ શબ્દોના બબ્બે અર્થ લખ્યા છે, તે પરથી સુલભતા થશે] સારાશ, કાલિકા ભગવતીની કૃપામૃત વૃષ્ટિથી કાલિદાસની કવિતામા શૃગારાદિ રસનો પૂર્ણ આવિર્ભાવ થઇને લોકોને તે અત્યત પ્રિય થઇ પડી. ભોજ રાજાની સભામા એનુ કેટલુ બધુ માન હતુ ? કેવી જગપ્રસિદ્ધ એની કીર્તિ હતી ? એ સઘળુ માતાની ભક્તિનોજ પ્રભાવ ! નહિ તો એ કાલિદાસ અત્યત મૂઢ હતો એને માટે એમ કહેવાય છે કે—

બગાળા દેશમા સત્યવાન્ નામના રાજાની કન્યા અને ત્હેના પ્રધાનનો પુત્ર ચૂડામણિ એ બન્ને જણા બાળપણથી સાથે રમતા હોવાથી એ બન્નેની એક બીજા ઉપર ભારે પ્રીતિ તથા મૈત્રી થઇ હતી એક વખત ચૂડામણિએ રાજકન્યાને કહ્યુ કે, તુ મ્હારી સ્ત્રી થા ત્હારા પિતા જ્યારે ત્હારા લગ્નની વાત કાઢે, ત્યારે ત્હારે એમને એમ કહેવુ કે, મ્હને ચૂડામણિ ભરથાર પ્રસદ

છે, માટે એની સાથેજ મ્હારો વિવાહ કરો તે સાભળીને રાજકન્યાએ કહ્યું કે, તુ હમારા નોકરનો પુત્ર થાય છે, તેથી ત્હારી સાથે લગ્નસબંધ બાધવો અયોગ્ય છે મ્હને શુ કોઈ રાજપુત્ર પતિ તરીકે નહિ મળી શકે ? દૈવયોગે કદાચ ન મળે તોપણ હુ ત્હારી સાથે કદી લગ્ન કરીશ નહિ કારણ કે ત્હારૂ અને મ્હારૂ કુળ ક્યા સમાન છે ?

**ययोरेव समं वित्तं ययोरेव समं कुलम् ।**
**तयोर्विवाहो मैत्री च न तु पुष्टविपुष्टयो ॥**

જે બન્નેના કુળ અને વૈભવ સમાન હોય છે, તે બન્નેની મૈત્રી તથા વિવાહ થાય છે બળવાન્ પહેલવાનનો અશક્ત મનુષ્યની સાથે કયા સ્નેહભાવ થાય છે ? દરિદ્રી અને ધનાઢ્યનો કયા લગ્નસબધ થાય છે ? સુશીલસપન્નનો નીચશીલવાળા સાથે મૈત્રી તેમજ વિવાહ કયા થઈ શકે છે ? ત્હારે આ વાત ફરી નહિ બોલવી પ્રધાન પુત્રે કહ્યુ, આપણે બન્ને એકત્ર રહીને રમતા હતા અને એકજ ગુરૂની પાસે બન્નેનો વિદ્યાભ્યાસ થયો હતો, તેથી આપણે બન્નેએ આખર સુધી એકત્ર રહીને સસાર સુખનો અનુભવ લેવો જોઇએ, એજ હેતુથી મ્હે એ વાત ત્હારી આગળ કાઢી હતી. મ્હારૂ ત્હે અપમાન કર્યું છે, તેથી હુ ત્હને કહું છુ કે, મ્હને છોડીને બીજા કોઇ વરની જો તુ ઇચ્છા કરીશ, તો ત્હારે મૂઢ પુરૂષની સાથે લગ્ન કરીને રહેવુ પડશે, એ વાત નક્કી સમજજે રાજકન્યાએ જવાબ દીધો કે, ક્યા કાગડાના શાપથી ઢોર મરે છે ? મ્હારા દૈવ યોગમા જેમ હશે તેમ થશે એને માટે વિચાર કર્યાથી શુ ફળ થવાનુ હતુ ? તો પણ એટલુ તો ખરૂંજ કે ત્હને કદી હુ વરવાની નથી આટલુ ભાષણ થયા બાદ બન્ને ચાલ્યા ગયાં, અને ત્યારથી બન્નેની મુલાકાત થવી પણ કઠીણ થઇ પડી આ વાતને ઘણા દિવસ વીત્યા બાદ, રાજકન્યા જ્યારે વરલાયક થઇ ત્યારે રાજાએ પોતાના પ્રધાનને પોતાની કન્યાને સારૂ સુદર, ગુણવાન્ કુલીન રાજપુત્ર શોધી લાવવાનુ કહ્યુ

રાજાની આજ્ઞાનુસાર પ્રધાન જ્યારે દેશાન્તરમા જવાને તૈયાર થયો, અને એના પુત્રને એ વાતની ખબર પડી, ત્યારે ત્હેણે પોતાના પિતાને કહ્યુ કે, હે પિતાજી ! આપ વૃદ્ધ છો, તેથી આપે જાતે પરદેશ જવુ યોગ્ય નથી, આપ જો મ્હને આજ્ઞા કરો, તો રાજકન્યાને માટે અનુરૂપ રાજપુત્ર હુ ખોળી લઇ આવુ હમારો બન્નેનો બાળપણથી એક બીજાપર કેવો પ્રેમ છે, તે આપ જાણોછો જ, એથી એના મનોદયને અનુરૂપ પતિ ખોળી લાવવાને હુજ યોગ્ય છુ પછી પ્રધાને રાજાને એ વાત નિવેદન કીધી અને રાજાએ

એ વાત કબુલ કીધી કેમકે, બન્નેનો પ્રેમ ઘણો છે, તેથી પ્રધાન પુત્ર જશે, તો કન્યાના મનોદયાનુરૂપ સુદર રાજપુત્ર જોઇને લઇ આવશે, એવી એની સમજ થઇ રાજાએ પ્રધાનને પોતાનો પુત્રને દેશાન્તરમા મોકલવાનું કહ્યું, અને ત્હેની સાથે પુષ્કળ માણુસ તથા દ્રવ્ય આપીને ત્હેને જલદી પાછા આવવાનુ કહેજો એવો સદેશો મોકલ્યો પછી પિતૃઆજ્ઞા લઇને પ્રધાન પુત્ર પોતાના નગરમાથી નીકળ્યો, અને દેશાન્તરમા ઘણા રાજપુત્રોને ત્હેણે જોયા, પરતુ કોઇ મૂઢપુત્ર મળ્યો નહિ ત્હેણે રાજકન્યાને જે કહ્યું હતુ તે વચન સત્ય કરવા ખાતરજ એણે પિતાની આજ્ઞા લીધી હતી અને કોઇ મૂઢ રાજપુત્રની શોધ કરી રહ્યો હતો

ફરતા ફરતા એક દિવસ જ્યારે તે અરણ્યમા થઇને જઇ રહ્યો હતો, ત્યારે બપ્પોરના વખતે કોઇ એક સુંદર છોકરો ઝાડપર ચઢીને એક શાખા ઉપર બેઠો હતો અને આગળ બેસીને પાછળથી તે ડાળને કુહાડીથી તોડી રહ્યો હતો, એવુ ત્હેના જોવામા આવ્યુ પ્રધાનપુત્રે કહ્યું, હે છોકરા! તુ આ ડાળીને તોડે છે, પરતુ એ તૂટશે તો ત્હારા શા હાલ થશે? નીચે ગબડી પડશે અને હાથ પગ ભાગી જશે છોકરાએ જવાબ દીધો કે, નીચે આવવા માટે તો હુ આ કામ કરી રહ્યો છુ! કેમકે, ઝાડ ઉપર હું ચઢ્યો તો ખરો, પરતુ નીચે ઉતરાતુ નથી, તેથીજ આ યુક્તિ શોધી કાઢી છે, એથી સુલભતાથી હુ નીચે આવીશ આટલુ સાભળીને પ્રધાનપુત્રે વિચાર કર્યો કે, આ છોકરો દેખાવમા સુદર તથા બોલવામા પણ ઠીક દેખાય છે, પરતુ આચરણમાં મૂઢ છે, તેથી રાજકન્યાને એ જ પતિ યોગ્ય છે પછી ત્હેણે એને પૂછ્યુ કે, તુ કોણુ છે? અને અહીયા શુ કરે છે? એણે કહ્યું, હુ બ્રાહ્મણ પુત્ર છુ, મ્હને વિદ્યા કશી શીખવી નથી કેમકે, મ્હારા માબાપ નાનપણમા ગુજરી ગયા છે આ ગામના લોકોની ગાય, ભેસ, બળદ ઇત્યાદિ જનાવરને અહી લઇ આવીને ચરાવુ છુ અને તેનાપર નિર્વાહ કરૂ છુ પ્રધાનપુત્રે કહ્યુ, મ્હારી સાથે આવે, તો હું રાજકન્યાની સાથે ત્હારા લગ્ન કરાવી દઉ. તે મૂઢ છોકરાએ હા પાડી અને પ્રધાનપુત્રની સાથે જવાને તૈયાર થયો પ્રધાનપુત્રે ત્હેને ઉત્તમ વસ્રાલકાર આપ્યા અને રાજાના જેવુ વર્તન રાખવાનુ કહ્યુ અને શીખવ્યુ એની તહેનાતમા નવિન નોકર ચાકર રાખી દીધા અને એ મગધદેશનો રાજપુત્ર છે, એમ કહેવાને સઘળાને ફરમાવ્યુ

થોડા દિવસ પછી પ્રધાનપુત્ર પોતાના નગરમા આવી પહોચ્યો અને ત્હેણે પેલા કૃત્રિમ મૂઢ રાજપુત્રને બીજા સ્થાનપર ઉતારો આપ્યો, અને રાજાને વૃત્તાન્ત જાહેર કર્યો રાજાએ પણ ત્હેને રૂપવાન જોયો અને પોતે

સતુષ્ટ થઇને, ત્હેની સાથે કન્યાને પરણાવવાનો નિશ્ચય કર્યો, તથા શુભ મુહૂર્ત્ત જોઇને, આનદથી મોટા સમારભ ભેર બન્નેનુ લગ્ન કરી દીધુ ત્યારબાદ રાજકન્યાના મહેલમા જ્યારે રાજપુત્ર ગયો, ત્યારે તે પલગ ઉપર જઇને સૂતો અને ઘોરવા લાગ્યો થોડા વખત પછી ચપકકલિકા પચારતી, પુષ્પહાર વગેરે લઇને મદિરમા આવીને જુએ છે, તો એ ભર નિદ્રામા છે એણે પતિને જગાડવાને બહુબહુ ચેષ્ટા કીધી, તથા પુષ્પ પણ શરીરપર ફેક્યા અને ચદનાદિ સુગધીદાર દ્રવ્યોથીયુક્ત ઠડુ જળ પણ એના પર છાટયુ, પરતુ એની નિદ્રા દૂર થઇ નહિ આખરે હાથવતી ખુબ જોરથી એને ઢઢોળ્યો, તો પણ એ ઉઠયો નહિ અને આ પાસા પરથી પેલા પાસા પર ફ્રીને ઘોરવા લાગ્યો રાજકન્યા ચતુર હતી, તેથી તે ઝટ સમજી ગઇ કે આ પુરૂષ રાજકુલપ્રસૂત નથી પરતુ કોઇ અન્ય જાતિનો મૂઢ પુરૂષ જણાય છે એટલામા ત્હેને પ્રધાનપુત્રના ભાષણનુ સ્મરણ થયુ અને મ્હારે માટે પતિ ખોળી લાવવાને એજ પરદેશમા ગયો હતો માટે નિસશય આ કૃત્ય એનુજ હોવુ જોઇએ એવી એની ખાતરી થઇ

પછી ત્હેણે એને પલગપરથી ઉઠાડીને બેઠો કીધો, ત્યારે તો રાજકન્યાને જોઇને તે પલગપરથી નીચે ઉતર્યો અને હાથ જોડીને બોલ્યો કે, મ્હારા હાથે અપરાધ થયો, માટે મ્હને ક્ષમા કરજો સેવકોએ અહી નિદ્રા કરવાનુ કહેલુ હોવાથી હુ આના ઉપર સૂતો હતો એટલુ સાભળીને રાજકન્યાની ખાતરી થઇ ગઈ કે, આ મૂઢ તો છે, પરતુ કઈ જાતનો છે, તે હવે જોવુ જોઇએ પછી ત્હેણે એની પરીક્ષા કરવા ખાતર અનેક ચિત્રો એને દેખાડયા, પરતુ કોઈપણ ચિત્ર જોઇને એના મનને આનદ થયો નહિ ચિત્રકારે મહેલમા અનેક રાજાઓના તથા મહર્ષિઓના અને ઇન્દ્રાદિ દેવતાઓના તથા દશ અવતારના સુદર ચિત્ર કાઢયા હતા, તેમાહેથી કૃષ્ણાવતારની લીલા, ‘જે વૃન્દારણ્યમા ભગવાન્ ગોપાલોની સગાથે ગાયોને ચરાવે છે તે’ જોઇને એને ઘણોજ આનદ થયો પાણ્ડવોની એવી પરીક્ષા દ્રુપદરાજાએ પણ કીધી હતી મત્સ્યયત્રનો ભેદ કર્યાબાદ કુભારને ઘેરથી જ્યારે ત્હેમને રાજમદિરમા લાવવામા આવ્યા, ત્યારે રસ્તામા બ્રાહ્મણાદિ ચારે વર્ણોને યોગ્ય વસ્તુઓ રાખવામા આવી હતી પરતુ શસ્ત્રાદિકો આગળજ તેઓ ઉભા રહ્યા, ત્યારે એ ક્ષત્રિયો છે એવી રાજાની સમજ થઇ તેજ પ્રમાણે ગાયોને જોઇને આનદ પામવાથી એ મૂઢ ગોવાળીયો છે, એમ રાજકન્યાના જાણવામાં આવ્યુ

ત્હેણે વિચાર કીધો કે, આવા મૂઢ પતિની સાથે સસાર માંડયાથી શુ

સુખ થશે ? અધિક ક્લેશજ થયા કરશે અને જગતમા અપકીર્તિ થશે તે જૂદી, એટલા માટે એનો શિરચ્છેદ કરીને દાસીઓ પાસે એનુ શબ બહાર ફેકાવી દઉ પછી તે રાજકન્યાએ પતિને કહ્યુ કે, મ્હારે માટે તુ સર્વથા અયોગ્ય હોવાથી હુ ત્હારૂ માથુ કાપી નાખુ છુ તે સાભળીને પેલો મૂઢ ગભરાઇ ગયો અને મ્હારો શો અપરાધ છે ? એમ પૂછવા લાગ્યો રાજ-કન્યાએ કહ્યુ કે, ત્હારા જેવા મૂઢ પતિની સાથે સસાર માડીને રહેવુ એના કરતા તો રડાપો સારો ! એણે સ્ત્રીને પૂછ્યુ, હુ મૂઢ કેમ થયો ? રાજ-કન્યાએ કહ્યુ, જન્માન્તરમા ઇશ્વરની આરાધના નહિ કરવાથી તુ મૂઢ પશુ સમાન થયો પછી ત્હેણે પૂછ્યુ, ઇશ્વર ક્યા છે ? રાજકન્યા બોલી, આ નગરની બહાર તળાવની કિનારે મહાકાલી જગદબાનુ મદિર છે, ત્યાજ ઇશ્વર છે, તો પણ ત્હને તેનો શો ઉપયોગ ? એટલુ બોલીને એણે એનો શિરચ્છેદ કરવાને શસ્ત્ર કાઢ્યુ તો એ કપિત અને ભયભીત થઇને પ્રાર્થના કરવા લાગ્યો કે, મ્હને જીવિતદાન આપો હુ અહીથી ચાલ્યો જાઉ છુ, ફરી પાછો આ દેશમા કે નગરમા કદી નહિ આવુ રાજકન્યાએ વિચાર્યુ કે એજ ઉત્તમ છે એને મારવામા પાપ છે, અને પિતાને ખબર પડશે તો એ પણ મ્હારો આવો અન્યાય સહન કરી શકશે નહિ, એટલામાટે એને જીવતોજ છોડી મૂકવો એવો વિચાર કરીને, એણે તે પતિની કમ્મરે દોરડુ બાધીને ત્હેને મહેલની બારીમાથી નીચે ઉતાર્યો

ત્યાથી તે નાસતો નાસતો જ્યા આગળ મહાકાલીનુ મદિર હતુ, ત્યા આગળ આવી પહોચ્યો અને હવે શુ કરવુ ? ક્યા જવુ ? તેના સકટમા પડ્યો આખરે ત્હેણે વિરક્ત થઇને સ્વબુદ્ધિને અનુરૂપ દેવીની સ્તુતિ અને પ્રાર્થના કીધી, પરતુ દેવી કાઇ એટલાથી થોડોજ એનો મનોરથ પૂર્ણ કરવાની હતી ? રાજકન્યાની સાથે લગ્ન થયુ, પરતુ એની મૂઢતાને લીધેજ તે એનો પ્રાણ લેવા તત્પર થઇ હતી, તેથીજ એના અતરમા અત્યન્ત ખેદ અને વૈરાગ ઉત્પન્ન થયો હતો એણે વિચાર્યું કે, આવુ મૂઢ જીવતર શા કામનુ ? માટે જગદબાને આ શરીર અર્પણ કરી દેવુ કે જેથી ફરી મ્હને આવો દુ:ખદ જન્મ પ્રાપ્ત ના થાય એવા વિચારથી જીહ્વાને ખેચીને પ્રાણ આપવાને ઉદ્યત થયો, ત્યારે સાક્ષાત્ મહાકાલી પ્રગટ થઇ, અને ત્હેની જીહ્વા ઉપર કાઇક અક્ષર લખીને ત્હેણે એને કહ્યુ કે, હે પુત્ર ! વ્યર્થ પ્રાણ આપીશ નહિ તુ મ્હારો નિસીમ ભક્ત કાલિદાસ નામે જગતમા પ્રસિદ્ધ થઇશ અને ઉત્તમ કવિત્વ કરીશ જે સમયે તુ મ્હારૂ સ્મરણ કરશે, તે સમયે હુ પ્રગટ થઇને ત્હારૂ સકટ દૂર કરી દઇશ. મ્હારા પ્રસાદથી ત્હને સકલ વિદ્યાનુ જ્ઞાન

થશે એટલું કહીને દેવી અન્તર્ધાન થઇ ગઇ તે વખતથી કાલિદાસ બૃહસ્પતિના જેવો જ્ઞાની અને વક્તા થયો પછી ત્હેણે ત્યાંજ બેસીને ભગવતીના સ્તવનને માટે સુંદર ગાયન ગાવાનો આરંભ કર્યો

પદ રાગ ભૂપ, તાલ ઝંપા

નમો ભક્તસુરતરૂલતે દેવિ લલિતે । ત્રિપુર સુંદરિ કૃપાપાંગ વલિતે ॥ ટેક ॥ ચંદ્રચૂડપ્રિયે ચંદ્રતિલકાલિકે । ચંદ્રમુખિ ચંદ્રિકામંદહાસે । કુંદસુંદરરદન બંધુજીવાધરે । કોટિવિદ્યુલ્લતાવદનભાસે ॥ ૧ ॥ અંતરાનંતનવરત્નચિત્રાસના । સુતસુધાસિંધુમધ્યાવકાશે । સુરભિસુરતરૂપવન નવનવોત્સવમણી । નીપનીપોપવનભવનવાસે ॥ ૨ ॥ સર્વપૂર્વાજયતિ મંગલાખ્યાયિની । વાદ્યમંગલમિદં સુપ્રકાશે । દીપકનમોસ્તુ ચિદ્રત્નદીપકમુખે । દીપાભ્યન્તરે [1]કાલિદાસે ॥ ૩ ॥

આમ કાલિદાસ ગાઈ રહ્યા છે, એટલામાં આણી તરફથી નિત્ય નિયમાનુસાર રાજકન્યા સખીઓને લઇને મધ્યરાત્રી વીત્યાબાદ શ્રી મહાકાલીના દર્શન, પૂજન કરવાને જે નીકળી હતી, તે ત્યાંજ આવી પહોંચી જુએ છે તો ત્યાં કોઇ પુરૂષ સુરીલા સ્વરે ભગવતીનું સ્તવન કરી રહ્યો છે એવું ત્હેના જોવામાં આવ્યું ત્યાં થોડીકવાર લજ્જાની મારી ઉભી થઇ રહી, પરંતુ તે પુરૂષ ઉઠતો નથી એવું જણાયું ત્યારે તે સખીઓને કહેવા લાગી કે, હે સખિ ! —

अनिलस्यागमो नास्ति द्विपदो नैव दृश्यते ।
जलमध्ये स्थितं पद्मं कंपितं केन हेतुना ॥

અત્યારે વાયુ બીલકુલ વાતો નથી તથા પક્ષી કિંવા મનુષ્ય કોઇ દેખાતું નથી, એમ હોવા છતાં આ તળાવને વિષે આવી રહેલું કમળ શા કારણથી કંપિત થાય છે? રાજકન્યા ચતુર તથા વિદ્યા ભણેલી હોવાથી ત્હેનું આ પ્રકારનું ભાષણ થયું અને તે કાલિદાસે સાંભળ્યું જ્યારે એણે પાછું ફરીને જોયું ત્યારે તો જે સ્ત્રીની સાથે એનું લગ્ન થયું હતું, તેજ એની પોતાની સ્ત્રી પૂજાને સારૂ આવી છે અને બોલે છે, એવું એને ભાન થયું તે ઉપરથી કાલિદાસે ભગવતીના પ્રસાદથી શો જવાબ દીધો કે—

---

૧ આ પદમાં કેટલાક પદ અર્થાવલોકનમાં સાશંક જણાય છે, પરંતુ સંગ્રહમાં જેમ હતું તે પ્રમાણેજ કશો ફેરફાર કર્યા વગર આ સ્થળે છાપ્યું છે.

**पावकोच्छिष्टवर्णस्य शार्वर्या बन्धनं कृतम् ।**
**मोक्षो न लभ्यते कान्ते कंपितं तेन हेतुना ॥**

અગ્નિના ઉચ્છિષ્ટ (કોયલા) સમાન જેનો વર્ણ છે, એવો ભ્રમર રાત્રીને લીધે કમળમા બદ્ધ થયો છે, તેથી રવિનો ઉદય થયા વગર ત્યાથી તેનો છૂટકારો થઇ શકશે નહિ એ કારણથી, હે કાન્તે! કમળ કપાયમાન થાય છે રાજકન્યા એ સાભળતાવારને ક્રોધાયમાન થઇ અને વિચાર કરવા લાગી કે, કોણ પુરૂષ મ્હને રાજકન્યાને હે કાન્તે! (સ્ત્રી) એમ ઉન્મત્ત થઇને કહે છે? તે જોવું જોઇએ પછી ત્હેની પાસે આવીને જુએ છે, તો જેને પોતાના મહેલમાથી કાઢી મૂક્યો હતો, તેજ પોતાનો ભરથાર છે, એવુ એના જાણવામા આવ્યુ ત્યારે તો આશ્ચર્ય કરવા લાગી કે, મ્હે તો મૂઢ સમજીને એનો ત્યાગ કર્યો, પરતુ એ તો મહાચતુર અને ગુણસપન્ન જણાય છે કેમકે, એમ જો ના હોય, તો એના મુખમાથી મ્હારા પ્રશ્નનો બરાબર જવાબ કેમ નીકળે? તથા ભગવતીનુ સ્તવન પણ મ્હે જે સાભળ્યુ તે કેમ કરી શકે? એ પરથી એ સુજ્ઞ પડિત હોવો જોઇએ કદાચિત્ મહેલમા જે કૃતિ થઈ, તે મ્હારી પરીક્ષા કરવા સારૂ તો નહિ થઇ હોય? કોને ખબર! પછી આગળ આવીને હાથ જોડીને એની પ્રાર્થના કરવા લાગી કે, મ્હારો અગિકાર કરો અને સર્વ અપરાધોની ક્ષમા કરો કાલિદાસે કહ્યુ, હે સ્ત્રી! એમા ત્હારો કાઇ પણ કસુર નથી, દૈવાનુસાર સર્વ કાઈ થયા કરે છે હવે ત્હારો મ્હારો પત્ની પતિનો સબધ રહ્યો નથી કારણ કે, ભગવતીનો પ્રસાદ મેળવવા સારૂ તુ મ્હને ગુરૂરૂપ થવાથી પૂજ્ય વદનીય થઇ છે તુ ત્હારા નિયમાનુસાર ભગવતીનુ પૂજન વગેરે કરીને આનદથી ત્હારા પિતાને ઘેર નિવાસ કરજે આ પ્રમાણે એનુ સમાધાન કરીને એને વિદાય કીધી પછી પોતે ત્યાથી નીકળ્યો, તે ધારાનગરીમા ભોજરાજા રાજ્ય કરતો હતો, ત્યા આવી પહોચ્યો

ભોજરાજા જાતે વિદ્વાન્ હતો, તેથી વિદ્વાનોની સારી કદર કરતો હતો, તથા કલિમા કર્ણસમાન દાતા હતો ત્હેની સભામા ચૌદસો પડિત હતા, એનુ વર્ણન છે તેમા કેટલાક એક પાઠી તથા કેટલાક દ્વિપાઠી અને ત્રિપાઠી એવા હતા યાને એકવાર સાભળતાવારને મુખપાઠ, બેવાર સાભળ્યુ કે મુખપાઠ, ત્રણવાર સાભળતામા કઠગત કરી લેતા હતા ત્હેની સભામા ઘણા દૂર દેશાન્તરથી વિદ્વાન્ પડિત આવતા હતા, પરંતુ કદી કોઇને યશ મળતો નહિ. ત્હેણે એવો નિયમ કર્યો હતો કે, મ્હારી સભામા જે કોઇ વિદ્વાન્ નવિન શ્લોક બનાવી લાવશે, ત્હેને એક લક્ષ (લાખ) રૂપિયા ઇનામ મળશે. પરતુ કોઇનો હેતુ પૂર્ણ થતો નહિ. કેમકે, કોઇ પોતાનો નવિન રચેલો શ્લોક

જ્યારે રાજાની આગળ બોલી સભળાવતો, ત્યારે એક પાઠી (એકવાર સાંભળતાવારનેજ મ્હોઢે કરનારો) બોલી ઉઠતો, રાજા ! આ શ્લોક નવિન નથી, મ્હને યાદ છે એમ કહીને બોલી બતાવતો. ત્હેને મ્હોએ સાભળતાજ દ્વિપાઠી ક્હેતો કે એ તો મ્હને પણ આવડે છે અને તે પ્રમાણે બોલી બતાવતો. દ્વિપાઠીને સાભળીને ત્રિપાઠી પણ ગર્જના કરી મુકતો કે એ તો મ્હને પણ આવડે છે સારાશ, એમ થઇ જવાથી તે સભામા કોઇનો શ્લોક નવિન ઠરતો નહિ અને કોઇને ઇનામ મળી શકતું નહિ આ પ્રકારની ભોજરાજાની કીર્તિ અને સભામા વિદ્વાન્ પડિતોનો સમુદાય, અને નવિન શ્લોક બનાવનારાઓને એક લક્ષ રૂપિયાનુ ઇનામ ઇત્યાદિ સર્વ વૃત્તાન્તની કાલિદાસને ખબર હતી ત્યા ભોજરાજાના દરબારમા આવતી વખતે તે એક શ્લોક તૈયાર કરી લાવ્યો અને દરબારમા આવી પહોચ્યો રાજાને આશીર્વાદ આપીને કહ્યું કે, મ્હે આપની કીર્તિ સાભળીને આપને માટે એક નૂતન શ્લોક રચ્યો છે અને તે હુ લઈ આવ્યો છુ રાજાએ જ્યારે બોલી બતાવવાનું કહ્યુ ત્યારે કાલિદાસ ઘણીજ ગભીરતાથી સકલપડિતો સમક્ષ નીચે પ્રમાણે બોલવા લાગ્યો —

**स्वस्ति श्रीभोजराजन् त्रिभुवनविजयी धार्मिक सत्यवक्ता ।**
**पित्रा यास्ते गृहीता नवतिनवधिका रत्नकोट्यो मदीया ।**
**तास्त्व मे देहि राजन्सकलबुधजनैर्ज्ञायते सत्यमेतन्-**
**नो वा जानन्ति सर्वे मम कृतिमथवा देहि लक्षं ततो मे ॥**

હે ભોજરાજા ! તુ મહાધાર્મિક અને સત્ય બોલનારો છે તથા ત્હારી કીર્તિ ત્રણે ભુવનમા પ્રસરી છે, એટલામાટે હુ કહુ છુ કે, ત્હારા પિતાએ મ્હારી પાસેથી જે નવ્વાણુ કરોડ રત્ન લીધા છે, તે તુ મ્હને પાછા આપ હવે એનો સાક્ષી કોણ છે ? એમ જો તુ મ્હને પૂછતો હોય, તો એ વાતની અખિલ પડિતોને ખબર છે ખાતરીને માટે એમને પૂછી જો અને જો કદાચ એ લોકો 'હમે નથી જાણતા,' એમ કહે, તો એ શ્લોક મ્હારો નૂતન થયો, એમ સમજીને નિયમાનુસાર મ્હને લક્ષ રૂપિયા આપી દે તે સાભળીને રાજાએ સઘળાને પૂછ્યુ કે, આ કાલિદાસ પડિત શુ કહે છે ? જે સત્ય હોય તે કહો. પડિતો વિચારમા પડયા કે, આ શ્લોક આવડે છે એમ જો કહીશુ, તો રાજાના બાપની પાસેથી એને નવ્વાણુ કરોડ રત્ન લ્હેણા છે, એમ સિદ્ધ થાય છે, અને નથી આવડતો એમ કહીશુ તો એ શ્લોક નવિન ઠરતો હોવાથી એને ઇનામ આપવુ પડશે કાલિદાસે જ્યારે આવી યુક્તિ કાઢી ત્યારે સર્વ પડિતોના મુખ બધ થઇ ગયા રાજાના ઉપર આટલા

બધા કરજનો બોજો પડે છે, તેના કરતા એ શ્લોક નવિન કરીને એને નિયમ પ્રમાણે એક લક્ષ રૂપીયા આપવા પડે, તો તેમા કાંઇ હરકત જેવુ નથી, એ પ્રમાણે વિચાર કરીને પંડિતોએ જવાબ આપ્યો કે, હે રાજન્! એ વાતની હમને ખબર નથી. ત્યારે કાલિદાસે કહ્યુ, નથી તો જવા દો વાદ વિવાદનુ શુ કામ છે? મ્હારો શ્લોક કોઇને આવડતો નહિ હોવાથી નૂતન ઠરે છે, માટે પ્રતિજ્ઞા પ્રમાણે એક લક્ષ રૂપીયા તો લાવો રાજા અને પંડિતો ચકિત થઇ ગયા, અને એના ચાતુર્યની તારીફ કરવા લાગ્યા પછી રાજાએ એને (કાલિદાસને) પોતાની સભામા અગ્રેસર કરીને રાખ્યો, અને વસ્ત્રાલંકારાદિથી વિભૂષિત કર્યો પછી કાલિદાસે ભગવતીના ઉપર ઘણુ કવિત્વ કર્યું, અને દાસ થઇને પણ પોતાની પૂજ્ય જે કાલિકા ત્હેના યશ કરતાયે પોતાના યશની વૃદ્ધિ કરી આ પ્રમાણે કાલિદાસ ભગવતીના પ્રસાદથી રાજમાન, વૈભવ, વિદ્યાસંપન્ન થઇને કૃતાર્થ થયો એટલા માટેજ દુર્વાસાએ કહ્યુ છે કે—

काव्यै पापठितै किमल्पविदुषां, जोघुष्यमाणै पुन. ।
किं तैर्व्याकरणैर्विबोधिततया किंवाभिधानश्रिया ।
एतैरंब न सोमवीतिसुकविस्तावत्तव श्रीमतो-।
र्यावन्नानुसरीसरीति सरणिं पादाब्जयो पावनीम् ॥

હે અંબ! અલ્પવિદ્યાવાન્ પુરૂષ કવિત્વ કરવા સારૂ મહાકવિઓના કાવ્યોનુ વારવાર પઠન કરે છે, તથા વ્યાકરણ (શબ્દશાસ્ત્ર)નો અભ્યાસ કરીને જ્ઞાન સંપાદન કરે છે, અને અનેક કોશરૂપ સંપત્તિથી યુકત થાય છે, પરંતુ જ્યાસુધી તેઓ ત્હારા પરમપવિત્ર ચરણુકમલની ઉપાસના પદ્ધતિનુ અનુસરણ કરશે નહિ, ત્યા સુધી ઉપરોક્ત ગ્રંથોના પરિશીલનથી શો ફાયદો થઇ શકશે? વિદ્વાન્ મંડળને એમનુ કાવ્ય અત્યંત પરિપોષક નહિ થઇ પડે, એમ હમારૂ માનવુ છે સોનીલોક સુવર્ણના અલંકાર ઘણીજ કુશળતાથી કરે છે, પરંતુ જો તેમનાપર પ્રસાદ (ઓપ, પાલીસ) કરે નહિ, તો તેમની શોભા વિશેષ નહિ થાય, અને તેઓ લોકોના પ્રીતિપાત્ર થઇ શકશે નહિ તેજ પ્રમાણે કવિએ પણ કાવ્ય ઉત્તમ વર્ણયુક્ત, યમકબદ્ધ, નાના અલંકારોથી પૂર્ણ કર્યુ હશે, તોપણ ભગવતીના પ્રસાદ વગર તેની નિર્મલતા અને સર્વલોક પ્રિયતા થઇ શકશે નહિ અત્યાર લગીમા જેમના જેમના કાવ્ય જગતમા લોકોને અત્યંત પ્રિય થઇ પડયા છે, તે બધાયના ઉપર ભગવાન્ અથવા ભગવતીનો અનુગ્રહ થએલો હોવાનુજ જાણવામા આવશે અને લલિતાસહસ્રનામમા પણ એમજ કહેલુ છે કે—

**कलानिधिः काव्यकला रसज्ञा रसेविधि ।**

જગદબા ચતુષષ્ઠી (૬૪) કલાની નિધિરૂપ છે, કિંવા ચદ્રરૂપ છે. તથા કવિની કૃતિ જે કાવ્ય તદ્રૂપ કલા પણ ત્હેનુ રૂપ છે સારાશ, જેના નાટક, ત્રાટક, ભાણુ, ડિમ પ્રહમનાદિ અનેક પ્રકારના ભેદ છે, તે કાવ્યની ઉત્પાદક જે પ્રતિભા છે, તે કાવ્યકળા કહેવાય છે, અને ભગવતીના ધ્યાન વિશેષ વડે એ પ્રકારનુ કાવ્યનિર્માણુ કરવાની શક્તિ આવે છે, એ પ્રમાણે ઘણા તત્રાદિ ગ્રંથોમા વર્ણવેલુ છે કિવા, કાવ્ય (શુક્ર) ની મૃતસજીવિની નામની જે કળા છે, તે એનુ સ્વરૂપ છે, એમ પણ અર્થ થઇ શકે છે. તથા શૃગારાદિ ભેદથી જે અનેક પ્રકારના રસને જાણે છે અથવા જે રસનેન્દ્રિય-રૂપ પણ છે તેમજ રસ (બ્રહ્મામૃત) નો નિધિ છે આ ઉપરથી સમજવામા આવશે કે નાનારસાત્મક કાવ્યકલાકૌશલ્ય ભગવતીના પ્રસાદથીજ થાય છે એ જગદબાની કૃપાથીજ કાલિદાસને આ પ્રકારની કાવ્યકલા સાધ્ય થઇ હતી, કે જેનો રસ આજ દિવસ સુધી લોકો પીતા ધરાતા નથી એથી એની (દેવીની) આરાધનામા મન તત્પર રાખ્યાથી નિસશય બ્રહ્મરસનુ પાન કરવાનુ મળશે અને આનદ પ્રાપ્ત થશે

સચ્ચિદાનદ પરબ્રહ્મના જેમ 'સત્ ચિત્ આનદ' એવા ત્રણુ પ્રકારનાં રૂપ છે, તેજ પ્રમાણે તેની શક્તિના પણુ ત્રણુ રૂપ સમજવા મહાસરસ્વતિ ચિદ્રૂપ, મહાલક્ષ્મી સદ્રૂપ અને મહાકાલી આનદરૂપ છે એટલામાટે અખડ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિને કાજે સુર, નર, મુનિવર હૃદયકમળને વિષે સચ્ચિદાનદ સરસ્વત્યાદિરૂપ ચડિકાનુ ધ્યાન કરે છે ચડી નામ પરબ્રહ્મની પટ્ટમહિષી દેવતાનું છે એના પ્રસાદથી અવિદ્યાતમ દૂર થઇને કલ્પિત પ્રપચના અધિ-ષ્ઠાનનુ જ્ઞાન (સાક્ષાત્કાર) થતા આનદ થાય છે એ કારણને લીધે આદિમાયા જગદબાના પ્રસાદ વિના બીજા ઉપાયોથી "**अहं ब्रह्मास्मि**" હુ સચ્ચિદાનદ બ્રહ્મ છુ એવો અપરોક્ષાનુભવ થઈ શકશે નહિ

આનો પર કોઇ એવી શકા કરે કે, પરમાત્મા સકલ ધર્મોથી રહિત છે, અને શ્રુતિમા ત્હેનુ સચ્ચિદાનદરૂપથી (કહીં સદ્રૂપથી, કહીં ચિદ્રૂપથી, અને કોઈ સ્થળે આનદરૂપથી) વર્ણુન કરેલુ છે, તો તે પરથી 'સત્ ચિત્ આનદ' એમ ભિન્ન ભિન્ન રૂપથી પરમાત્માની પ્રતીતિ થાય છે, એ પ્રમાણે સિદ્ધ થયુ અને એમ હોય, તો પરમાત્મામા સ્વગતભેદ હોવાનુ સિદ્ધ થાય છે એના નિરાકરણમા એમ કહી શકાય કે, જેની સત્તા ( અસ્તિત્વ ) દેશકાલ વસ્તુઓથી પરિચ્છિન્ન (મર્યાદિત) હોય છે, તે અસત્ વસ્તુ છે ઉદાહરણમા ઘટજ જુઓ ઘટ ઉત્પત્તિના પહેલા ન હતો, અને નાશ થયા પછી પણ

રહેતો નથી, તેથી એ કાલપરિચ્છિન્ન થયો તે પ્રમાણે, ઘટ આ સ્થળમા છે અને ત્યા નથી, તેથી દેશપરિચ્છિન્ન થયો જેની ઉપલબ્ધિ સર્વત્ર હોય નહિ, તે વસ્તુ દેશપરિચ્છિન્ન સમજવી તથા ઘટ વસ્તુપરિચ્છિન્ન પણ છે વસ્તુ પરિચ્છેદના ત્રણ ભેદ છે સજાતીય ભેદ, વિજાતીય ભેદ, અને સ્વગતભેદ

वृक्षस्य स्वगतो भेद पत्रपुष्पफलादिभि ।
वृक्षान्तरात्सजातीयो विजातीय शिलादित ॥

આમ્રવૃક્ષ અને વટવૃક્ષ એમનો જે ભેદ, યાને વૃક્ષ વૃક્ષ માહેનો જે ભેદ છે, તેને સજાતીય ભેદ કહે છે, વૃક્ષ અને શિલા એમનો જે ભેદ છે, તે વિજાતીય ભેદ છે, અને આમ્રના ઝાડનો અને તેના પત્ર પુષ્પ ફલાદિકોનો જે ભેદ છે, તે સ્વગત ભેદ જાણવો પરતુ બ્રહ્મની સત્તા ત્રિકાલાબાધિત છે બ્રહ્મ કોઇ પણ કાળમા નથી એમ નથી, કોઇ પણ દેશમા નથી એમ નથી, તથા સજાતીય વિજાતીય, સ્વગત ભેદ શૂન્ય છે કેમકે, બ્રહ્મમા સજાતીય ભેદ હોવા સારૂ બીજુ બ્રહ્મ જોઇએ, પરતુ બીજા બ્રહ્મ વિષે કોઇ પ્રમાણ મળતુ નથી, તેથી એ સજાતીય ભેદરહિત થયુ અને બ્રહ્મનો જે વિજાતીય હશે તે અસત્યજ થશે બ્રહ્મ સદ્રૂપ અને તેનો વિજાતીય અસદ્રૂપ જે જાતેજ મિથ્યા હોય છે, તે ભેદનો પ્રતિયોગી શી રીતે થઈ શકે ? એથી એ વિજાતીય ભેદશૂન્ય થયુ તથા સર્વગત, અવ્યક્ત એવુ જે બ્રહ્મ છે, ત્હેને હાથ પગ વગેરે અવયવ નથી, કે જે તેમા સ્વગત ભેદ ઉત્પન્ન કરી શકે સારાશ, બ્રહ્મ અપરિચ્છિન્ન થયુ

શ્રુતિમા પ્રતિપાદન કરેલા 'સત્‌ચિત્ અને આનદ' એ ત્રણે શબ્દો વસ્તુત પરમાત્માનુ પ્રતિપાદન કરતા નથી, પરતુ જગતમા તદ્વિરૂદ્ધ 'અસત્ જડ અને દુ ખ' ધર્મ વિદ્યમાન છે, તેમના નાશક છે, એ શબ્દોની પ્રતીતિ બ્રહ્મમા થતી નથી જે પ્રમાણે વિષ એ શબ્દ બીજાનુ નાશકત્વ દર્શાવે છે, પરતુ તેનાથી તે પોતાની નાશકતા સૂચવતો નથી તેજ પ્રમાણે, સત્‌ચિત્–આનદ એ શબ્દો અસજ્જડદુ ખાદિકોની નિવૃત્તિ કરે છે, તેથી શ્રુતિએ તેમનો પ્રયોગ કર્યો છે એમ જો ના હોત, તો પરમાત્મા શબ્દનો વિષય નથી, એમ શ્રુતિ કેમ કહેત ?

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

સચ્ચિદાનદ બ્રહ્મસ્વરૂપ પ્રકાશિત કરવાને વાણી (શબ્દ) ગમે તે પ્રકારે પ્રવૃત્ત થાય, તોપણ તેનાથી કાર્ય થતુ નથી અર્થાત્ ત્યાસુધી શબ્દ નહિ પહોચી શકવાથી પાછા ફરે છે રાજગૃહમાથી વારાગના જે પ્રમાણે મનોરથ

અપૂર્ણ થવાથી પાછી આવે છે, તેજ પ્રમાણે ઋગાદિવેદરૂપી વાણી પોતાનો હેતુ સફલ થતો નથી, એમ નિશ્ચયાત્મક જાણીને પાછી ફરે છે રાજાની પાસે ગયા વિના અને ત્હેને જોયા વિના કંઇ વારાંગના સફલ કામ થઇ શકશે ? તેજ પ્રમાણે બ્રહ્મરૂપ રાજાની પાસે પહોચ્યા વિના, ત્હેને જોયા વગર શ્રુતિ પણ પૂર્ણકામ કેમ થઈ શકશે ? દૂરથી બુમ બરાડે છે પરતુ તે શબ્દ ત્યા સુધી (રાજાના કાનપર) ક્યા જઇ પહોચે છે ? આનાપર શકા થશે કે, ભલે વાણીથી તેનો પ્રકાશ ના થાય, તોપણ જે પ્રમાણે પુષ્પોની સુગધ મનનો વિષય થાય છે, તેજ પ્રમાણે બ્રહ્મ મનનો વિષય થશે અર્થાત્ મન તેને પ્રકાશિત કરશે તેના નિરાકરણને માટે **'मनसा सह'** એમ શ્રુતિમા કહ્યુ છે તેપરથી મનોવૃત્તિ પણ એને પ્રકાશિત કરી શકતી નથી, એમ સમજવુ મનની સાથે વાણી ભગ્નમનોરથ થઇને પાછી ફરે છે આ કથન ઉપરથી 'સત્ચિત્ આનદ' એ શબ્દની પ્રવૃત્તિ તેના પ્રતિયોગી 'અમજ્જડ દુ ખની' નિવૃત્તિ ખાતરજ શ્રુતિએ કથી છે, એમ ફલિત થયુ જો કે સચ્ચિદાનદ બ્રહ્મ ભિન્ન ભિન્નરૂપથી પ્રતીતિનો વિષય થયો, તોપણ તે એક રૂપજ છે

દૃષ્ટાન્તમા સમજવુ જોઇએ કે, તેજ, કઠણતા અને પીળોવર્ણ મળીને જેમ સુવર્ણ એકજ થાય છે, અથવા પાતળાપણુ, મધુરતા અને શુભ્રવર્ણ એ ત્રણે મળીને એકજ અમૃત, કિવા શુભ્રતા, સુગધ અને મૃદુત્વ એ ત્રણે શબ્દો મલિનતા, દુર્ગન્ધ અને કાઠિન્યના પ્રતિયોગી થઇને જેમ એક કપુરમાજ જોવામા આવે છે, તેજ પ્રમાણે 'સત્ચિત્ આનદ' એ ત્રણે બ્રહ્મમા રહે છે અમૃતનુ માધુર્ય તેનાથી પૃથક કરી શકાતુ નથી, તેજ પ્રમાણે બ્રહ્મનો સત્ એ અશ ચિત્ અને આનદથી અલગ કરી શકાતો નથી, તથા ચિત્ને સત્ અને આનદથી પૃથક કરી શકાતો નથી, તેમજ આનદને સત્ અને ચિત્થી જૂદો પાડી શકાતો નથી સચ્ચિદાનદ લક્ષણવડે તદ્વિરોધી પદાર્થોની વ્યાવૃત્તિ કરેલી છે, અને શબ્દાતીત પરમાત્માને વિષે એ ત્રણે શબ્દો વિલીન થએલા છે તાત્પર્ય, જડ પદાર્થોનો પ્રકાશક જે સૂર્ય છે, ત્હેને જડ પદાર્થો શી રીત્યે પ્રકાશિત કરી શકશે ? તેજ પ્રમાણે પરમાત્મપ્રકાશથી પ્રકાશિત થઇને ઘટપટાદિકોનુ જ્ઞાન કરાવનારી એવી જે વાણી છે, તે સ્વયપ્રકાશ પરમાત્માને કેવી રીત્યે પ્રકાશિત કરી શકશે ? નહિજ કરી શકે તેજ પ્રમાણે બ્રહ્મની શક્તિપણ સત્ચિત્ આનદરૂપજ છે, તેમ છતા એને એકરૂપ સમજવી એવી જે આદિ શક્તિ છે, તે દેવતાઓના કાર્યને ખાતર એકેક અંશથી 'ચિદ્રૂપથી મહાસરસ્વતી, સદ્રૂપથી મહાલક્ષ્મી, અને આનદરૂપથી મહાકાલી પ્રગટ થાય છે અને ત્રિવિધ ભાસે છે, તથાપિ એકરૂપજ સમજવી.

देवानां कार्यसिद्ध्यर्थमाविर्भवति सा यदा ।
उत्पन्नेति तदा लोके सा नित्याप्यभिधीयते ॥

બ્રહ્મની શક્તિ બ્રહ્મવત્ નિત્યજ છે 'अजामेकां' ઇત્યાદિ શ્રુતિમા એને જન્મરહિત કહી છે તેમ છતા જે વખતે તે દેવોના કાર્યભાગ સિદ્ધ કરવા ખાતર પ્રગટિત થાય છે, તે વખતે જગતમા લોકો એ નિત્યાને ઉત્પન્ન થએલી એમજ કહે છે લોકોને ક્યા પારમાર્થિક દૃષ્ટિ હોય છે? કવિ કહે છે કે —

सहजो य समुल्लास क्षीराब्धे सोऽपि मस्यते ।
चन्द्र इत्यत्र किं कुर्मो गतानुगतिक जगत् ॥
गतानुगतिको लोको न लोक पारमार्थिक ।
सतीमप्यसतीमाह सीतां रक्षक्षयाश्रयात् ॥

ક્ષીરસમુદ્રનો જે સ્વાભાવિક આનદ, પ્રકાશ છે હેને ચદ્ર માનવામા આવે છે, ત્યા હમે શુ કરીએ? કેમકે, લોકો ગતાનુગતિક—ગાડરીયા પ્રવાહમા તણાનારા—હોય છે અર્થાત્ એકે કહ્યુ કે આ ચદ્રમા છે, તો તેની પાછળ સઘળાજ ચદ્ર છે, ચદ્ર છે, એમ કહેવા લાગવાના મહાસાધ્વી જાનકીને પણ તે રાક્ષસને ઘેર રહેલી હોવાથી એ અસતી છે, અસતી છે, એમ લોકો કહેવા લાગ્યા હતા તાત્પર્ય, લોકો વિવેકરહિત હોવાથી તત્ત્વદૃષ્ટિશૂન્ય હોય છે અને મૂળરહસ્યની શોધ કરવાને બદલે ગતાનુગતિક, અધપરપરા ન્યાયથી 'એક જ્યા જાય હેની પાછળ પાછળ જનારા અને એકે જેમ કર્યુ હોય તે મુજબ કરનારા, પરતુ હેના ગમન અને કાર્યનો કાઇ પણ વિચાર નહિ કરનારા' બને છે આનાપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છે

કોઇ ક્ષેત્રમા શિવરાત્રીની પર્વણિમા મોટી યાત્રા ભરાઇ હતી અને ત્યા એક સંન્યાસી મહાદેવના દર્શનને કાજે ગયો હતો નદીમા સ્નાન કરતી વખતે હેને વિચાર થયો કે, મ્હારે અહી તામાનુ કમડલુપાત્ર ક્યા રાખવુ? કેમકે, અહીયા તો ઘણી ભીડ થએલી છે, અને આવા મેળામા ચોર લોકો પણ આવે છે, તો વખતે કોઈ ચોર મ્હારૂ આ પાત્ર પણ ઉઠાવી લઇ જવા સભવ છે કિનારા પર મૂકીને નદીમા ડુબકી મારીશ, તો અહી મૂકી છાડેલું પાત્ર ઉપાડીને લઇ જતા કેટલી વાર લાગવાની હતી? અર્થાત્ પાત્ર ચોરી જવાનુ બીલકુલ કઠીણુ નહિ થઇ પડે એટલામાટે હવે એવી યુક્તિ કરીશ કે જેથી ચોરથી પણ લઇ શકાશે નહિ. આ નદીને કિનારે દૂર એક ખાડો ખોદીને તેમા એને દાટી દઉં, અને પછી નદીમા જઇને સ્નાન ક્રિયા

કરૂ તે સન્યાસીએ એ પ્રમાણે વિચાર કર્યો અને થોડે દૂર જઇને એક ખાડો ખોદીને તેમા પેલુ પાત્ર સતાડી દીધુ ત્યા પણ ફરી એને શકા થઇ કે, સ્નાન કરીને આવ્યા બાદ આ જગોએજ મ્હારૂ પાત્ર છે, એવી મ્હને ખબર શી રીત્યે પડી શકશે? કેમકે, આ રેતીનો કિનારો એક સરખોજ જણાય છે, તેથી કાઇ નિશાની કર્યા વગર આ સ્થાન પારખી શકાશે નહિ પછી તે સન્યાસીએ તે સ્થાનપર તેજ રેતીનુ એક મહાદેવનુ લિગ બનાવ્યુ, અને પોતે નદીમા સ્નાન કરવાને ચાલ્યો ગયો

તે સન્યાસીએ તે જગ્યાએ કરેલો રેતીના લિગનો આકાર ત્યા કોઇ એક માણસના જોવામા આવ્યો હતો, પરતુ તેની અદર પાત્ર ડાટેલુ છે, અને તેને પારખી કાઢવાને માટેજ ત્હેણે એ લિગ બનાવ્યુ હતુ એવા ત્હેના હેતુની એને ખબર ન હતી ઉપરના કેવળ રેતીના લિગ માત્રને જોઇને ત્હેની એવી સમજ થઇ હતી કે આજે મહાશિવરાત્રીનો પર્વકાલ છે, તેટલા માટે, આ સન્યાસી પ્રથમ લિગ બનાવીને પછી સ્નાન કરવાને ચાલ્યો ગયો હોવો જોઇએ આ ઉપરથી શાસ્ત્રમા આજના દિવસ માટે એવુજ વિધાન કર્યું હશે પછી ત્હેણે પોતાના મિત્રને કહ્યુ, ભાઇ! આજે સ્નાન કરતા પહેલા રેતીનુ લિગ બનાવીને પછી ન્હાવુ જોઇએ એવો આ ક્ષેત્રનો અને આજના દિવસનો મહિમા છે, માટે આ જુઓ પેલો સન્યાસી શિવલિગ બનાવીને સ્નાન કરવા ગયો છે ચાલો આપણે પણ એવુ શિવલિગ નિર્માણ કરીને પછી સ્નાન કરીશુ એટલુ કહીને ત્હેણે લિગ બનાવ્યુ તથા એના મિત્રે પણ બનાવ્યુ અને બન્ને જણા પછી ન્હાવા ગયા એ લોકોનુ એ કૃત્ય કોઇ ત્રીજા આદમીના જોવામા આવતા ત્હેણે પ્રશ્ન કર્યો, ભાઇ! આ શુ? એ બન્નેયે જવાબ દીધો, આજના પર્વનુ એવુજ માહાત્મ્ય છે કે મહાદેવનુ લિગ પ્રથમ બનાવીને પછી સ્નાન કરવુ ત્યારે તે આદમીએ પણ એમનુ અનુકરણ કીધુ એ પ્રમાણે કર્ણોપકર્ણ એ વાતની સઘળા યાત્રાળુઓને ખબર પડતા દરેક આદમી પોતાના હાથવતી તે રેતીમા શિવલિગનો આકાર બનાવીને સ્નાન કરવાને જવા લાગ્યો

થોડીવારમા પેલો સન્યાસી સ્નાનાદિકર્મ કરીને કમડલુપાત્ર તે જગોએથી કાઢી લઇ જવાને તે સ્થાનપર આવીને જુએ છે, તો તે નદીનો આખો કાંઠો લિગમય બની ગયો છે! હવે મ્હારૂ પાત્ર કઇ જગોપર છે તે શી રીત્યે સમજાશે? એવી ચિન્તા એને થઈ પડી. પછી અદાજથી પૂર્વસ્થલની પાસે જઇને નીચે બેઠો, અને આમતેમ જોઇને એક મહાદેવનું લિગ હાથવતી

ઉખાડીને ત્યા ખોદીને જોયુ પરતુ પાત્ર મળ્યુ નહિ બીજુ લિગ ભાગી જોયુ તો પણ કશો પત્તો લાગ્યો નહિ ત્યારે ત્રીજુ, ચોથુ, પાચમુ એમ દસવીસ લિગ આસપાસના ખોદી જોયા પરતુ પાત્ર કોઇપણ સ્થળેથી મળી આવ્યુ નહિ પછી તો એને ઘણીજ ચિન્તા થઇ પડી કે હવે શુ કરવુ ? કમડલુ ક્યાથી મળશે ? આ સન્યાસીનુ એ કૃત્ય પણ ત્યાના કોઈ યાત્રાળુના જોવામા આવતા ત્હેણે બીજાને દેખાડીને કહ્યુ કે, ભાઇ ! સ્નાન કર્યાબાદ પહેલા બનાવેલો લિગાકાર ઉખાડી નાખવાનો (સાફ કરી દેવાનો) હોય એમ લાગે છે, આ સન્યાસીએ એમજ કર્યું છે એમ કહીને એક લિગનો આકાર પોતાના હાથેજ ભાગી નાખીને રેતીને સાફ કરી દીધી બીજાએ પણ તેમ કર્યું કર્ણોપકર્ણું સઘળાને ખબર પડી કે, સ્નાન કરીને આવ્યા બાદ પોતે અગાઉ બનાવેલુ લિગ તોડી નાખવાનુ છે પછી દરેક જણે અકકેક લિગાકાર સાફ કરી નાખ્યો, અને ક્ષણવારમા તે રેતીનુ સ્થાન એક સરખુ થઇ ગયુ એ લોકોની આવી કૃતિ જોઇને સન્યાસી આશ્ચર્યયુક્ત થઇને હસવા લાગ્યો અને બોલ્યો કે, આ લોકો કેવા મૂઢ છે ? હુ જેમ કરતો ગયો તેનુજ અનુકરણ એમણે કર્યું પ્રથમ લિગ બનાવ્યુ અને પછી હાથવતી સાફ કરી નાખ્યુ પરતુ મ્હે શા માટે એ પ્રમાણે કર્યું અને પછી સાફ કરી નાખ્યુ તેના હેતુનો કોણ વિચાર કરે છે ? લોકપરપરા અંધ હોય છે. ઘેટા જેમ એક એકની પાછળ જાય છે, પછી અગાડીવાળુ ભયે ખાડામા પડે, તોપણ તેનો પીછો છોડતા નથી, તેજ પ્રમાણે દુનિયાના લોક પણ એકનુ કૃત્ય જોઇને તદનુરૂપ ક્રિયા કરે છે, પરતુ તે ક્રિયામા કર્તાનો શો હેતુ છે, રહસ્ય શુ છે, તે જોતા નથી સારાશ —

**गतानुगतिको लोको न लोक पारमार्थिक ।**
**वालुकालिंगमात्रेण गत मे ताम्रभाजनम् ॥**

એ લોક ગતાનુગતિક (એકની પાછળ એક એમ ગમન કરનારા) હોય છે, કોઇને પણ નથી હોતી પરમાર્થ દૃષ્ટિ અગર તત્ત્વવિવેક બુદ્ધિ એ લોકોનુ કૃત્ય તો સ્વાભાવિક થયુ, પરતુ વાલુકા ( રેતી )ના લિગમાત્રથી મ્હારૂ તાબાનુ કમડલુ ખોવાઇ ગયુ. કેમકે, રેતીનો પ્રદેશ એક સરખો હોવાથી પહેલા મ્હે જે સ્થાનપર પાત્ર મૂક્યુ હતુ, તે સ્થાન હવે જડવુ મુશ્કેલ છે કહેવાની મતલબ એ હતી કે, આદિમાયા જો કે નિત્યા છે, તોપણ લોકો એને ઉત્પન્ન થએલી કહે છે દેવતાઓની કાર્યસિદ્ધિને ખાતર એનો જે પ્રાદુર્ભાવ (ઉત્પન્ન થવુ તે) કહ્યો તે મુખ્ય નથી, ગૌણ છે એમ સમજવુ.

**नित्यैव सा जगन्मूर्तिस्तया सर्वमिदं ततम् ।**

સુમેધા ઋષિ સુરથ રાજાને કહે છે કે, હે રાજા ! એ દેવી નિત્ય છે, એમ સમજજે એ દેવીએ આ સર્વ દૃશ્યમય વિશ્વવ્યાપ્ત કરી દીધુ છે, પરંતુ એને કોઇએ બનાવી નથી જગત એજ જેની મૂર્તિ છે, ત્હેની આરાધના કર્યાથી તું કૃતાર્થ થઇશ પુરાણાદિમા કહ્યુ છે કે —

**ओंकारं पितृरूपेण गायत्रीं मातरं तथा ।**
**पितरौ यो न जानाति स विप्रो ह्यन्यरेतज ॥**

જે બ્રાહ્મણ ઓંકારને પિતારૂપ અને ગાયત્રીને માતારૂપ સમજતો નથી તે માતાપિતાને નહિ ઓળખનારાને અન્યવીર્યોત્પન્ન સમજવો જગતમા પણ એવુ જોવામા આવે છે કે, જેને માબાપની ખબર નથી હોતી, તે વ્યભિચારથી ઉત્પન્ન થએલો હોય છે એ પ્રમાણે ૐકાર બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ અખિલ વિશ્વનો પિતા છે વાચ્ય અને વાચકનો સબધ જો કે ભેદ ઘટિત લાગે છે, તોપણ તે મુખ્ય નથી, ગૌણ છે એથી એ બન્નેનો અભેદ માનવો, યાને ૐકાર બ્રહ્મરૂપજ છે એમ સમજવુ તેજ પ્રમાણે ગાયત્રીનો પણ જગદબાથી ભેદ નથી, તેથી ગાયત્રી શબ્દ જગદબાનો વાચક છે, એમ જાણવુ ગાયન કરનારા પોતાના ભક્તોનુ એ રક્ષણ કરે છે, એટલા માટે એનુ 'ગાયત્રી' એવુ નામ થએલુ છે જગદબા પણ ભજન કરનારા પોતાના બાળકોનુ રક્ષણ કરે છે એ પ્રમાણે ૐકાર અને ગાયત્રી (જગન્માતા અને પિતા)ને જે મનુષ્ય બ્રહ્મકુળમા ઉત્પન્ન થવા છતા જાણતો નથી, અને કદાચ નામ માત્રથી જાણતો હોય, તે છતા આરાધના કરતો નથી, તેને માટે અન્યવીર્યોદ્ભવ ( વર્ણસકર ) એવુ કથન શુ મિથ્યા છે ? ભગવાન્ વ્યાસજી કહે છે કે —

**ते मन्दास्तेऽतिदुर्भाग्या रोगैस्ते समुपद्रुता ।**
**येषां चित्ते न विश्वासो भवेदम्बार्चनादिषु ॥**
**न तदस्ति पृथिव्यां वा दिवि प्राप्य सुदुर्लभम् ।**
**प्रसन्नायां शिवायां यदप्राप्य नृपसत्तम ॥**

જે લોકોના ચિત્તમા જગદબા ભગવતીના અર્ચન પૂજન વગેરેને વિષે વિશ્વાસ (શ્રદ્ધા) નથી, તે લોકોને મૂઢ તથા અત્યત દુર્ભાગી સમજવા તેઓ રોગ વગેરેથી નિરતર ઘણુાજ દુ ખી થાય છે હે રાજા ! શિવા 'ચિદ્રૂપિણી જગદબા' જો પ્રસન્ન થાય તો સ્વર્ગમા તથા પૃથ્વીપર એવો કોઇ પદાર્થ

નથી, કે જે ત્હેના ઉપાસક બાળકને દુર્લભ અને અપ્રાપ્ત હોઇ શકે, એટલા-માટે, દરેક મનુષ્યે સકલકામપ્રપૂરક અને પાપનાશક જગદંબાનું સ્મરણ અર્ચન કરવું જોઇએ, એ ફલીત થયું.

इतिश्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानन्दसरस्वतीशिष्य श्रीदत्तात्रेयविरचिते श्रीदत्तप्रबोधकल्पद्रुमे तृतीयस्कंधस्य द्वितीयोगुच्छ ॥ १ ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

॥ इति शिवम् ॥



શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલયમાંથી પ્રગટ થએલાં પુસ્તકો.

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

---

## (પ્રથમ અને દ્વિતીય સ્કંધ-તેમાંના વિષયો અને દૃષ્ટાંત)

**પ્રથમ** ગુચ્છ-પુષ્પ (૧) સદ્ગુરૂદ્વારા સચ્છાસ્ત્ર લાભ તથા ભેદભ્રમ-નિરાસ, રાજા અને માળીપુત્ર, સંજીવિની વિદ્યાપ્રાપ્તિ (૨) સદ્ગુરૂનું લક્ષણ તથા શરણાગતરીતિ, જનકશુક સમાગમ, એકલવ્ય કિરાતવૃત્ત (૩) સંસારવ્યાધિનાશક સદ્ગુરૂધન્વંતરીની આવશ્યકતા, શ્રીકૃષ્ણ ગુરૂગૃહનિવાસ, રામાનંદ અને કબીર (૪) આત્મારામને વિષે સદ્ગુરૂદ્વારા પ્રવેશ-ત્રિપુરવધવૃત, ચાંગદેવ અને જ્ઞાનેશ્વર (૫) સદ્ગુરૂવચન વિશ્વાસજ મોક્ષનો ઉપાય, ગાંધાર દેશસ્થ આંધળો, શ્રીરામને વસિષ્ઠોપદેશ (૬) સદ્ગુરૂ કૃપાંજનથી નિર્મલ દૃષ્ટિ-નામદેવ અને વિસોબા ખેચર (૭) જ્ઞાનગંગા સમૂલપાપનાશિકા-વિશ્વામિત્રવૃત્ત, તુકારામજીઆની કાશીયાત્રા (૮) મોક્ષાર્થીને સમતા આવશ્યક છે, કૂતરાની પૂછડી, જયદેવપંડિત. (**દ્વિતીય ગુચ્છ**) (૧) દુ:ખનું મૂળ ચિત્તજ અને તેના નાશક દ્વિવિધ માર્ગ-વૈશ્યપુત્ર અને રાજકન્યા, (૨) બંધમોક્ષનું કારણ મનજ-જડભરત અને રહુગણ, મૌનીસાહુકાર, અવધૂત કુમારીવૃત્ત (૩) મનોનિગ્રહયુક્તિ-તુકારામ અને ચિંતામણીદેવ, હઠનિગ્રહી બ્રાહ્મણ (૪) વૈરાગ્યસ્વરૂપ અને તેના પ્રકાર-રાજા ભર્તૃહરી (૫) અભ્યાસસ્વરૂપ તથા ક્યાં-સુધી અને કેવી રીતે કરવો-ટિટ્ટિભવાર્તા, એક મૂઢ બ્રાહ્મણ. (૬) મલિન વાસનાસ્વરૂપ અને ભેદ-શંકર પાર્વતી, ત્રિવર્ત, દુર્વાસ, નિદાઘ, દાસ અને પૂતનાવૃત્ત (૭) શુભવાસના સ્વરૂપ અને પ્રકાર-એક વેદાંતી, એકનાથની સમતા, ભર્તૃમંત્રીવૃત્ત (૮) વિષયવિચાર-વેશ્યા અને કામીપુરૂષ, રાજા પુરૂરવા અને ઉર્વશી

### દ્વિતીય સ્કંધ-પ્રથમ ગુચ્છ.

પુષ્પ (૧) ભેદશૂન્ય ભક્તિદ્વારા યોગ અને જ્ઞાનસિદ્ધિ-શ્રીકૃષ્ણ રૂકિમણી વિનોદ, નરસિંહ મહેતા અને રાસલીલા (૨) ભક્તિમાં ત્રિદોષ અને ભક્તિવડે દ્વિવિધ દોષનો નાશ-હરિપાળ ભક્ત, ગોપાલોને વૈકુંઠદર્શન (૩) ભક્તિવગર કાંતિ પાંડિત્યાદિ ગુણ વ્યર્થ છે-કુંડધાર અને દરિદ્રી બ્રાહ્મણ, હનુમદ્‌હૃદયસ્થ સીતા-રામદર્શન (૪) ભજનરહિત મનુષ્યની શવતુલ્યતા-વિદુરકૃષ્ણસમાગમ, કુબ્જાનો અંગરાગ. (૫) સગુણ અને નિર્ગુણભક્તલક્ષણ અને તેના પ્રકાર-ઋષિપત્ની અન્નદાનવૃત્ત, નામદેવકૃત ગાયસંજીવન (૬) ભક્તિશૂન્યજ્ઞાન શ્રમદાયક છે-વિવેક

સિદ્ધુપાઠીએક વેદાન્તી, એક ભાવિક શૂદ્ર (૭) સર્વ સાધનોમા ભક્તિનુ પ્રાધાન્ય–દાવગ્નિપાન, નામદેવની દિવાળી, જનાબાઇવૃત્ત. (૮) ભક્તિના ઉત્પાદક નવસાધન–સત્સંગમાહાત્મ્ય, તુકારામની છલના અને તેમનુ 'તુકારામ' એ નામ પડવાનુ કારણ (દ્વિતીય–ગુચ્છ) (૧)શ્રદ્ધાયુક્ત શ્રવણ અને શ્રવણમા વિઘ્નકથન એક રાજા અને પંડિત (૨) હરિકથાશ્રવણથી જ્ઞાનલાભ અને સંકટ વિમોચન તુકારામ અને શિવાજી, શ્રવણમુનિવૃત્ત (૩) કેવા પ્રકારનુ શ્રવણ ફલદાયી થાય છે–સુવર્ણપુતળીઓની પરિક્ષા, એક ધનાઢ્ય ગૃહસ્થનુ કથાશ્રવણ (૪) ભગવદવતારનુ મુખ્ય પ્રયોજન–નારદપૂર્વજન્મ, જનમેજયની બ્રહ્મહત્યા (૫) (દ્વિતીય કીર્તનભક્તિ) ભગવત્કીર્તનથી જીવ્હાની શુદ્ધિ–સહસ્રનામપાઠી ગૃહસ્થ, એક ચતુર્વેદી મૂઢ (૬) ભગવન્નામરહિત વાણી અમંગળ છે–અપશકુનનુ ફલ (૭) જીવ્હાનો સ્વભાવ અને પરમાત્માની કીર્તનપ્રિયતા–કેશવસ્વામીના કીર્તનમા ચમત્કાર. (૮) પાપને લીધે ભજનમા પ્રવૃત્તિ થતી નથી–લોમેશઋષિ અને ઉદરણ, ગોવર્ધનલીલા. અક્રૂરને નિજરૂપદર્શન આ બે સ્કંધની કિંમત ૩–૪–૦ ટપાલ વ્હી પી ખર્ચ જુદો આમા કાગળ ગ્લેઝ, પાકુ પુંઠું, ડેમી સાઇઝના પૃષ્ઠ ૪૭૫ અને છપાઇ સારી છે.



## શ્રી નવનાથચરિત્ર–પ્રથમ ભાગ

### (તેમાંના વિષયો અને દૃષ્ટાંત.)

અધ્યાય (૧) જાલંધર કાનીફનાથની ઉત્પત્તિ, દત્તાત્રેય અને ઋષિઓની વાર્તા, મૈનાવતીને ઉપદેશ, રામદાસને મંત્રોપદેશ પાછો આપનારો શિષ્ય (૨) મૈનાવતીનો ગોપીચંદને ઉપદેશ, રામદાસને દત્તદર્શન, શતબુદ્ધિ અને સહસ્રબુદ્ધિની વાર્તા, રાજસૂયયજ્ઞમા સુવર્ણની ચોરી, બલીશુક્રસંવાદ (૩) મંત્રી અને જાલંધર સંવાદ, રાજસભામા જાલંધરનુ આગમન તથા ખાઇમા પૂરણ, બોર ખાવાવાળો એક ગૃહસ્થ. (૪) રામદાસશિષ્યપરીક્ષા, ગોરખનાથ કાનીફનાથ ભેટ અને યોગસંપ્રદાયાદિકથન, આમ્રફળનો ખેલ, એકનાથની પરમશાંતિ, એક ક્રોધી ગૃહસ્થની વાર્તા (૫) ગોપીચંદ બંધન, કાનીફ ક્રોધ, ડબુડબુશાસ્ત્ર બ્રાહ્મણવૃત્ત, શ્વાન અને મનુષ્ય સંવાદ, એક ગુરુશિષ્યવૃત્ત, સુવર્ણ પુતળાઓનું નિર્માણ (૬) પુતળાઓનું ભસ્મીભૂત થવુ, જાલંધરનાથનુ ખાઇમાથી બહાર આગમન, રાજાને અમરત્વપ્રાપ્તિ, દાંભિકગુરુ લક્ષણ અને એક ચિમટાર ચરિત્ર. (૭) એક પશ્ચાત્તાપી ચોર, ગોપીચંદ યોગદીક્ષાગ્રહણ, માર્કંડેયને માયાદર્શન, માતા તથા રાણીઓના મંદિરમા ભિક્ષાર્થ આગમન,

રાણિઓનો વિલાપ અને જાલંધર ઉપદેશથી તેમનુ સમાધાન (૮) રાજસુયયજ્ઞમા શુક્રાગમનવૃત્ત, ચૂડાલા અને શિખિધ્વજ સવાદ, ચપાવતી બ્હેનને ત્યા ગોપીચંદનુ આગમન, ચપાવતીપ્રાણત્યાગ અને જાલંધરથી તેનુ સજીવન તીર્થપર્યટણ અને પછી રાજયપદારોહણ, જીવન્મુકત રાજા ભગીરથનું ચરિત્ર, ગોપીચદ તથા મૈનાવતીનો બદરિકાશ્રમ નિવાસ

આની સાઇઝ ફાઉન, કાગળ ગ્લેઝ અને પૃષ્ઠ સખ્યા ૨૭૫ કિ ૧-૮-૦ ટ વ્હી પી ખર્ચ જુદો

---

## શ્રીનવનાથ ચરિત્ર-દ્વિતીયભાગ.

### (તેમાંના વિષયો અને દૃષ્ટાન્ત.)

અધ્યાય (૧) મત્સ્યેન્દ્રોત્પત્તિ અને દત્તાત્રેયવરપ્રદાન, ચિત્રાંગ કુતરો, એક રાજાએ કરેલો પરકાયા પ્રવેશ, બીરબલ અને બાદશાહનો સવાદ (૨) ગોરક્ષનાથોત્પત્તિ અને તેનું ગુરૂઅર્થે નેત્રોત્પાટન, ધૌમ્યશિષ્યનુવૃત્ત ગહેનીનાથજન્મવૃત્ત, મત્સ્યેન્દ્રનુ સ્ત્રીરાજયમાં ગમન, ગોરક્ષનુ વેશ્યા સાથે સ્ત્રીરાજ્યમા આગમન, મીનાનાથમારણુ અને સજીવન, અમરક રાજાના શરીરમા શંકરાચાર્યનુ પ્રવેશવૃત્ત (૩) ભર્તૃહરિ અને વિક્રમોત્પત્તિ, દત્તભર્તૃહરિ મિલાપ, અમરફલવાર્તા, પિંગલાદેહત્યાગ અને ભર્તૃહરિ વૈરાગ્ય, ગોરક્ષભર્તૃહરિસમાગમ શતાવધિપિંગલાનિર્માણ, એક હાજરજવાબી પંડિત, ગોરક્ષનાથ સાથે ભર્તૃહરિનુ ગિરનારપર આગમન અને દત્તાત્રેયોપદેશ, ભર્તૃહરિને શૂલારોપણની શિક્ષા (૪) સોમશર્મા બ્રાહ્મણ, ચૌરંગીનાથજન્મ, સાપત્નમાતાના કાપટયથી ચૌરંગીના હસ્તપાદ છેદન, મત્સ્યેન્દ્રગોરક્ષાગમન અને તેને લઇ જઇને તપમા બેસાડવુ (૫) ત્રિવિક્રમ રાજાની કાયામા મત્સ્યેન્દ્રનાથનો પ્રવેશ, મત્સ્યેન્દ્રનાથના દેહનો નાશ તથા અડબંગનાથવૃત્ત, ચૌરંગીનાથને ઉપદેશ, સ્ત્રીઓના મનમા ગુપ્ત વાત રહેતી નથી તે ઉપર દૃષ્ટાન્ત, ગોરક્ષ અને વીરભદ્ર સગ્રામ, મત્સ્યેન્દ્રદેહસજીવન અને તેમા તેમનો પ્રવેશ. (૬) રેવણનાથજન્મ, એકનાથ મહારાજનુ સહસ્ર બ્રાહ્મણભોજનવૃત્તાન્ત, રેવણનાથકૃત વિપ્રપુત્રસંજીવન (૭) જરત્કારૂમુનિવૃત્ત, નાગનાથજન્મ અને તેને દત્તાત્રેયપાસેથી મળેલી સિદ્ધિ. (૮) ચર્પટીનાથનો જન્મ અને તેમનુ દેવો સાથે થયેલું યુદ્ધ, ઇન્દ્રપુરીમાં નવનાથોનુ યજ્ઞાર્થ આગમન

આની સાઇઝ ફાઉન, કાગળ ગ્લેઝ અને પૃષ્ઠ સંખ્યા ૩૫૦ કિં. ૧-૧૨-૦ ટ વ્હી. પી ખર્ચ જુદો

## "હરિહરભક્તિ રહસ્ય."

### (અર્થાત્ મહિમ્નનું શિવ અને વિષ્ણુપર અભેદાત્મક) ગુર્જરભાષામાં વ્યાખ્યાન.

શિવમહિમ્ન ન જાણનારો મનુષ્ય ક્વચિતજ હશે, તોપણ તેનો યથાર્થ અર્થ જાણનારા થોડાજ નીકળશે પરંતુ એમા નવાઈ જેવું કંઇ નથી, કારણ કે એની કઠણતા તથા યોગ્યતા બ્રહ્મસૂત્રોની સમાન છે સૂત્રવત્ એમા અક્ષર થોડા, પણ સંદેહરહિત સર્વસારભૂત વેદાંતનો અર્થ ભરેલો છે જો કે એમા શિવસ્તુતિ છે તોપણ તેના કર્તા પુષ્પદંતે, શાસ્ત્રને તથા પોતાને સંમત જે 'હરિહરઅભેદ' તે ચતુરતાથી તેમા વર્ણન કરેલો છે પરંતુ જ્યા એકજ અર્થ સમજવાની મુશ્કેલી ત્યા દ્વિતીય તથાપિ 'અદ્વિતીય' અર્થની વાતજ શી ? આનાપર શ્રી પ પ મધુસૂદનસરસ્વતી સ્વામીજીએ સંસ્કૃત વ્યાખ્યા કરેલી છે તોપણ તે બહુ કઠણ હોવાથી બધાને તેનો લાભ થવો અસંભવિત છે; માટે આ પુસ્તક ગુજરાતી ભાષામા અન્વયાર્થવિવરણસહિત તૈયાર કરેલુ છે. આ જો કે તે ટીકાનુસાર છે તથાપિ કેવલ ભાષાંતરાત્મક નથી અને આમાં પ્રસંગોપાત બીજા શાસ્ત્રીય ઉપયુક્ત વિષયોની સાથે શ્લોકમાના કથા-વૃત્તાંત વિસ્તૃતરીતે વર્ણવેલ છે, તેમાના કેટલાકનો નામનિર્દેશ નીચે કરેલ છે

પુષ્પદંતવૃત્ત, કુતાર્કિક સંગિરબ્રાહ્મણ, કાલભૈરવોત્પત્તિ અને બ્રહ્મદેવ-શિરનિકૃંતન, સનકાદિમુનિપ્રોતુંવૃત્ત, કૈકસીલિંગહરણ અને રાવણકૈલાસોત્પાટન, બાણાસુરચરિત્ર, સમુદ્રમંથન, મદનજન્મ અને નાશ, શિવતાંડવ અને તેનો હેતુ, ગંગાવતરણ, ત્રિપુરાસુરવૃત્ત, વિષ્ણુનેત્રકમલાર્પણ, વિષ્ણુભક્ત નામદેવ અને નાગનાથ મહાદેવ, દક્ષયજ્ઞ, બ્રહ્મદેવ અને મારીચ મૃગરૂપધારણ અર્ધાંગ પાર્વતિધારણ અને તેનો હેતુ, ઓંકારોત્પત્તિ તથા સ્વરૂપ અર્થવર્ણન, જૈગીષવ્યયોગીવૃત્ત, તૃતીયનેત્રોત્પત્તિ વિષ્ણુદ્રોહી નરહરીસોનીચરિત્ર, ઈત્યાદિની સાથે તાત્વિકાર્થનુ દિગ્દર્શન પણ ઠેકઠેકાણે કરેલુ છે કે જે જોવાથીજ જાણવામા આવશે કિં. રૂા ૧-૦-૦ ટ બ્હી પી. ખર્ચ જુદો

---

## હરિદાસકથાપદ્ધતિ.

નવીન થનાર હરિદાસને આ માર્ગદર્શિકા છે આમા પાંચ પૂર્વરંગ સાથે પાચ સુંદર આખ્યાનો અર્થસહિત લખેલા છે ૧ સતીસખુબાઈ ૨ સતીઅનુસૂયા ૩ ભક્તરાજ સુદામા ૪ શબરી અને ૫ દુર્વાસાચરિત્ર પૃષ્ટ ૧૭૫ ડેમી સાઈઝ, કાગળ ગ્લેઝ કિં આઠ આના. ટ. ખર્ચ જુદો.

છપાય છે ! છપાય છે !!

# શ્રીકૃષ્ણલીલાભાવાર્થદીપિકા.



હે પ્રિય સજ્જનવૃન્દ ! આ વાત તો સુપ્રસિદ્ધ હોવાથી આપ સર્વને વિદિત હશેજ કે, અષ્ટાદશ પુરાણ તથા ઉપપુરાણ, ઇતિહાસ, કાવ્ય માહાત્મ્યાદિ જેટલા પુરાણ પ્રબન્ધ છે તેમના શિરપર ચૂડામણી તુલ્ય ભાગવત મહાપુરાણ સુશોભિત થઇને સ્થિત થઇ રહ્યુ છે, તથા અનેકવિધ દુખાદિકોથી ભરપૂર એવા આ સંસારસમુદ્રને ઉત્તીર્ણ થવાની ઇચ્છાકરનારા પુરૂષોને એ અચ્છિદ્ર અને દૃઢ નૌકાના જેવુ છે, તેમજ અખિલ કલ્યાણોનુ સ્થાન એવુ જે શ્રીભગવાનનુ પદ, તેનાપર આરૂઢ થવાની ઇચ્છા કરનારાને એ નીસરણીના પગથીયા રૂપ આ જગતને વિષે અત્યુચ્ચતાથી વિરાજમાન થઇ રહેલુ છે એ ભાગવતના ઉપર ગીતાની પેરે પૂર્વકાળથી અત્યાર લગીમા અનેક વ્યાખ્યાકાર થઇ ગયા છે

એ ભાગવતના દશમસ્કન્ધના પૂર્વાર્દ્ધમા શ્રીકૃષ્ણની બાળલીલા શ્રી શુકદેવજીએ વર્ણવેલી છે જેના તાત્વિક શ્રવણથી આપણે પણ આ સંસારને વિષે જે બાળ (અજ્ઞવત્) લીલા (ક્રીડા) કરી રહ્યા છીએ, તે સર્વ છુટીને, જ્ઞાની પુરૂષની પેઠે આપણી વૃત્તિ પરમાત્મસ્વરૂપમા સાવકાશ લીલા કરતી રહેશે દશમની લીલાનુ નિત્ય શ્રવણ થતા દશેન્દ્રિય સ્વાધીન થાય છે, અને બારબાદ એકાદશના શ્રવણથી એકાદશમી (અગીયારમી) ઇન્દ્રિય જે મન છે, તે સાર્વકાળ નિર્ગુણ પરમાત્માને વિષે વિલીન થઇને રહે છે, એજ જીવન્મુક્તિ જાણવી સગુણના ધ્યાનભજન પુજન વડેજ નિર્ગુણને વિષે સુલભતાથી મનનો પ્રવેશ થઇ શકે છે, એવો આશય વેદ શાસ્ત્રાદિને સંમત છે એથી કરીને પ્રત્યેક મનુષ્યે અને તેમા ખાસ કરીને વૈષ્ણવોએ તો આ બાળલીલાનું શ્રવણ કરવુ આવશ્યક છે અખિલ ભાગવતના શ્રવણ વિષે અભિરૂચિ ના થાય, તોપણ દશમસ્થ શ્રીકૃષ્ણની લીલા તો રહસ્યયુક્ત અને મનનયુક્ત શ્રવણ કરવામા શ્રદ્ધાભક્તિ રાખવા અત્યંત ઉચિત છે

શ્રીમદ્ભાગવતમાં જે ગૂઢાર્થ ભરેલો સમાયેલો રહેલો છે, તેજ પ્રમાણે મહાત્માઓએ પ્રેમભક્ત જ્ઞાનીઓએ ઘણાજ ઊંડા ઉતરીને એ અભિપ્રાય લોકોને અનેકવિધ ભાષ્યોદ્વારા પ્રકાશ કર્યો છે, પરંતુ એ ટીકાનું રહસ્ય દરેકોથી જાણી શકે તેમ નથી. કેટલાક ભગવદ્ભક્ત કવિઓએ, તેનો ભાવ અધિકારીઓ માટે ગુજરાતી ભાષામાં અધ્યાયના કેટલાક શ્લોકોપરથી તથા પદ ઉપરથી વ્યક્ત કર્યો છે ભાવ એટલે અભિપ્રાય અંતરના ભાવ જાણવા અભ્યાસ કરવા માટે પાત્રતા (યોગ્યતા)ની, અપેક્ષા રહે છે જે બે મનુષ્યોના અંતર એક થઈ જાય છે તેઓજ પરસ્પરનો ભાવ જાણી શકે છે, અગર પરસ્પરને કહે છે પણ ખરા એવો, વ્યવહારમા અનુભવ છે તેજ પ્રમાણે પરમાત્માના અંતરનો ભાવ પરમાત્મામય બનેલા ભક્તોનેજ પ્રતીત થાય એ સ્પષ્ટ છે કેમકે પરમાત્માની સાથે તેઓના અંતર મળી ગયેલા હોવાથી તેઓને વિષે તદ્ભાવ (પરમાત્માનો ભાવ-અભિપ્રાય) સ્ફુરિત થાય છે

આ પ્રકારની ભાવાર્થપ્રકાશક ટીકા પ્રકાશીત કરવામા આવે તો અત્યંત ઉપયોગી થઈ પડે, એવા અનેક ભક્તોની ઇચ્છા હતી, અને તેથી તે પ્રમાણે તૈયાર કરવામા આવી છે એની રચના એવી રાખી છે, કે પ્રથમ દશમસ્કંધના પ્રત્યેક અધ્યાયનો સારાંશ આપ્યો છે, અને પછી તેની નીચેજ "ભાવાર્થ દીપિકા" આપવામા આવી છે તેમા ઠેક ઠેકાણે શબ્દાલંકાર, અર્થાલંકાર તથા લૌકીક અને આધ્યાત્મિક અનેક ભાવોને દર્શાવેલા છે

આખી ટીકા એકદમ છાપવામા વિશેષ ખરચ આવે છે માટે એ ત્રણ વિભાગમા છાપવાનો વિચાર રાખ્યો છે વાસ્તે જે લોકોની લેવાની ઇચ્છા હોય તેઓએ અગાઉથી નામ નોંધાવવુ જેથી એ ત્રણે ભાગો પોણી કીંમતે મળશે

આવા પુસ્તકો મળવાનુ ઠેકાણુ —

**મેનેજર શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય-ભાગાળચકલા-સુરત**

